ગુર્જરી

# મુંબાઇની શેઠાણી.

એક અતિ ઉત્તમ સાંસારિક રસિક અને બોધક નવલકથા.

સુંદર ચિત્રો સહિત.




કર્તા

**મણિલાલ છબારામ ભટ્ટ.**

રાયપુર પંડિતજીની પોળ-અમદાવાદ.





પ્રકાશક

**હરિભાઈ દલપતરામ પટેલ.**

શાહપુર વનમાળીવાંકાની પોળ-અમદાવાદ.



સોલ એજન્ટ:-

**મેસર્સ. હરગોવનદાસ હરજીવનદાસ બુકસેલર.**

૨૬૩૦, પાનકોર નાકા-અમદાવાદ.



આવૃત્તિ ૩ જી. પ્રત ૧૦૦૦.

સંવત ૧૯૭૫ સને ૧૯૧૯



કિંમત રૂ. ૨-૦-૦

> All thoughts all passions all delights,
> Whatever stirs this mortal frame.
> All are but ministers of Love
> And feed his sacred flame.
>
> *Coleridge.*

અમદાવાદ શહાપુર વનમાળી વાંકાની પોળમાં હરિભાઈ
દલપતરામે પોતાના "ગ્રન્થોદય" પ્રેસમાં છાપી.

# પહેલી આવૃત્તિની પ્રસ્તાવના.

વીસ બાવીસ વર્ષ ઉપર 'સમશેરબહાદુર'માં આ વાર્તા પ્રથમ લખાઇ હતી. અધુરી રહેલી તે, પછી અધુરીજ 'વાર્તાવારિધિ'ના પ્રથમાવર્તનમાં છપાઇ હતી; અને મિ. ગણુપતિરામ ઉત્તમરામે તેના વધારાના ફોર્મ પુસ્તક રૂપે બંધાવ્યા હતા. તે માત્ર સવાસો પાનાનું પૂર અપૂર્ણ હતું. **બુકસેલર મેસર્સ. હરગોવનદાસવાળા મિ. ત્રિભોવનદાસે** આ અપૂર્ણ વસ્તુ પૂર્ણ છાપવાનો ઉત્સાહ કરી પોતાના પ્રેસમાં નાંખી. પરંતુ કેટલાક વ્યવસાયોને લીધે અને વસ્તુ બરોબર ગોઠવાયેલી નહિ હોવાને લીધે, પાયાથી જુદી જાતનો પ્રબંધ કરવો ઠીક લાગ્યો નહિ. કામ ઘણોક કાળ વળી એમને એમ પડી રહ્યું, પરંતુ આખરે તેને પુરું કરવાનો વિચાર થયો અને તે પ્રમાણે આજ તે અમલમાં મુકાયો. એક રીતે વાર્તાઓ ઘડીભર ગમતરૂપ થાય છે અને બીજી રીતે તે અનુપાનવાળી ગુણકારી માત્રાઓ રૂપ પણ બને છે. જુદી જુદી બાબતો ઉપર વિચાર કરતાં શિખવાડવાનું અને વ્યવહારની તથા સંસારની સમજ આપવાનું તે એક ઉત્તમ સાધન છે. વાર્તાનાં કેટલાંક પુસ્તકો તો એવાં હોય છે કે, જે વિદ્યાર્થીઓને અભ્યાસ કરવાને પણ અપાય, અર્થાત્ વાર્તાસાહિત્ય કંઈ એવું છેકજ નકામું કે ઉપેક્ષા કરવા જેવું નથી; તેમ એમ પણ ન કહી શકાય કે, દરેક વાર્તા બોધક અને રસદ હોયજ. વાર્તાનાં પુસ્તકો ગમે તેવાં હોય તોપણ એકંદરે લોકને રસનું વાંચન પુરુ પાડી કંઇ નહિ ને કંઇ પણ બોધ આપે અથવા કંઈ કંઇ નવું શીખવે. આપણે અહિં હજી લોકને વાંચનનો શોખ લાગ્યો નથી. જેમ વાંચનનો શોખ નથી તેમ વિદ્યાનો એવડો પ્રચાર પણ નથી. સારું ખોટું ગમે તે જાતનું પણ ઝાઝું વાંચન વંચાતું થવાની હાલ બહુ જરૂર છે. વાંચનનો શોખ લગાડનારું સાહિત્ય તે વાર્તા કે નોવેલનું સાહિત્યજ છે. વાંચન વધશે તેમ વાંચનની ઉત્તમતા પણ વધશે,

અને સમાજને અગત્યની બાબતો પણ તેમાં વધારે ચર્ચાશે. જ્યાં મૂળે વાંચનજ નથી ત્યાં પછી સારું વાંચન ક્યાંથી હોય? યુરોપની જુદી જુદી ભાષાઓમાં દરરોજ વાર્તાનાં લાખો પુસ્તકો નીકળે છે. એ બધાં પુસ્તકો કંઇ બોધપર કે સાહિત્યપર હોતાં નથી. તેમાંનો પણ મોટો ભાગ તો આપણામાંના કચરા જેવોજ હોય છે; તેમ છતાં તે દેશોમાં વાંચનનો શોખ વધારે હોવાથી ત્યાંના લેખકોને લખવાનો, અને પ્રસિદ્ધ કરનારાઓને વેચવાનો ઉત્સાહ રહે એવી ઉપજ થાય છે આપણે અહિં એ સ્થિતિ આવવાને હવે હજી બે ત્રણ જમાના જેટલી વાર છે.

યુરોપ અમેરિકાની સરખામણી તો થાય તેમ નથી, તોપણ છેલ્લાં કેટલાંક વર્ષ થયાં આપણી વચ્ચે પણ વાર્તા સાહિત્યના વાંચનનો શોખ વધ્યો છે. લોકને વાંચન ઉપર અભિરુચિ થશે અને તેઓ વાંચન માગવા માંડશે ત્યારે આજ નહિ ને પચીસ વર્ષે પણ સારૂં વાંચન ઉત્પન્ન થવા માંડશે. ટીકાઓની દરકાર વગર લેખકો જો લખ્યાજ કરશે તો લોકો તેમને ઇનસાફ આપવા માંડશે, બીજા વ્યવસાયો કરતાં અને નવરા બેઠા બગાસાં ખાધા કરતાં વાંચવું એ સારૂં છે. વાંચન નિર્દોષ મિત્ર છે. તેની મિત્રતા સર્વેએ કરવા જેવી છે. આમાં કેટલીક અગત્યની બાબતો મૂકવાનો યત્ન કર્યો છે અને હવે પછી વાતચીતની રૂઢિએ વિશેષ બોધ મૂકવાનો પ્રયત્ન કરતા રહીશું. આવા પુસ્તકમાં બીજી કોઇ ખાસ વસ્તુનો પ્રસ્તાવ કરવો અસ્થાને ગણાય તેથી આ જે કંઈ છે તેમાંથી વાંચકો વાંચે અને વિચારે તથા એ રીતે એકમાંથી નહિ તો બીજામાંથી, ત્રીજામાંથી કે ચોથામાંથી પણ બોધક વાંચન તેમને મળે, અને સૌને દેખતા અને વિચાર કરતા થવાની શિક્ષા મળવા માંડે તો પણ આવા પુસ્તકનો પરિશ્રમ સફળ ગણાય.

**અમદાવાદ.** લિ.
તા. ૩૧–૩–૧૫. **મણિલાલ છબારામ ભટ્ટ.**

# બીજી આવૃત્તિની પ્રસ્તાવના.

આ બીજી આવૃત્તિની પ્રસ્તાવના ખરી રીતે તો આ પુસ્તકના ચોથા સંસ્કરણનો મુખલેખ છે, કારણ કે, અપૂર્ણાવસ્થામાંજ આની બે આવૃત્તિઓ તો થઇ ગઇ હતી. લોકોને આ વાર્ત્તા પસંદ પડી છે એટલુંજ નહિ પરંતુ સ્ત્રીઓને વાંચવા યોગ્ય વાર્ત્તાઓ–પુસ્તકોમાં આની ગણના થઇ છે, અને મને આશા છે કે, જેમ જેમ સમાજમાં વંચાશે તેમ તેમ આ વાર્ત્તા વધારે ને વધારે લોકપ્રિય થશેજ. 'રામાયણમેં ક્યા બનાયા' એવું કહેનારાએ છે એને લોક આગળ રજુ કરેલું પેલા ચિતારાનું આખું ચિત્ર ડહાપણાઓએ બગાડી નાંખ્યું હતું તે પણ આપણે જાણીએ છીએ, તેમ લોક છે તે ઉંધું કે ઉતળું ગમે તેમ કહે પરંતુ હાલ વાર્ત્તાઓનો જમાનો છે ને લોકમાંથી સારી સંસારી વાર્ત્તાઓને ઉત્તેજન પણ મળે છે. બીજી ભાષામાં લખાયેલી 'નવલકથાઓનાં ભાષાન્તરો અને અનુકરણો કરતાં આવાં જે લોકનું ચરિત હોય તે લોકનીજ અસલ ભાષામાં અસલ ઇબારતથી લખાયેલાં પુસ્તક વધારે લોકપ્રિય બને છે. ભાષા લોકાચારને અને લોકાચાર ભાષાને શોભાવતા અને ખીલવતા અસલી ઇબારતના લેખમાં એવો રસ લાવે છે કે, જે રસ ભાષા અને લોકાચારના વિપર્યયમાં કદીએ આવતો નથી.

ગુજરાતી સંસારને લગતી વાર્ત્તામાં ગુજરાતનાં ઘરમાં ચાલતી શુદ્ધ અને સરલ ભાષા વાપરવી અને કશાએ આડંબર વગર જેવું ચરિત ચલાવાતું હોય તેવી રમણીય રસપ્રદ ભાષા–ઘરગતું ભાષા વાપરવી એ લખાણને શોભાવનારૂં મુખ્ય લક્ષણ છે. સ્ત્રીઓ અને માણસો કેળવાયેલા–શિષ્ટ માણસો વાતચીતમાં જે ભાષા વાપરે છે તેજ ભાષા આમાં વાપરી છે અને વાર્ત્તાના પ્રસંગો પણ જેવા સ્વાભાવિક રીતે બનતા જણાય છે તેવાજ યથાર્થ સ્વરૂપમાં વર્ણવવાનો બહુધા યત્ન કરેલો છે. ગુજરાતનો સંસાર હિંદુસ્તાનમાં બહુ વૈભવી ને હોંસીલો

છે અને તેને જેવો છે તેવો ચીતરવો એ મને બહુ યોગ્ય લાગ્યું છે. આપણે જેવા હોઇએ તેવા હમેશ બહુ સારા લાગીએ છીએ. શણગાર સજીને બેઠેલાં ને ટાપટીપ કરતાં જેટલાં સારાં નથી લાગતાં તેથી વધારે સારાં કુદરતી સાદાં સ્વરૂપ લાગે છે, કારણ કે, તે નૈસર્ગિક સ્વરૂપને રજુ કરે છે.

હાલ સારા ખોટાનો બહુ સારો વિવેક લોકમાંથી જતો રહ્યો છે. અમુક ધોરણવાળું શિક્ષણ ચાલ્યું છે અને પરીક્ષાની ગોખણિયા કસોટીમાંથી પસાર થયો તે બધા વિષયોમાં યોગ્ય ગણાય છે. સામાન્ય જ્ઞાનની લાયકાત જોવાને માટે પરીક્ષા એક બહુ સારી કસોટી છે અને એ કસોટીમાંથી નીકળેલા ઘણા રત્ન જેવા વિદ્વાનો છે પણ ખરા, છતાં એ કસોટીમાંથી પસાર થયેલા લખે અને વિચારે કે પારખી શકે એમ આંખો મીચોને માનવું એ ઠીક નથી. તેમાં પણ કળાના વિષયોમાં તો અભ્યાસની કંઇ એટલી બધી મહત્તા નથી. ઇશ્વર દત્ત શક્તિ—જેને દુર્લભ કહેવામાં આવી છે તેનીજ એમાં તો છે. કવિતા લેખ કે બીજી કોઇપણ કળા કળાબાજને હાથે જેવી સરસ થાય છે તેવી અભ્યાસ કરીને શીખેલાને હાથે થતી નથી. એ તો નૈસર્ગિક હૃદયના ઉકેલનીજ ખુબી છે. બહુ ભણેલાઓ કરતાં સાધારણ વાંચકો આ વાત વધારે સારી રીતે સમજે છે અને 'જગત ઝવેરી છે' એટલે તે એની મેળેજ જવાહીર પારખી લે છે.

| | | |
|---|---|---|
| તા. ૧૩ મી. જુન. ૧૯૧૭. | } | લિ. |
| સંવત ૧૯૭૩—જ્યેષ્ઠ. | } | મણિલાલ છબારામ ભટ્ટ. |

## વિશેષ.

આ આવૃત્તિ વખતે કંઇ વિશેષ લખવાનું રહ્યું નથી, માત્ર એટલુંજ કે, સારી વસ્તુનો સત્કાર લોક કરે છે. આ પુસ્તકના આવા સત્કાર માટે હું પુનઃ વાંચકોનો ઉપકાર અને આભાર માનું છું એજ.

| | | |
|---|---|---|
| તા. ૧૫ મી. એપ્રીલ. ૧૯૧૭ | } | લિ. |
| સંવત ૧૯૭૫—ચૈત્ર સુદિ ૧૫ | } | મણિલાલ છબારામ ભટ્ટ. |

# અનુક્રમણિકા.

ગુર્જરી

# મુંબાઇની શેઠાણી.

## પ્રકરણ ૧ લું.

### અવતરણ.

મુંબાઇ ગુજરાતીઓનું રમણીય વિલાસ નગર, હિંદુસ્તાનનું નાક અને દુનિઆના વેપારનું મથક મુંબાઇ, ખરેખર ! બ્રિટિશરાજ્ય કાળની, સુધારાની, ધનની, વિદ્યાની અને મોજશોખની અત્યારે એક અલૌકિક નગરી છે. મુંબાઇના વર્ણન ઉપર ઇંગ્રેજી ભાષામાં બે ત્રણ પુસ્તકો રચાયેલાં છે, એટલે અત્ર તેનું વિશેષ વર્ણન કરવાની કંઈ અગત્ય નથી. વળી ઘણા જણે તે જાતે પણ જોયેલું છે. આજ આ વાર્તાનું બીજ નંખાય છે તે દિવસે, શ્રાવણ વદ અમાસ છે. ગુજરાતમાં જેને મેળો કહીએ છીએ તેને મુંબાઇવાસીઓ યાત્રા કહે છે. વાલકેશ્વરના ઉંચા ને રમણીય લત્તામાં આજે તે વાર્ષિકી યાત્રાનો દિવસ છે અને હજારો ગરીબ તથા તવંગર લોક એ મેળામાં મહાલવા જાય છે. એક તરફ નગર, એક તરફ સાગર અને એક તરફ તે બધાનું અવલોકન કરવા ઉભો હોય તેવો અને વનસ્પતિના ડુંગર જેવો વાલકેશ્વરનો અને બાબુલનાથનો ડુંગર જોનારની આંખોને હસાવે છે. યાત્રાની મોજમજા ત્યાં વેચાતા વિવિધ જાતના માલની મોહિની અને સાંજના વખતની રમણીયતા, એ બધાં આકર્ષણોને લીધે અનેક લોક વાલકેશ્વર અને નગર સાથે હારદોર કરી રહેલા છે. ગરીબો પગે ચાલતા, શોખીનો છત્રીઓ ફેરવતા અને મિત્રો સાથે વાતો કરતા તથા ધનવાનો ગાડીઘોડે તે તરફ આવ જા કરી રહેલા હતા. વસ્તુઓ લઇ પાછા ફરતા લોક અને પ્રસન્ન થયેલાં બાળક યાત્રાળુઓના આનંદનું કારણ થઇ રહેલાં હતાં એવામાં તડકાનો

રંગ બદલાયો, આથમતો સૂર્યનારાયણ પશ્ચિમ દિશાની પાણી ભરેલી વાદળીઓથી ઢંકાઈ ગયો અને પવનના સપાટા સાથે કલાકના ત્રીસ ચાળીસ માઇલની ઝડપે ચાલતી આછી ભુરી વાદળીઓએ નભોમંડળને છાઇ નાંખ્યું. જતા આવતા લોક પલળવાની બીકે કંઇક ઉતાવળા ચાલ્યા અને જુવાનિયા છેલ પુરુષોએ નાયકની સોટી ફરતા જેમ સૈનિકોની બંદુકો ઉંચી થાય તેમ છત્રીઓ ઉઘાડી દીધી. ચઢતી વાદળીએ જેટલું જોર બતાવ્યું તેટલું પાણી વરસ્યું નહિ. વરસતી વાદળીઓ પવનના જોરે ખેંચાઇ ગઇ અને આછા વરસાદના કણે નવી ધોવાએલી વનસ્પતિ ઉપર વનદેવીઓનાં ભૂષણ જેવી જળમુક્તાની જાળો ગુંથાઇ ગઈ. થોડા પડેલા વરસાદે પણ પ્રારંભમાં દેખાડેલા મોટા દમામે યાત્રા જોનાર ગૃહસ્થોને ઘર તરફ પ્રેર્યા. સૂર્ય આથમી ગયો ને કાળાં વાદળાંના સાથે સંધ્યાનું અંધારૂં થતાં વાલકેશ્વરના ઢોળાવ ઉપરથી ગૃહસ્થોની ગાડીઓ એક પછી એક નીચે ઉતરવા લાગી. દિશાના અંતમાં ઝીણી પણ આંખનું તેજ હરી લે એવી વિજળીઓ થવા માંડી. પુનઃ વધારે વરસાદ થવાનાં ચિહ્‌ન જણાતાં પારસી, મુસલમાન તથા યુરોપિયન વગેરે લોકો જેઓ પોતાની ગાડીઓને રસ્તાની એક કોરે ઉભી રખાવી છોકરાં તથા સ્ત્રીઓ સાથે પગથી ઉપર ફરવા નીકળ્યા હતા. તેઓ ફરી ગાડીઓમાં જઈ બેઠા. યાત્રામાંથી આવતી મુંબાઇની શેઠાણીઓની અને ફરવા આવેલા શેઠ સાહુકારો ને સાહેબજાદાઓની ગાડીઓથી રેલવે ક્રોસિંગ સુધી બધો માર્ગ ભરાઇ ગયા.

એક લેન્ડોગાડી એટલામાં ત્યાં ઉભેલા કેટલાક વિદ્યાર્થીઓની ડાબી બાજુએ આવીને ઉભી રહી. વિદ્યાર્થીઓ તરફ ગાડીમાં બેઠેલાંની અને તેમની તરફ વિદ્યાર્થીઓની નજર હતી. એટલામાં આગગાડી ઉપડી અને ઘોડો ભડકીને તોફાન કરવા લાગ્યો. વિદ્યાર્થીઓ તરફ ગાડી મરડાઇ અને ઘોડાએ અવળા ફરી જઇ તેને વિદ્યાર્થીઓ તરફ હડસેલી દીધી. બે જણ ફેરમાં પેસી ગયા પણ એક જણના પગનાં આંગળાં તેથી કચરાઇ ગયાં. આગગાડી ચાલી ગઈ અને દરવાજો ઉઘડયો ત્યારે ઘોડો ઠેકાણે આવ્યો. ગાડીમાંનાં બૈરાંએ વિદ્યાર્થીનાં

આંગળાં ચગદાતાં જોયાં હતાં પરંતુ જ્યાં સુધી પોતાનો જીવ ઉંચો હતો ત્યાં સુધી પરદુઃખ તેમને દેખાયું ન હતું. રાવતે ઘોડાની લગામ ઝાલી તેને રસ્તે દોર્યો એટલે ગાડીમાંની એક બાળા બોલી કે 'બા! પેલા છોકરાને બિચારાને બહુ વાગ્યું છે.'

તેનાં વચનો સાંભળી આધેડ ઉમ્મરની એક સ્ત્રી, જે પેલી કન્યાની માતા થતી હતી તે, ગાડી ઉભી રખાવી નીચે ઉતરી તેની પાસે ગઇ, અને તેના મિત્રો વિક્ટોરિયા કરી તેને ઘેર લઇ જવાની તજવીજ કરતા હતા તેમને કહ્યું કે, 'શું કરવાને એમ કરો છો? હું એમને મારી ગાડીમાં મારે ઘેર લઇ જાઉં છું. મારો દીકરો દાક્તર છે તે એમની સારવાર કરશે. તમને હરકત ન હોય તો મારી ગાડીમાં બેસાડો.'

મિત્રોને આ ગોઠવણ ગમી અને જેને વાગ્યું હતું તેણે કંઇ વાંધો લીધો નહિ. બે મિત્રોએ ઉપાડી તેને ગાડીમાં બેસાડ્યો એટલે એક જુવાન સ્ત્રીએ તેમને કહ્યું કે 'હવે જાઓ, ચિંતા કરશો નહિ. મારા સસરાજીનું નામ રામચંદ્ર સદાશિવ છે અને ભૂલેશ્વરમાં અમારો પોતાનો માળો છે. તમારા મિત્રની ખબર કાઢવા આવવું હોય તો સુખેથી ત્યાં આવજો.'

'મેં એ માળો જોયેલો છે અને હું એમને નામે તથા દીઠે ઓળખું છું. તમે ખુશીથી ઘેર જાઓ.' એમ પેલા વિદ્યાર્થીએ કહ્યું તે પછી ગાડી સડસડાટ શહેર તરફ ચાલી.

ગાડીની ઉત્તમ બેઠક ઉપર રામચંદ્ર સદાશિવ શેઠનાં પત્ની અને વિદ્યાર્થી તથા સામી બેઠક ઉપર વીસ બાવીસ વર્ષની જુવાન વહુ અને તેર ચૌદ વર્ષની છોકરી બેઠાં હતાં. ગાડી ચાલી અને શેઠાણીએ વાત છેડી કે 'ભાઇ! બહુ પીડા થાય છે વારૂ?'

'અરર! લાય બળી એવી પીડા થાય છે કે, મને બોલવું પણ ગમતું નથી.'

'ઘેર જઇએ એટલી વાર છે હો ભાઈ! એક ક્ષણમાં મારો ચંદુલાલ તમને હસાવશે.' શેઠાણીએ આશ્વાસન આપ્યું.

'તે દિવસે પેલા બિહારીલાલ ભૈયાને બહુએ વાગ્યું હતું પરંતુ

મોટાભાઇએ એને ટાઢક વળે એવો મલમપટો કરી તરત ઉચાડી દીધો હતો. ' બહેન ભાઇનાં વખાણ કર્યાં.

' હા, તરત આરામ થઈ જાય એવું ઔષધ લગાડશે. '

મા દીકરીએ વિદ્યાર્થીને આશ્વાસન મળે એવી વાતો કરી અને વિદ્યાર્થી તે સાંભળતો કપડામાં મુખ રાખી વેદના સહી રહ્યો. ગાડી ભૂલેશ્વરમાં એક મોટા માળા આગળ આવીને ઉભી રહી એટલે શેઠાણી બોલ્યાં કે ' ગુલાબવહુ ! તમે ઉપર જઈ ભૈયાને મોકલો. તે આમને સંભાળીને ઉપર લઇ આવે. '

ઘોડાવાળાએ બારણું ઉઘાડ્યું એટલે સૌ બહાર નીકળ્યાં, અને ગુલાબવહુ સપાટાબંધ દાદર ચઢી ગઇ. ભૈયાએ નીચે આવી વિદ્યાર્થીને જોયો અને અભ્યાસીના સુકલકડી શરીર ઉપર હસી શેઠાણીને કહ્યું કે ' ઉઠા લેઉં. '

શેઠાણીએ ઉત્તર આપ્યો કે ' જેમ એમને પીડા ન થાય તેમ ઉપર લઇ આવ. ' હાથ ઝાલી ગાડીમાંથી ઉતારવાની અને દાદર ચઢાવવાની કડાકુટમાં પડવાનું ઠીક નહિ લાગ્યાથી ભૈયાએ વિદ્યાર્થીને એક ફૂલની માફક ઉપાડી લીધો અને ઉપર જઇ એક મોટા ભપકાદાર દિવાનખાનામાં મજેના પોચા સોફા ઉપર બેસાડ્યો. શેઠાણીએ પછી તેની પાસે બેસીને કહ્યું કે ' ભાઈ ! તમારૂં નામ શું ? '

' મારૂં નામ કેશવચંદ્ર, અને હું આપની નાતનો માણસ છું. આપ મને નથી ઓળખતાં પરંતુ રામચંદ્રશેઠને હું ઓળખું છું. '

' ખરે મોટા માણસને સૌ ઓળખે અને મોટા માણસ કોઇનેય ઓળખે નહિ. ' શેઠાણીએ સ્વાભાવિક સત્ય ઉચ્ચાર્યું.

' નિશાળિયાને ન ઓળખે એમાં શું ? '

' ત્યારે તો તમે અમારા પરોણા કેશવચંદ્ર ! હવે અહિં જરા આડો થાઓ, હમણાં મારો ચંદુલાલ આવશે. '

' વારૂ તમે હવે જાઓ. હું અહિં સુતો છું. બહુ કાળજી કરવા જેવું કંઈ નથી. '



## પ્રકરણ ૨ જું.

### આશાના અંકુર.

કેશવચંદ્ર દિવાનખાનામાં સોફા ઉપર સુતો અને શેઠાણી નાની શેઠાણી તથા પેલી કુંવારી કન્યા વગેરે સૌ પોતપોતાના કામમાં પડ્યાં. સુતાં સુતાં કેશવચંદ્રને વિચાર આવ્યો કે ' આપણી નાતમાં આ એક દીવો છે. એમના જેવો વૈભવ કોઈને ત્યાં નથી. જો કોઇ પણ માણસ પાસે બેપૈસા હોય તો તે આમનીજ પાસે છે. અરે ! કેળવણી અથવા સુધારો પણ માત્ર આ ઘરમાંજ છે. નાતમાં એ કોની સાથે બેસે એમ છે ? સઘળા ચિંથરેહાલ માણસો છે. કોઇ ખેડુત, કોઈ ભિખારી અને કોઇક જરા ઉચ્ચ વૃત્તિવાળા પુરાણીઓ ! બાકી બીજા કોણ ? જેવું ધન અને શીલ છે તેવીજ નાતમાં અલબત, ખંભાત તરફ અને અહિં પ્રતિષ્ઠા પણ છે. અમદાવાદ તરફ આમને ઓળખનાર થોડા પણ સુરતમાં ઘણા. સુરતમાં કેટલાક સારા છે પણ ધન કેળવણી અને સુધારા રહિત. પેલે વર્ષે જયારે હું અહિં આવવા નીકળ્યો ત્યારે મિ. પ્રાણશંકરે મને આમનું ઓળખાણ આપી અહિં ઉતરવાની ભલામણ કરી હતી પણ મને તે ઠીક લાગ્યું ન હતું. એ પછી પેલી સભામાં મેં આમને ઓળખ્યા અને આજ આ મોટા ઘરનો પરોણો થવાનો પણ વખત આવ્યો. આ ઘરની રીતભાતનું અવલોકન કરવાનો હવે મને પ્રસંગ મળશે, પણ નહિ, એમની રીતભાતની પરીક્ષા કરનાર હું કોણ ? કયાં રાજા ભોજ ને કયાં ગાંગો તેલી ? ધનમદ તો હશે. જો તે ન હોય તો દેવ જેવાં ગણાવાં જોઇએ. ' આ રીતે જેના મકાનમાં કેશવચંદ્ર સુતો હતો તેના સંબંધી વિચાર કરતાં કરતાં દુઃખની પીડાથી કંટાળેલી આંખમાં ઘેન ભરાયું અને ખિન્ન જણાતા વદને તે સહેજ નિદ્રામાં પડ્યો.

કેશવચંદ્રને દિવાનખાનામાં આરામ લેવાનું કહી શેઠાણી તેમનાં સાસુ, રામચંદ્રશેઠની ઘરડી મા પાસે ગયાં. ડોસીએ નવા આવેલા માણસ વિષે પડપુછ કરી. શેઠાણીએ જે થોડું ઘણું જાણ્યું હતું તે બધું કહ્યું. ડોસી લગભગ એંશી વર્ષ ઉપરની હોઇ આખી નાતને ઓળખતી હતી. કેશવચંદ્રને તેણે આશરે ઓળખ્યો અને કહ્યું કે, 'મોટી વહુ! એ જો ગૌહરનો હોય તો તારે કામનો. મારા સાંભળવામાં આવેલું છે કે એણુ તરફનો એક વિદ્યાર્થી અહિંયાં ભણે છે. અમદાવાદથી ગોદાવરી જવા માટે પેલે વર્ષે જેઓ આવ્યાં હતાં તેમણે મને એ વિષે કહ્યું હતું. ગજરીનું ભાગ્ય મોટું છે, અને જો એજ આ હશે તો તને લાભ છે. હશે, આ વાત હમણાં મનમાં રાખજે. શું ચંદુ વગેરે હજી આવ્યા નથી? કેમ વાર થઈ?' 'જીજી! ચંદુભાઇ આવ્યા.' એમ ગજરીએ ઓરડામાં પેસતાં કહ્યું અને ડોસીએ વાત બંધ કરી. શેઠાણી ઉઠયાં અને ચંદુલાલ ઉપર આવતાં કેશવચંદ્રવાળા બનાવની સઘળી હકીકત તેમણે તેને કહી. 'એમાં શું છે? આરામ થતાં વાર નહિ લાગે.' એમ કહી ચંદુલાલ આગળ થયો અને શેઠાણી તેની પાછળ ચાલ્યાં. તેઓ દિવાનખાનામાં દાખલ થયાં તે સાથેજ ચંદુલાલના બુટને અવાજે કેશવચંદ્રની આંખ ઉઘડી ગઇ. ચંદુલાલે તેની સામું જોયું અને ઉભયનાં મુખ ઉપર વિવેકી હાસ્ય પ્રકટ્યું. ચંદુલાલ તેની જોડે બેઠો અને શેઠાણીએ નીચે ગાલીચા ઉપર બેસતાં કહ્યું કે 'આ ત્રણ આંગળીઓ કચરાઈ છે.' 'હવે હું તેજ જોઉં છું બા!' એમ કહી ચંદુલાલે સારવારનું કામ કરવાનો આરંભ કર્યો. પાણી મંગાવી તેણે પગને ધોવરાવી નાંખ્યો, અને યોગ્ય ઔષધ લગાડી પાટો બાંધ્યો. શેઠાણીએ દયાની લાગણી સાથે એ બધી ક્રિયા દિલસોજીથી જોઇ અને પાટો બંધાઇ રહ્યો. કેશવચંદ્રના મુખ ઉપરથી પીડાની અસર ઓછી થઇ. ચંદુલાલ ખુરસી ખેંચી લાવી તેની સામે બેઠો અને દરદી સોફાને તાકયે મસ્તક ટેકવી પડયો તે પછી શેઠાણી બહાર ગયાં.

ચંદુલાલ અને કેશવચંદ્ર વચ્ચે હવે વાતચીત ચાલી. પ્રથમ

ગુજરાતીમાં અને પછી ઇંગ્રેજીમાં તેઓ ગપ્પાં મારવા લાગ્યા. જેમ જેમ વાત થતી ગઇ તેમ તેમ ચંદુલાલના મનમાં કેશવચંદ્રની આવડની છાપ પડતી ગઈ. તેના વિશાળ જ્ઞાનથી તે ચકિત થયો. આગળ ચાલતાં તેણે કહ્યું કે 'ત્રણ વરસ થયાં હું વૈદકીય છેલ્લી પરીક્ષામાં બેસું છું. બે વરસ નાપાસ થયા પછી આ વરસથી તો અનુભવને ખાતર ઘર આગળ કેટલાંક ઔષધ રાખી ઓળખીતાં પાળખીતાંની દવા કરવા માંડી છે. મને આ વખતના પ્રશ્નપત્રો જોઇ આશા બંધાઇ છે.'

'ઇશ્વર કરશે તો તમે પાસજ થશો. આવતી કાલે હું ભૂલતો ન હોઉં તો તમારૂં રિઝલ્ટ જણાવાનું છે. આપણી નાતમાં તમે રત્ન છો અને ઇશ્વર તમનેજ પહેલા દાક્તર થયાનું માન અપાવશે.'

'હું મોટા માનને યોગ્ય થઇશ એમ કંઇ નથી. હું તો સાધારણ વિદ્યાર્થી છું. મારા કરતાં બહુ બુદ્ધિશાળી વિદ્યાર્થીઓ છે.' કેશવચંદ્રે કહ્યું કે, 'બીજી કંઇ અડચણ ન આવે તો ગ્રેજ્યુએટ થવાનો મારો નિશ્ચય છે અને હવે એક વર્ષ વચ્ચે આડું છે. સાંસારિક પ્રત્યવાય એટલામાં ન આવે તો બસ.'

'તમને સાંસારિક ખટપટ વળગી છે?'

'ના ના, એવી તો નહિ, પણ મારા પિતાજી વૃદ્ધ છે અને એ પાકું પાન ક્યારે ખરી પડશે તે કંઈ કહેવાય નહિ. એમ થાય તો અભ્યાસ મૂકી મારે ઘરની સંભાળ લેવી પડે. મિ. ચંદુલાલ! જાણો-છોની કે આપણી નાતના લોક કેવી સ્થિતિમાં છે?'

'તે મારા જાણવામાં છે પરંતુ મારો એવો અભિપ્રાય છે કે, ગરીબ છતાં પણ ઘણાં કુટુંબો પોતાનાં બાળકોને સારી કેળવણી આપવા ધારે તો આપી શકે. વળી ધનવાનનાં છોકરાંજ ભણી શકે એમ કંઇ નથી. ગરીબ માણસોનાં છોકરાં હમેશ બહુ સારાં ભણે છે અને દીપી નીકળે છે. ભણવાની વૃત્તિ હોય તો ધન આવી મળે છે. માબાપની ભણાવવાની ને પુત્રની ભણવાની મનથીજ ભાવના હોય તો ગરીબે ભણી શકે છે.'

'પરંતુ તેઓ આ વિદ્યાથી અભડાય છે. એમની માગણ વિદ્યામાં

હજી એમનાં પેટ ભરાય છે અને તેમાં તેઓ એવાં રચીપચી ગયેલાં છે કે વિદ્યા ભણવી એજ તેમને રૂચતું નથી.'

આ વાતમાં ગજરીએ ભંગ પાડયો. તેણે અંદર આવી કહ્યું કે 'ચંદુભાઈ! રસોઈ થઇ ગઈ છે.' 'ચાલો, આવીએ છીએ બહેન!' એમ કહી ચંદુલાલ ખુરસી ઉપરથી ઉઠયો અને ગજરી ગઇ.

'તમારાથી રસોડામાં અવાશે?'

'હા, હવે મને ઠીક છે.' કેશવચંદ્ર બેઠો થયો અને ચંદુલાલનો હાથ પકડી રસોડામાં ગયો.

રસોડું નાનું ન હતું. ચાકરે બે પાટલા ગોઠવી જોડે જળપાત્ર મૂક્યાં હતાં. રસોઇયાએ બધું તૈયાર કરેલું હોવા છતાં ગુલાબવહુ સોળું પહેરી પીરસવા તથા બીજી સગવડ કરવાને હાજર થઈ હતી. ડાવકા-ઇથી તેણે ચટણી વગેરે પીરસી અને ચાકરે અબોટિયાં આપ્યાં તે પહેરી બેઉ જુવાન જમવા બેઠા.

પુરુષો અને રસોઇયાની વચ્ચે જરા દૂર એક પાટલા ઉપર ગુલાબવહુ સંકોરાઇને બેઠી અને વાત કરતાં પેલા બે જણ જમવા લાગ્યા. થોડીવાર પછી ચંદુલાલે પૂછ્યું કે 'બાપાજી કેમ હજી નથી આવ્યા?' શરમાતાં શરમાતાં ગુલાબે જવાબ આપ્યો કે 'અગિયાર વાગે ગયા ત્યારે દાદીમાને કહેતા ગયા છે કે, આજે ડાયરેકટરોની સભા છે તેથી મોડું થશે.'

'હા, એ તો હું ભૂલીજ ગયો. વારૂ, બીજા શા વર્તમાન છે? કેમ બોલતાં નથી? કેશવચંદ્રનાં ગુનેગાર થયાં તેમાં?

'ગુનેગાર તો ખરાંસ્તો. પોલિસમાં પકડાઇએ એવાં. એમની આંખમાંથી તો આંસુ નીકળી ગયાં હતાં.'

કેશવચંદ્ર—અકસ્માતમાં કોઈ ગુનેગાર ગણાયજ નહિ, એમ કહોની.

'એમ કેમ કહેવાય? અમારી ગાડીથી વાગ્યું તે કંઇ ખોટું?

ચંદુલાલ—એમને ઓળખ્યા? એ તો વાણિયા છે.

ગુલાબવહુ—જેવા તમે વાણિયા તેવા એ.

કેશવચંદ્ર હસ્યો અને વરવહુનો વિનોદ પુરો થયો. જમીને તેઓ

દિવાનખાનમાં ગયા. થોડી વાર વાત કર્યા પછી ચંદુલાલ કેશવચંદ્રને સુવા બેસવાનો ચાકર પાસે બરાબર બંદોબસ્ત કરાવરાવી મેડીએ ગયો.

રસોડામાંથી ઉઠી ગુલાબવહુ સાસુ અને વડસાસુની મંડળીમાં ગઇ. ત્યાં પણ કેશવચંદ્રને લગતી વાતોના તડાકા ચાલતા હતા. રામચંદ્રશેઠ આવ્યા ન હતા એટલે સૌ તેમની વાટ જોતાં બેઠાં હતાં. જમતી વખતે ગુલાબવહુએ કેશવચંદ્રની રીતભાતનું અવલોકન કર્યું હતું તેથી સાસુ અને વડસાસુ આગળ તેનાં વખાણ કરતાં કહ્યું કે 'શરીર તો સુકલું છે પણ સ્વભાવે બહુ ચેતનવાળા છે. વિવેક અને રીતભાતમાં તો સુધરેલાંને પણ ટક્કર મારે તેવા છે. વાત કરવાની ખુબી અને શાળો રૂપાળો સ્વભાવ વગેરે જોઇ મને તો ખાતરી થઇ કે એમના જેવો હોંશિયાર, સુધરેલો અને ભણેલો બીજો કોઇ આપણી નાતમાં ભાગ્યેજ હશે. આણી તરફ ચરોતરના ઘણાય માણસ આવે છે પણ તેમને જમતાંએ આવડતું હોતું નથી. કોઈ બહુબોલા થઈ ચિબાવલા જેવી કૃત્રિમ ભાષા બોલી આપણને હસાવે છે તેઓ બોલવું ચાલવું ને બેસવું ઉઠવું વગેરે રીતભાતમાં તો કંઈ સમજતાજ હોતા નથી, આ એવા નથી આમનું કામ તો ઓર છે. મેં તો હમણાંજ જાણ્યું કે એ આપણી નાતના છે. બા ! ખીજશો નહિ પણ મને તો એમ લાગે છે કે ગજરાબાને ગોરમા ફળશે.'

'છાની રહે, એવું બોલીએ નહિ.' ડોસીએ વહુને દબાવી.

ગુલાબ શરમાઈ ગઈ અને ગજરી આડું જોઇ ઓરડાની બહાર જતી રહી; એટલામાં વળી રામચંદ્રશેઠ દાદર ચઢ્યા અને ગુલાબવહુ ઘુંઘટો તાણી દૂર ખસી ગઇ. શેઠાણીએ પણ જરા આઘું ઓઢયું.

'જીજી ! તમે જમ્યાં નથી ?' રામચંદ્રશેઠે આવતાંવાંત પૂછ્યું.

'તમારી રાહ જોઇ સૌ બેસી રહ્યાં છે. ચંદુ અને એક આપણી નાતના કેશવચંદ્ર કરીને આવ્યા છે, તે બે જણ જમ્યા. ગજરી જમી નથી.' ડોસીએ ઉત્તર આપ્યો.

'ચાલો ત્યારે આપણે સૌ સાથેજ જમી લઇએ' એમ કહી રામચંદ્ર શેઠ ડગલો ઉતારવા લાગ્યા અને ગજરી પાઘડી લઇ ઠેકાણે મૂકી આવી.

સૌ સાથે જમવા બેઠાં. ત્યાં ડોસીએ કેશવચંદ્રની અથેતિ હકીકત કહી, તે સાંભળીને શેઠ દિલગીર થયા અને ચાકરને મોકલી તજવીજ કરાવી પણ 'તેની ઓરડી બંધ છે અને તે ઉંઘી ગયા હશે.' એવું તેણે જણાવ્યાથી સવારે મળવાનું રાખ્યું. જમતાં જમતાં રામચંદ્રશેઠ બોલ્યા કે 'જીજી ! ચંદુલાલ પાસ થાય એમ લાગે છે. એના સાહેબ આજ મળ્યા હતા, તેમણે કહ્યું કે આશા છે.'

'ઈશ્વર એટલું કરી નાંખે તો ગંગા નહાયાં. ત્રણ ત્રણ વર્ષ થયાં છોકરો પાસ થતો નથી એ તે પરીક્ષાઓ કેવી ? ગોખી ગોખીને તો બિચારો અરધો થઇ ગયો. તે દિવસે જેકોરવહુએ મને કહ્યું કે 'ચંદુ વાંચે છે,' ત્યારે એ વાગ્યા હતા. છોકરાં ઉંઘે શું અને વાંચે શું ?'

જેકોરશેઠાણી–જીજી ! તમે લડો તેમાં હું તો કહેતી નહિ; પણ કોઇ કોઇવાર તો રડ્યું આખી રાત વાંચવાનું ચાલતું અને સવારે બિચારાની આંખો ફૂલી જતી.

શેઠ–મહેનત વગર ફળ ક્યાં છે ? એનો તો શો અભ્યાસ છે ? બીજાં શાસ્ત્રો વગેરેના અભ્યાસીઓને એક કબાટ ભરાય એટલી બધી ચોપડીઓ વાંચવી પડે છે અને કઠણમાં કઠણ જુદા જુદા ચાર પાંચ વિષયો હોય છે.

ડોસી–અમારા વખતમાં તો એવું કશુંએ ન હતું.

ગજરી–દાદીમા ! ત્યારે તમારા વખતમાં આવી સાહેબી પણ ક્યારે હતી ?

ડોસી–સાહેબીનાં શરીર કોને ? તારા બાપના અને ભાઈના શરીરમાં કંઇ ફેર દેખે છે ? મહેનત કરવી, રળવું અને ભણવું, બધુંએ ખરૂં પણ આ ભણતરથી તો તોબા ! !

ગજરી એક કોરે ગુલાબના ઘુંઘટામાં મોં ઘાલી ધીરેથી પણ મોટેરાં સાંભળે તેમ કહેવા લાગી કે 'દાક્તર સાહેબનાં ધણિયાણી ! દાક્તર સાહેબ પાસ થશે ત્યારે મને શું આપશો ?'

ગુલાબ–હજી પાસ તો થવા દો.

'કાલે સાંજે પાસ થશે અને તરત વધામણી લઇશ. એની એ

ઘડીએ જરાએ અજર નહિ કરૂં.'

જેકારશેઠાણી ગજરીનાં વચન સાંભળી ઉમળકાથી બોલ્યાં કે 'જીજી! જોયું, ગજરી પણ એની ભાભી પાસે વધામણી લેવાની કબુલાત કરાવરાવે છે.' ગામમાં પેંડાના સાંસા ને પટેલને ઘેર ઉનાં પાણી.

ગજરી—સાંસા બાંસા બોલીશ માં. કાલે સાંજે ભાઇ પાસ થયાના ખબર આવ્યા જાણને.

'ખબર આવે ત્યારે ઇનામ લેજે' શેઠ જમીને બહાર જતાં બોલ્યા. હવે રસોડામાં સ્ત્રીમંડળજ એકલું રહ્યું, તેમાં નણંદે ભાભીને કબુલ કરાવવા માંડયું.

જેકાર—વહુ! એને વધામણીની વસ્તુનું નામ પાડો. લાડકી નણંદ હોય તે માગે તો ખરીસ્તો. ગજરીને શૂર ચઢયું.

ગુલાબ—મારો હાર આપીશ જાઓ, ખુશી થાઓ.

જેકારશેઠાણી—તારી ભાભીએ ખરેખરી ઉદારતા દેખાડી. હવે ઇશ્વરની સ્તુતિ કરજે કે ચંદુભાઇ પાસ થાય.

'એટલા લાભ માટે કંઇ સ્તુતિ કરવાની છે? હું તો હમેશ મારા ચંદુભાઇના સારા માટે સ્તુતિ કરૂં છું. ચંદુભાઇ અને ભાભી પાસેથી તો ઈશ્વર કરશે તો એક વર્ષ હવાણામાં આથીએ ઘણું મોટું-મોટું અને હકનું ઇનામ લઇશ.'

જેકારશેઠાણી અને ગુલાબની આંખ એક થઇ. એઉના મુખ ઉપર અવર્ણનીય હાસ્ય પ્રગટયું. ગુલાબે નીચું જોયું અને શેઠાણી જરાક મોટેથી હસી હાથ ધોઇ ઉભાં થયાં. રસોડામાંથી સ્ત્રીમંડળ વેરાયું. ડોસીને પુરાણ સંભળાવવા માટે પુરાણી આવી પહોંચેલા હોવાથી જેકારશેઠાણી અને શેઠ પછી [illegible] સાંભળવા બેઠાં. દશ અગિયાર વાગતાં કથા પુરી થઇ અને સૌ સુઇ ગયાં.

ગજરી પથારીમાં સુતી એટલે તેને કંઇક નવું નવું મનમાં ઉંડો હર્ષ ઉપજાવતું હોય એવું લાગવા માંડયું. [illegible]માં તમામ માણસો નવા આવેલા વિદ્યાર્થી સંબંધી મનમાં ને મનમાં વિચાર કરતાં નિદ્રાવશ થયાં. બીજે દિવસે સવારે રામચંદ્રશેઠે કેશવચંદ્રને તેને મટતા લગી

પોતાને ત્યાં રહેવાનું કહ્યું અને કૉલેજમાં જવા આવવાને માટે ગાડીનો પણ બંદોબસ્ત કરાવી આપ્યો. શેઠના મનમાં તેને માટે સારો વિચાર ઉત્પન્ન થયો હતો. ચંદુલાલે દરદીની ખબર લીધી. પાટો છોડીને નવો બાંધ્યો અને કેટલીક વાર વાતો કરી. કેશવચંદ્રથી હવે પગ નીચે મુકાવા માંડયો. રાતવાળા ઓસડથી તે લાકડીને ટેકે ઉભો થવા જેટલો હોંશિયાર થયો હતો. કૉલેજમાં ગયા વગર ચાલે એમ ન હતું, કારણ કે, અભ્યાસાવધિના મુકરર દિવસોમાં ખોટ પડે એમ હતું.

## પ્રકરણ ૩ જું.

### આનંદમાં આનંદ.

રામચંદ્રશેઠના ઘરમાં હાલ કોઇ નિશાળે કે ઑફિસે જનાર નહિ હોવાથી સવારમાં જરા મોડું જમણ થતું, પણ આજ તે વહેલું તૈયાર કરવાનો રસોઇયાને હુકમ મળ્યો હતો. નવ સાડા નવને અમલ રસોઇ તૈયાર થઇ. શેઠ કે ચંદુલાલ કોઇ ઘેર હતા નહિ. જેકોરશેઠાણીએ કેશવચંદ્રને આગ્રહ કરી જમવા બેસાર્યો અને પોતે તેની રીતભાત જોવા તથા સ્વાર્થને યોગ્ય કેટલીક વિગત પૂછી લેવા સરભરામાં રહ્યાં. શેઠાણીએ આગ્રહ કરી તેને જમાડયો અને સંબંધ બાંધવા પુરતી સઘળી વિગત વાતમાં ને વાતમાં પૂછી લીધી. ગજરી માટે આ ખરે-ખરો વર છે, એવી કરાય તેટલી ખાતરી કરી. શેઠાણીની પૂછવાની ઢબ અને કેશવચંદ્રની વિગતે જવાબ આપવાની રીતથી જાણવાનું સર્વ જણાયું. તે જમી રહ્યો અને કપડાં પહેરી તૈયાર થયો ત્યાર સોરી ગાડી તૈયાર થઇ આવી. શેઠાણીએ હવે મનથી તેને જમાઇ માની લીધો અને અંતર આનંદે ભરાયું. શરીરનું આરોગ્ય, ઉમ્મર, અને વિદ્યા એ સઘળું પોતાની બરોબરીનું જણાયું. કોઇને કંઇ વાંધો કાઢ-વાનું રહે એવું ન રહ્યું. ચંદુલાલની પ્રીતિમાં કેશવચંદ્રે જાણે આજ ભાગ પડાવ્યો, અને પહેલે દિવસેજ શેઠાણીના મનમાં પક્ષપાત થયો. કેશવચંદ્ર નીચે ઉતર્યો, શેઠાણી તેની પાછળ નીચે ગયાં અને ગાડીવા-

ળાને કહ્યું કે ‘ એમને સંભાળીને કોલેજમાં મૂકી આવજે, અને એ જેટલે વાગે કહે તેટલે વાગે ગાડી પાછી ત્યાં લઇ જઈ અહિં પાછા લઇ આવજે.’ વળી કેશવચંદ્રને કહ્યું કે ‘કેશવચંદ્ર! ભૈયાને મોકલું? કોલેજની સીડી તમારાથી ચઢાશે? ના હોય તો બે દિવસની રજા લેતા આવજો. પગ ખેંચીને ચાલતાં હેરાન થવાશે.’ કેશવચંદ્રે કહ્યું કે ‘ભૈયાની જરૂર નથી અને આવતી કાલે તથા પરમ દિવસે રજાઓ છે. પેલા દહાડાની વાત પેલે દહાડે.’ ‘જાઓ ત્યારે.’ શેઠાણી ઉપર ચઢયાં અને ગાડીવાળાએ ફ્રોટ તરફ ગાડી હંકારી.

અગિયાર બાર વાગે ઘર કામ સમાપ્ત થયું અને શેઠ તથા ચંદુલાલ જમી આરામ લઈ બહાર નીકળી ગયા. મોડેથી પછી જેકોર સાસુ પાસે ગયાં. સાસુ વહુએ કેશવચંદ્ર સંબંધી વાતચીત કરી. જેકોરે કહેલું વૃત્તાંત સાંભળી ડોસી બોલી કે ‘નક્કી’ હવે કોઈને કંઈ પૂછવા જેવું નથી. હું સર્વને ઓળખું છું. એનું કુટુંબ આપણી નાતના માન પ્રમાણે ખાનદાન છે. એના પેલા વડવાને કડી પરગણામાં અધિકાર હતો અને જુના વખતમાં તેણે બે પૈસા એકઠા પણ કર્યા હતા. જાતે ચઢાઉ હોવાથી નાતોજાતોમાં અને લહાણાં કરીને તેણે બધું ઉડાડી દીધું હતું. મેં આના વડવાના લહાણાનાં વાસણ વાપરેલાં. નાતો અને લહાણામાં પૈસો વેરાયો અને છોકરો નહિ એટલે ગામડામાં બાપા કહેવાયા અફીણ ગળે પડયું તેમાં બાકીનું પુરૂં થયું. ખાધે તો સમુદરે ખૂટી જાય. પાંસઠ વર્ષની વયે છોકરાની આશાએ વળી ડોસો ફરી પરણ્યો અને ઇશ્વરે વંશ રાખ્યો. કેશવચંદ્રનો બાપ થયો અને ડોસો મોટી વયે મરી ગયો. દેવાદારોએ ઘરબાર લઈ લીધાં અને નવી વહુ તથા છોકરો હલેતાં હોવાથી નાનમ પડી. પડી એટલે તો પડીસ્તો ‘વાગેલામાં વાગે’ તેમ દેવાદારોએ ઘર બાર ખાલી કરાવરાવી સર્વસ્વ લઇ લીધું. નવીએ પિયેરમાં છોકરાને મોટો કર્યો અને મામાએ બહેનનું મન રાખવા તેના કુટુંબના મોભા પ્રમાણે ખરચ કરી ભાણેજને પરણાવ્યો. ડોસાને એક પરમ યોગી ભાઇ હતો અને નાતમાં તે કાળે એમ કહેવાતું કે એને કેટલીક સિદ્ધિએ પ્રાપ્ત થઇ છે. ઘરના કલેશ કંકાસથી કંટાળી તે

નૃસિંહ મહેતાની માફક વનમાં જતો રહ્યો હતો, પણ હું નાની હતી તેવામાં એની સિદ્ધિઓના અદ્દભુત ચમત્કારોની વાતો નાતમાં થતી. એના પુણ્યના ફળેજ એના ભાઇનો વંશ ચાલુ રહ્યો એમ પણ કહેવાતું. આ છોકરો એ મહાત્માના ભાઇનો પાત્ર થાય સમજી વહુ! તેં કહ્યું એટલે મેં એ તો સઘળું જાણ્યું. ઘરબારનાં દુઃખી એમાં ફેર નહિ, પરંતુ કુળવાન ને ખાનદાન તો જેવાં તેવાં નહિ. એમનો દહાડો પાધરો હોય અને આપણે પૂછવા ગયાં હોઇએ તો ના પાડે. કેશવચંદ્રને બીજાં નાનાં મોટાં ભાઈ બહેન છે?' 'તે તો હું જાણતી નથી પણ ઘરડાં માબાપ છે. તેઓ ગામડે રહે છે અને પોતે અહિં શેઠિયા લોકને આશ્રયે અભ્યાસ કરે છે.'

'ત્યારે ઠીક છે. રામચંદ્રને હું કહીશ અને તમે નક્કી કરી નાંખજો. કરકરૂં છોકરૂં આજના વખતમાં કુંવારું રહેતું નથી. ઉંઘમાં ઉંઘશો તો જીતી બાજી હારશો. તમે ધણીધણિયાયાણી હવે કંઈ નાનાં નથી. કાલે છોકરાંને ત્યાં છોકરાં થશે અને હું ક્યાં સુધી બેસી રહેવાની છું. વિચાર કરજો અને વહુને મોઢે દાણો ચંપાવી જોજો. રામચંદ્રને ઠીક લાગે તો એના બાપ ઉપર એકાદ કાગળ પણ લખાવજે. જોજે ભૂલતી, તારી ગજરી બીજે ઠેકાણે સમાશે નહિ. મુંબાઈમાં ઉછરેલાં છોકરાં ગામડામાં સમાતાં નથી અને ન સમાય તેમાંએ નવાઇ નહિ. મુંબાઇમાં ઉછરતાં છોકરાંએ માત્ર સુખજ જોયેલું હોય છે. તેઓ ગામડાની રીતે કામની કડાકુટમાં રહી શકતાં નથી. ત્યાંની રીતભાત અને ટુંકામાં કહીએ તો સઘળી જાતનો વ્યવસાય તેમને પ્રસંદ પડતો નથી. ત્યાં તેમને ગમતું નથી અને ઘણાંને તો ત્યાંનું અનાજ મોંમાં પણ પેસતું નથી. વહુ! તારી ગજરી તો તેમાં વળી ઓરજ છે. તમે એને લડાવવામાં બાકી રાખી નથી. શેક્યો પાપડ પણ એનાથી ભાગે તેમ નથી. મારા મત પ્રમાણે ચાલો તો આ બાબત નક્કી કરી નાંખજો, નહિ તો પશ્ચાત્તાપ થશે. હવે શું ગજરી તમને નાની લાગે છે? તમારા સુધારા તે કેવા? મોટું બૈરૂં કરીને પરણાવવું? અમારાથી તો જુની આંખે આ નવા તમાસા જોવાતા નથી.

રામચંદ્ર બહાર ફરે અને દક્ષિણીઓની સુધારાવાળી સોબતમાં રહે તે એમ ધારે પણ જેકારવહુ! તું એ સમજતી નથી દીકરા? દેશ છોડીએ પણ દેશાચાલ ના છોડીએ, ગજરીને લઇને ખંભાત ગયાં હોઇએ તો લોક શું કહે? ખરૂં કહું તો મને રાતે ઉંઘે આવતી નથી અને તમારી ઉપર ઘણી વાર કઢપો આવે છે. તમે મોટા વર પસંદ કરો છો, તો આ મોટો છે, હવે વિચાર શો?'

ઘરડાં સાસુનું આ લાંબું ને પોતાને મોટાઈ આપનારૂં ભાષણ સાંભળી જેકારશેઠાણીને એમ થયું કે, જે લગન હોય તો હમણાંજ મંગળફેરા ફેરવાવી દે, પણ શું કરે? હજી તો ચોમાસું હતું. તે નમ્ર થઈ બોલી કે 'બા! તમે જીવો છો ત્યાં સુધી અમારે શા માટે ચિંતા રાખવી? તમે છો ત્યાં સુધી અમે તમારી આગળ છોકરાંસ્તો? તમે વિચાર કરો અને જેને કહેવું યોગ્ય હોય તેને કહો. હું તો પહોર સુરત ગઇ ત્યારે કેટલાંક જણે ગજરીના વિવાહ માટે મને ઠપકો દીધો હતો. હવે તો હું રોજ કહું છું પણ મારૂં સાંભળે છે કોણ? તમે આજ બોલ્યાં, બાકી ક્યારે એ સંબંધી એમને કંઇ કહો છો? તમે નહિ કહો તો કોણ કહેશે? હું કહું છું ત્યારે કહે છે કે 'જીજી એની મેળે ગોઠવણ કરતી હશેજ. તું શું કામ ચિંતા કરે છે? આપણી એને ચિંતા છે તો ગજરીને માટે એને કંઇ વિચાર નહિ આવતો હોય?' એ કંઇ પણ લાડ લડાવે કે હું તો કહું કે જમાઇને મિલમાં બે ચાર આનીનો ભાગ ઘાલી આપવાના છો જે છોકરીને ફટાડો છો? મને હસી કાઢે છે કે 'એનું ભાગ્ય એની પાસે છે.' ગુલાબવહુ ને ચંદુલાલને જોઇએ તે મળે ત્યારે નાનામાં નાની ગજરીને કેમ ના કહેવાય? ચંદુની વહુએ હારમોનિયમ શીખવા માંડયું ત્યારે મેં કહ્યું કે 'ગજરી! તું એવું તેવું કંઈ શીખતીબીખતી નહિ. તને હારમોનિયમવાળું સાસરૂં નહિ મળે' બે ત્રણ દિવસ તે ચંદુની મેડીએ ગઈ નહિ પણ ગુલાબવહુ ગાય તે એનાથી સંખાય? એક દહાડો મેડીએ ગઈ અને વહુએ કહ્યું કે 'ગજરાબા! જુઓ હું તમને સૂર મિલાવટ શીખવું' ત્યારે રોઈ ગઇ અને મારાં પેલાં વચન સંભારી ડુસકે ચઢી. વહુએ એનો

સસરો બેઠા હતા ને એ વાત કહી, ત્યારે એવડા મોટાની આંખમાં ઝળઝળિયાં આવી ગયાં. મને કહે કે 'આ સુખ વૈભવમાં ઉછેરેલી છોકરીને કુવામાં નાંખવી પડશે, એનો જ્યારે મને વિચાર આવે છે ત્યારે મારૂં મન બળી જાય છે. જીજીને કહેજે કે અકુળવાન તો અકુળવાન, પણ કોઇ જરા જીવવાળો વર શોધી કાઢી કાઢે ?' જીજી! અમે તમારા છત્રમાં નાતજાતનું શું જાણ્યું છે ? અને ગર્જરી પરણાવતા લગી ઈશ્વર તમને જીવાડે, તો પછી અમારે તેવી બાબતો જાણવાનીએ શી જરૂર છે ? તમે તમારી મેળે સાજે એ આવે એટલે તેમને બોલાવી મને કહ્યું તેમ સઘળું કહેજો.'

જેકોરશેઠાણીએ સાસુને સારું લગાડી આખેડ વયે ઘરડાં સાસુ આગળ પોતાનું અજાણપણું દેખાડી નાની વહુના જેવો મજેનો લહાવો લીધો. ડોસીને સારું લાગ્યું, બારણે ચાર વાગ્યા. શેઠાણી ઉઠીને દર્શન કરવા ગયાં અને ગુલાબ મેડીએથી ઉતરી સાંજની રસોઇ કરાવવાની ખટપટમાં પડી.

આજ ચંદુલાલનું રિઝલ્ટ જણાવાનું છે તે આપણે ભૂલી જવાનું નથી. 'રસોઇમાં કંઇ નવાજુની કરવી પડશે.' એમ છિંક આવતાં ગુલાબવહુ મનમાં બોલી. ખુશ થઈ અને રસોઈયાને બાધેભારે એમ કહેવા લાગી કે 'ભટ! રોટલીનો લોટ બાંધશો નહિ. શેઠ આવશે ત્યારે હું તમને કહી જઇશ. રોટલી કરવાની નહિ કે ?' 'હું તે જાણું છું. શેઠાણી ! ચંદુભાઈ આજ પાસ થવાના તેમાં, નહિ વારૂ ?' 'હા, એમસ્તો.' 'શેઠાણી ! મને પણ કંઇ ઇનામ અપાવજો. મેં ભાઇની બહુ સેવા બજાવી છે.' 'ઠીક છે.' એમ કહી ખુશ મિજાજથી એક ખુરસી મંગાવી તે રસોડાની બારીએ બેઠી. તેણે માગ તરફ જોવા માંડ્યું. દરેકે દરેક પળ તેને વધારે અને વધારે આતુર બનાવતી ગઇ. મોટાં શેઠાણીએ દર્શન કરી આવ્યા પછી ગુલાબને બોલાવી. સૌ દિવાનખાનામાં એકઠાં થઈ બેઠાં. મોટી ઘડિયાળમાં છ વાગ્યા. 'હજી કંઇ જણાયું નહિ હોય ગર્જરી ?' જેકોરશેઠાણીએ પ્રશ્ન કર્યો. 'મેટ્રિક વગેરેનાં પરિણામ કદાપિ મોડાં વહેલાં થાય પણ આ તો હમેશ ત્રણ

ચાર વાગે જણાઈ જાય છે. હમણાં ખબર આવશે. મારા પિતાજી સાંજ ગયા હશે અને હું તો ધારૂં છું કે પહેલ વહેલા એજ આવશે. હમણાં જણાશે.' 'તારી ભાભીએ ઇનામ કાઢી રાખ્યું છે કે નહિ ?'

'એ તો તેમણે પહેરેલુંજ છે.'

આ બોલ હજી તો ગજરીના મુખમાં હતા એટલામાં ગાડીનો ગડગડાટ સંભળાયો. એકદમ ધબડધબડ કરતી તે હરખભેર નીચે ઉતરી ગઇ. જેકોરશેઠાણી દાદર આગળ જઇ ઉભાં અને ગુલાબ ત્રીજા માળના દાદર આગળ સંકોચાઇને એક કોરે ઉભી.

ગજરીને નીચે ઉતરતી જોઇ રામચંદ્રશેઠ બોલ્યા કે 'બહેન ! પાસ' તરત તે પાછી વળી. શેઠ, કેશવચંદ્ર અને ચંદુલાલ તેની પાછળ દાદર ચઢયા. ગજરીએ તેની બાને અને દાદીને આ શુભ સમાચારની વધામણી ખાધી એટલામાં શેઠ અને કેશવચંદ્ર દિવાનખાનામાં પેઠા. ચંદુલાલે પોતાના હાથમાંની છડી એકાંત જોઈ ગુલાબ વહુને આપતાં કહ્યું કે 'હવે બસ, તમારૂં ધાર્યું થયું. ખુશી થાઓ.'

'તમારી ખુશીએ હું ખુશીજ છું.' એમ કહી છડી લઈ ગુલાબની બે ત્રણ પાંદડીઓ ચુંટી હોંસિલી ગુલાબવહુએ હસતાં હસતાં વરને વધાવ્યો. રામચંદ્રશેઠ પાઘડી મૂકી ડોસી પાસે જવા દિવાનખાનામાંથી પાછા નીકળતા જણાયા તેથી દમ્પતી અલ્પ પણ અત્યંત આનંદની વાત કરી છુટાં પડયાં.

જેકોરશેઠાણી ડોસીના ઓરડામાં બેઠાં હતાં ત્યાં આવી એક ખુરસી ઉપર બેસતાં તે બોલ્યા કે 'જીજી ! ચંદુલાલ પાસ થયો અને હવે એ વાતે નિરાંત થઇ. એ એને ધંધે વળગશે.'

'હા, જેકોરવહુએ મને કહ્યું. ચાલો મને પણ નિરાંત થઈ. ચંદુલાલ કયાં ગયો ! હજી નથી આવ્યો ?'

જેકોરે બૂમ પાડી કે 'ચંદુલાલ ! અરે ગુલાબવહુ ! અલ્યાં અહિં આવો. ગજરી ! જા ભટને કહે કે કંસાર કરે.'

ગજરી હરખભેર દોડતી દોડતી રસોડા તરફ ગઇ અને પેલાં ધણીધણિયાણી ઓરડામાં પેઠાં.

'જીજીને પગે પડો.' જેકોરે કહ્યું.

શરમાતાં શરમાતાં આરામચેરમાં બેઠેલી ડોસી આગળ જઈ બન્નેએ મસ્તક નમાવ્યાં અને તેણે માથે હાથ મૂકી આશીર્વાદ આપ્યો. દાદીની સામે જમીન ઉપરજ ચંદુલાલ બેઠો અને ગુલાબવહુ અંદરના બારણા આગળ જેકોરશેઠાણી બેઠાં હતાં ત્યાં જઇ ઘુંઘટો તાણીને ઉભી રહી.

રસોઇયાને વરધી આપી ગજરી પાછી આવી. આવતાંવાંત તે બોલી કે 'જીજી ! મારાં ભાભી કયાં ગયાં ?' ઓરડામાં નજર ફેરવી અને ગુલાબને જેકોરની પાછળ ઉભેલી જોઇ તેની પાસે જઈ બોલી કેઃ—

" ભાભી ! પાસ થયા ચંદુભાઇરે,
મને આપો વધાઈ;
મેળવ્યું 'પ્રાઇઝ' પેલા નંબરનું,
સરસ કરી સરસાઇરે, ભાભી ! આપો વધાઈ."

ગુલાબે પેલી છડી આગળ ધરી ધીરેથી કહ્યું કે 'પાસ થયાની વધામણીમાં મને આ છડી મળી છે. હું તમને તે આપું ? લો.'

છડી નીચે નાંખી દઇ ગજરી બોલી કેઃ—

" બોલેલો બોલ પળો મારાં ભાભી,
આ, હાર આપો હરખાઈરે, ઝટ આપો વધાઈ;
વડીલમાં વરની ને ઘરમાં ગોરીની,
વાધી વિશેષ વડાઇરે, ભાભી ! આપો વધાઈ."

'આપનારે મને છડી આપી પણ મારાથી તેમ થાય ? લો, આ હાર અને પહેલા માસની ફીએ તમને અપાવીશ. તમારાથી અને તમારી વધામણીથી મને શું વધારે છે ?'

'થેંક્સ, ભાભીસાહેબ, થેંક્સ !' ગજરી મંડળીમાં આવી ઉભી, અને સૌ હસી પડયાં.

'જીજી ! વહુ મારા જેવી નથી. આ ત્રણે છોકરાં ઉદાર છે. આપણાથી આટઆટલું છે પણ આવી ઉદારતા બતાવી શકાતી નથી, અને આમને તેમ કરતાં જરાએ વાર લાગતી નથી.'

ગજરી–ઘરમાં ઉદારતા શી ? ભાઇ ભોજાઇ મને કંઇ આપે મેલે તેને તું ઉદારતા કહે છે બા ?

' ના, બહેન ! ના. '

રામચંદ્ર–એ હારને તું ઠેકાણે રાખજે. ઘરનાં ઘરેણાંમાં ભળ્યો તો પછી ભળ્યોજ.

ગજરી–એમ કેમ બને ? મારી બાને સોંપવાનો નથી. મારાં ભાભીની પેટીમાં રખાવીશ.

' તારી બા કરતાં તારી ભાભી વધી ? ' ડોસીએ છોકરાંના વિનોદમાં ચટકું મૂકતાં ખુરસીમાંથી ઉંચાં થઇ સવાલ કર્યો.

' જીજી ! મારી બા તો પાકી ઘંટ છે. ભાભીને તો જેમ કહીએ તેમ કહેવાય. બાની ઉપર કંઇ હુકમ કરાય ? અને ના આપે તો એની સામે ફરિયાદ પણ કોને કરીએ ? ભાભી પાસેથી તો હાલને હાલ ઉભે ઉભે હુકમબંધ આપણે લઇ શકીએ. અને એમના શા ભાર છે કે ના પાડે ? કદી અરજ કરવી પડે તોપણ એમની સામે તો ભાઇ આગળ, બા આગળ, બાપાજી આગળ અને તમારી આગળ ફરિયાદો કરાય. ભાભી સામે કેટલી બધી કોરટો ઉઘાડી ? '

ડોસીએ કહ્યું કે ' ઠીક ઠીક, નણંદ ભોજાઇ વચ્ચે નિરંતર આવોજ પ્રેમ રાખીએ. જ્યાં સંપ છે ત્યાં જંપ. લોકના ઘરમાં નણંદ ભોજાઈ અને ઉંદર બિલાડી, કેવો કંકાસ ! આપણા ઘરમાં તને અને તારી ભાભીને સુખરૂપ હસતાં અને બોલતાં જોઈ મારો જીવાત્મા પરમ આનંદ પામે છે. મારા રામચંદ્રના કુટુંબમાં આવો સંપીલો સ્નેહભાવ સર્વદા રહેજો, એમ હું ઇચ્છું છું. તારી માની સહનશીલતાનેય ધન્ય છે. એને એની નણંદોએ કેટલીક વાર વિતાડેલું પણ એણે કોઇ દહાડો મને કશું કહ્યું નથી. મેંય એને એવે વખતે તો કંઇ કહ્યું હશે; પણ એણે સઘળું અમૃતના ઘુંટની પેઠે પેટમાંજ ઉતારી દીધેલું. '

પોતાનાં વખાણ સાંભળી જેકોરના મનમાં ઘરડી સાસુ માટે ઉમળકો ઉભરાઈ આવ્યો અને વચમાંજ બોલી ઉઠયાં કે ' બા ! છોક-

રાંની આગળ આવું શું કહેતાં હશો ? તમારા હાથ નીચે મને જે સુખ મળ્યું છે તેનો મારાથી બદલો વળાય તેમ છેજ નહિ. તમે મારાં વખાણ કરો, તે મને શરમ લાગે છે.' રામચંદ્ર તરફ આંગળી કરી વળી તે બોલ્યાં કે 'આવાં માણસ અને ગંગા સ્વરૂપ આપ જેવાં સાસુની તો હું જેટલી સેવા કરૂં તેટલી ઓછીજ છે.'

રામચંદ્ર–હશે. જમવાની કેટલી વાર છે તે હવે જુઓ. કોઇ આવવાનું છે ?

જેકોર–જીજી ! અત્યારે કોને જમવાનું કહ્યું હોય ? દોસ્તદારોને તો ચંદુલાલ મિજબાની આપશે, અને અહિં એવું કોણ સગું છે કે જેને કહીએ ? દેશની વાત તો જુદીસ્તો ! અસકે ને ડસકે જમાઇને જમવા તેડીનેએ લહાવો લેવાય ! અહિં શું ?

'ઇશ્વરે અહિંએ આજ તને એવો પ્રસંગ આણી આપ્યો છે.' ડોસીએ દીકરાને સંભળાવવા કહ્યું.

'ચંદુ ! જા કેશવચંદ્રને કહે તે નહાય.'

રામચંદ્ર બેઠા હતા તેથી નક્કી કરી લેવરાવવાનો પ્રસંગ જેકોરે અત્રે સાધ્યો. ચંદુલાલ ઉઠીને દિવાનખાનામાં ગયો તેની પાછળ ગુલાબવહુએ ગઇ. ગજરી અધીરા અંતઃકરણે છોકરવાદ દેખાડતી ત્યાં ઉભી રહી પણ–

'ગજરી ! તુંએ જા. તારી ભાભીને એકલાં ફાવશે નહિ.'

ગજરી હવે બહાર નીકળી પણ રસોડામાં ગઇ નહિ. ચંદુલાલ, કેશવચંદ્ર અને ગુલાબ રસોડા તરફ ગયાં ત્યારે દિવાનખાનાની બારી આગળ આનંદથી ઘેલી કુમારિકા ઓરડામાં થતી વાતચીત સાંભળવા ઉભી રહી.

ઓરડામાં જેકોરશેઠાણીએ એકાંત જોઈ વાત ઉપાડી કે 'બા ! મને કહેતાં હતાં તે હવે કહો ? આએ એકાંતમાં છે.'

'એને મારે કંઈ કહેવાનું નથી. જા, તું તારી મેળે જમાઇને જમવા તેડયો હોય એવા ઉમળકાથી એને જમાડ. ભાઇ રામચંદ્ર ! આ વર આપણે કામનો છે.'

'ત્યારે ઠીક, કરી નાંખીએ.'

'તું કંઇ તજવીજ કરશે?'

'મને કંઈ નહિ સમજ પડે જીજી!'

'વારૂ, હું કહું તેમ કાગળ તો લખીશને?'

'હા.'

જેકોર–જીજી! હામાં ને હામાં, આ લાગ જતો રહેશે અને બીજે ક્યાંહિં નજર પહોંચતી નથી. પછી તમે જાણો.

'જેકોરવહુ! હવે ચિંતા કરીશ નહિ.'

રામચંદ્ર–મને સવારથી આ વિચાર આવ્યો છે અને તમને પસંદ પડયો છે એટલે થયું. જીજી! તું કહીશ ત્યારે એના બાપ ઉપર આપણે કાગળ લખીશું.

'કાલે સવારે. તમારૂં બહુ સોસણું કામ છે.' જેકોરશેઠાણી જરા તેજ થઈ બોલ્યાં.

રામચંદ્ર–ઠીક, એમ. જીજી કહે તો અત્યારે.

'ઠીક છે વિચાર કરીશું. જાઓ જમી લો બેટા. ત્રણે જણ સાથે બેસીને જમો. કાલે એ ને ચંદુ જમ્યા હતા. સવારે કોઈ એમની સાથે જમ્યું ન હતું અને વળી અત્યારે પણ ચંદુ અને એ બે જણજ જમે તે ઠીક નહિ. તું એમની સાથે બેસ.' જેકોરને 'જા તું એ લહાવો લે.'

પ્રસન્ન મનથી જેકોરશેઠાણી ઉઠયાં અને રામચંદ્રશેઠ નહાવા ગયા. ગુલાબને બોલાવી અથાણું ચટણી વગેરે પીરસાવ્યાં. પછી વહુને કહ્યું કે 'હું પીરસવા રહું છું. તમારા સસરાજી જમવા બેસવાના છે, માટે તમે જાઓ પાન તૈયાર કરો.'

શેઠાણી સોળું પહેરી રસોડામાં આવ્યાં અને ગુલાબ દિવાનખાના આગળ ગઈ ત્યારે અંદર મોટા મોટા હિંચકા ખાતી ગજરી ઝીણે અને મધુરે રાગે આ પ્રસંગને પોતાનો કરી ગાતી જણાઈ. ગુલાબ ક્ષણભર બારણામાં ઉભી રહી. પુંઠ હતી એટલે ગજરીએ ભાભીને દીઠી નહિ. ભાઇ પાસ થવાથી અને ઓરડામાં થયેલા પેલા

ઠરાવથી ગજરીનો જીવ આનંદને મોજે ચઢેલો હતો. હિંચકો તેને અત્યંત આનંદનાં મોજાંમાં ઝુલાવતો અને ધીરા ઝીણા રાગને આંદોલનથી બહલાવી વધાર્યે જતો હતો. કન્યાને યોગ્ય કવિતા યાદ આવી હતી અને એની એજ કડીઓ હિંચકાના વેગ સાથે વધારે રસદ થતી જતી હતી. ગુલાબ નણંદના મનનો આનંદ અપરોક્ષ અનુભવતી ઉભી રહી. નણંદ રાધિકાજીના સ્વપ્નનો પેલો રમણીય પ્રસંગ પોતાપર લાગુ પાડી લળીને ગાતીજ રહી કે—

" માતાજીરે! આજે આનંદ મારે અંગેરે,
માતાજીરે! આજે આનંદ મારે અંગેરે.
માતાજીરે! રૂપવંતો ગુણવંતો હું નીરખું રે,
આજે આનંદ મારે અંગેરે.
માતાજીરે! તેં જાણે જમાઈ તેડયો જમવાને;
હું લજવાણી ગઈ રમવાને,
આજે આનંદ મારે અંગેરે.
માતાજીરે! આજે આનંદ મારે અંગેરે.
તેં જાણે જમાઇ તેડયો જમવાને,
હું લજવાણી ગઈ રમવાને,
આજે આનંદ મારે અંગેરે. "

ગજરી ગાનમાં તલ્લીન થઇ ગઇ હતી. એની એ કડીઓ બાલાતાપની માફક એના હૃદયપદ્મને વધારે અને વધારે પ્રફુલ્લ કરતી હતી. આખરે ગુલાબ અંદર દાખલ થઇ બોલી કે 'બહેન! કેવો મજેનો પ્રસંગ છે. કવિઓ જે મનુષ્યોનાં હૃદય ચીતરે છે તે આનું નામ હોંક્ર! તમે મારી પાસેથી ઇનામ લીધું તેમ તમારી પાસેથી મારે ઇનામ લેવાનો પ્રસંગ છે કે નહિ વારૂ? ગજરી શરમાઇ ગઇ. પગ ઘસરડી હિંચકાના વેગને નરમ પાડી તે ઉભી થઇ. 'ભાભી! હું ગાતી હતી તે બહાર સંભળાતું હતું?'

આખો હોલ ગાજી રહ્યો હતો. તમે ગાનમાં તલ્લીન થઇ ગયાં હતાં એટલે ખબર નહિ રહી હોય? પણ નણદલ! તમારે તો અત્યારે

આમ ગાવું જોઇતું હતું કે:—

" દાદીમા ! આ વર જોજો,
આ વરે મારાં મન વસ્યાંરે.
નિશાળે ભણતેલો જોયો,
આ વરે મારાં મન વસ્યાંરે.
માતાજી ! આ વર જોજો,
આ વરે મારાં મન વસ્યાંરે. "

ગજરીએ ગુલાબના મોં ઉપર હાથ દાબી કહ્યું કે, ' ચૂપ ! ભાભી ! ચૂપ ભાઇસાહેબ ! મને બનાવો નહિ. '

' બનાવવા જેવું શું છે ? હું તમને પ્રસંગની પસંદગી બતાવું છું.'

' મેં અચ્છો આબાદ પ્રસંગ પસંદ કર્યો હતો, યાદ કરોને. ' ગજરી આટલું કહેતાં કહેતાં શરમાઇ ગઇ. ' હશે, માફ કરજો. ભાભી ! ચાલો શું કામ છે તે કહો ? '

ગુલાબ—એમ કાલાં કાઢીને વાત ઉડાવી દેવાની નથી, બોલો, ઇનામનું મને શું કહો છો ?

' તમારાથી ઇનામ મંગાય ? ઇનામ માગનારો હોય અને માગ્યું હોય તો આવ આવડું આપીએ.' એમ કહીને ગજરીએ તેના ખભા ઉપર તાનભેર ટપલી મારી.

' બહુ આનંદમાં જોજો ઘેલાં ના થઇ જાઓ !

' ભાભી ! તમેય આમ મશ્કરી કરો છો ? શું છે તે ? '

' કંઇ નહિ. ચાલો આપણે પાન બનાવીએ ? '

પછી બેઉ ગાલીચા ઉપર બેસી પાન કરવા લાગ્યાં. કેટલીક વાર મૌન રહ્યા પછી ગુલાબ બોલી કે ' બા ! એ તો પ્રેમનો ઉમળકો સૌને સરખો હોય, મશ્કરી ના કરીએ. તે દહાડે તમારા ભાઇ માથેરાનથી આવ્યા ત્યારે તમે મને કેવી બનાવી હતી ? હવે એ બધાય અનુભવ તમને થશે. કહ્યું છેને કે:—

" રામબાણ વાગ્યાં હોય તે જાણે,
અજાણ્યાં તો અંદેશા આણે;
રામબાણ વાગ્યાં હોય તેજ જાણે "

ગજરી છોભી પડી. તેને કંઇક વિમાસણ થઇ. ને નીચું જોઈ ગઇ એટલે ગુલાબ બોલી કે 'શરમાઓ છો શું કરવા ? હોય, એવુંએ થાય ! કોઇએ બહાર કંઇએ સાંભળ્યું નથી, પણ બોલીએ નહિ, એ તો હજી આપણા અંતરની વાત છે.'

'ત્યારે નએ થાયને ?'

'મારાથી કેમ કહેવાય ?'

ગરીબ મુખે નમી પડતી હોય તેમ ગજરી બોલી કે 'ભાભી ! એ બાબત તમે જરૂર બંધ બેસાડજો. મારા સમ તમે તમારાથી થાય તેટલો પ્રયત્ન કરજો. બાને અને જીજીને વિનવજો. ભાભી ! મને પેલી મંગળાની પેઠે દુ:ખમાં પડતી તમે બચાવી લેજો. હું તમારી જન્મારાની ગુણઓશિંગણ રહીશ. એ મંગળાનું દુ:ખ તમે જાણોછોની. ભાભી ! બિચારી કેળના ગર્ભ જેવી સુકુમાર બોલવે ચાલવે પૂર્ણ નાગરિક અને દેવપુતળી જેવી રૂપાળી ગોરી ગભરું પણ સાસરું ગામડે એટલે એની નાજુકતા, વિવેક, વાણી અને લટકા મટકા બધુંય છુટી પડયું. એનો પતિ બ્રહ્મઅક્ષરે જાણતો નથી. આંખે આંસુની ધારા અને એણે જ્યારે મને એના ઘરના રીતભાતનું વર્ણન આપ્યું ત્યારે મારાથી તો ભાભી ! ખરેખર રોવાઈ જવાયું હતું. બિચારી મુંબાઇમાં ઉછરી અને સારી કેળવાઇ એ બધા ઉપર આખરે આમ પાણી ફરી વળ્યું. ભાભી ! ગામડાનાં કામ કરતાં એને ફાવે ? તમે મને અહિં લાડ લડાવીને ઉછેર્યા પછી વાસીદાં વાળતી કરવા માગો છો ? તમે એવાં છેકજ નિર્દય થશો ?'

નણંદની આંખમાં આંસુ જોઇ ગુણિયલ ભાભીનું મન પણ ભરાઇ આવ્યું. તેને આશ્વાસન આપતાં તે બોલી કે 'ગજરાબા ! આંસુ ના પાડશો. તમે સુખી થાઓ એવું કરાવી તમને હું મારી સાથે રાખીશ. મારાથી બનશે તેટલી મહેનત લઇને આ ચોકઠું બેસડાવીશ. બા બાપાજી અને જીજી એક મત છે એટલુંજ નહિ, પણ તમારા ભાઇએ એ મતના છે. કાલે રાતે મને કંઈક એવું કહેતા હતા. હું બાને એજ બાબતની ભલામણ કરું છું અને જરૂર નક્કી કરાવરાવીશ. જીજીના

બોલ તો તમે કાનોકાન સાંભળ્યાને ?'

આટલી વાત થઈ એટલામાં બે અજાણ્યા પુરુષો ઉપર આવ્યા તેથી વધારે વાત થઇ નહિ. આણી તરફ રામચંદ્રશેઠ વગેરે સૌ જમી ઉઠયા અને ચંદુલાલના મિત્રો પણ એક પછી એક તેને ધન્યવાદ આપવા આવવા લાગ્યા, તેની ગડબડમાં નણંદ ભોજાઇ ઉઠીને અંદર જમવા ગયાં. ચંદુલાલની શાબાશી બોલાઇ. બે ત્રણ દિવસ આનંદમાં અભિનંદન લેતાં નીકળી ગયા. ચંદુલાલ અને રામચંદ્ર આગળ ઉપર કેવી રીતે ધંધો ચલાવવો તેનો વિચાર કરવા લાગ્યા, અને સ્ત્રી મંડળમાં પેલી વાત હમેશની વાર્તા રૂપ થઈ પડી.



## પ્રકરણ ૪ થું.

### દૈન્યનો દુર્ગુણ દ્વેષ.

ચંદુલાલની પત્ની જેકોરશેઠાણીની માનિતી વહુ ગુલાબ, તેનો સ્વામી પાસ થયો ત્યારથી આનંદમાં રહેતી હતી. એકવાર જમીને તે પોતાની મેડીએ ચઢી. બપોરનો વખત હતો, પુરુષ વર્ગ બહાર ગયેલો હતો અને સાસુ વડસાસુ તથા નણંદ વગેરે સો નીચે વામકુક્ષિ કરતાં હતાં એટલે વહુ પણ પોતાની મેડીનાં બારણાં બંધ કરી શાલ ઓઢી પલંગમાં જરા આડાં થયાં. તેનું મન અત્યારે પ્રસન્ન હતું. ભવિષ્યમાં 'આમ કરીશું અને તેમ કરીશું.' એવા તરંગ જુવાન હોંસિલા મનમાં ઉડી રહ્યા હતા. એ મનોરથના રમણીય તરંગો જેમ જેમ વધતા ગયા તેમ તેમ તે વધારે અને વધારે નિદ્રાળુતામાં આવતી ગઇ. પોતાનો અપૂર્વ અભ્યુદય તેની ઉંઘે ઘેરાતી આંખ આગળ આવીને ખડો થયો. ધન વૈભવના ઢગલા તેની નજરે પડવા માંડયા. તે પતિનું માન ભોગવતી પોતાના સંસાર તંત્રની સ્વતંત્ર રાણી બની રહી. વૈભવસંપન્ન દેખાવો એક પછી એક તેની નિદ્રાળુ આંખ આગળ આવી જવા લાગ્યા. એ દેખાવોમાં એક અલૌકિક દેખાવ પણ ફરતો ફરતો આવી ચઢયો. એક ગરીબ સુશીલ પુરુષ તેની સ્વમસૃષ્ટિમાં દેખાયો.

ગુલાબ તેને જોઇ કંઇક શરમાઇ એટલામાં જાણે તે તેની પાસે આવીને બોલ્યો કે 'ગુલાબ! તું મને કયાં ઓળખે છે? તારા એ દિવસો તો જતા રહ્યા. હાલ તું મોટી સમૃદ્ધિની ભોક્તા બની અને દુઃખ તને સ્વપ્નમાં કહિં દેખાતું નથી. આ દુખિયો માણસ તારી દૃષ્ટિ આગળ પણ કેટલીએ મહેનતે આવી શક્યો છે. પણ ગુલાબ! એક ક્ષણ વાર તું તેને સાંભળ. તારી શેઠાઇને દૂર કર, પેલી અવસ્થાને યાદ કર, તારૂં બાલ્ય સભાર અને પછી મારા સામું જો, એટલે હું કોણ છું, તે તને સમજાશે. દુઃખાવસ્થા તેને અત્યંત દુર્લભ એવો પ્રેમ, વિવેક, પરહિતની ઇચ્છા અને સુશીલતા વગેરે ગુણો સુખને વખતે માણસને સાંભરે નહિ એ સ્વાભાવિક છે, તેમાં તારો કંઇ દોષ નથી. મનુષ્ય માત્ર લક્ષ્મીની પ્રસન્નતામાં મુગ્ધ બની જાય છે. પોતાની પૂર્વાવસ્થા ઉપર લક્ષ રાખી વર્તનાર મનુષ્ય તો આ જગતમાં દુર્લભજ છે. સુખીથી દુઃખીનું દુઃખ કદી પણ દેખાતું નથી. તેને દુઃખનો વિચાર આવતોજ નથી. દુઃખ જેવું જગતમાં કંઇ હશે, એમ પણ તને લાગતું નથી, પરંતુ જગતકર્ત્તાએ એવી ખુબી રાખી છે કે, દિવસ અને રાતની માફક તે બેઉ વરાફરતી ફરતાંજ રહે છે. દુઃખવાળાને સુખ અને સુખવાળાને દુઃખ ચક્રનેમી ન્યાયે આવ્યાજ કરે છે, ઇશ્વર તને દુઃખ ન દેખાડો, પણ પેલી નાનપણની દીન અવસ્થાને તું યાદ કર. જ્યારે તને ત્રણ દિવસના પાકા કડાકા થયા હતા અને તું જાતિનો કુળનો તથા ધર્મનો ત્યાગ કરવાને તૈયાર થઇ હતી ત્યારે આ પુરુષે તને કેવો બોધ કર્યો હતો? એનું દુઃખ જો અને તે ઉપર વિચાર કરી જો. કંઇ દયા આવે તો તેનાં બચ્ચાંની ભાળ લે. તારા સંભારવા માત્રથી તે સુદામાની માફક સુખી થશે. એને તારૂં ધન અને વૈભવ જોઇતાં નથી. એણે તને સારો માગ દેખાડ્યો હતો. તારા ઉપર એનો અપાર આભાર ચઢેલો છે પણ એને તેના બદલામાં કંઇજ જોઇતું નથી. તેના કુટુંબ પ્રતિ દિલસોજી રાખ.' આમ બોલી તે પુરુષાકૃતિ પાછી બીજા દેખાવોની માફક ચાલી ગઇ અને ગુલાબ તેના ગયા પછી પોતાની આગલી દુઃખી અવસ્થાના દેખાવો જોવા લાગી.

સુરત પોતાના પિતાનું નાનું ઘર, પોતાની બાળ કન્યા અવસ્થા, તાપીની નાશકારક રેલ, પાણીનું ચઢવું, લોકની દુઃખી હાલત, પોતાના પિતાના ઘરમાં પાણીનું આવવું; તેનો સરસામાન તણાઈ જવો, માબાપ અને પડોસી સાથે એક ઝાડ ઉપર ચઢી જવું વગેરે દેખાવ તેની નજરે પડયા. એક પછી એક એ દેખાવો જોવામાં આવ્યાથી મુંબાઈ અને વર્તમાન સુખ વૈભવ વગેરે સઘળું ભૂલાઈ ગયું ને દુઃખમાં ડસી ગઇ હોય તેમ શોકમાં દબાઈ ગઈ. તેને વિચારની પરંપરાએ દુઃખી કરી. ગળે ડુમો ભરાયો ને કષ્ટના ભાર તળે તેનાથી રોવાઈ જવાયું. રોવાની સાથેજ શ્વાસ રુંધાતાં એકદમ તે ઝબકીને જાગી ઉઠી. ઉંચો શ્વાસ લઇ શિવ ! શિવ ! શિવ ! એમ ભગવન્નામનો ઉચ્ચાર કરી આંખ ચોળી ઉંચું જોયું. પલંગ ઉપરથી ઉતરી મુખ ધોઇ આરામખુરસી ઉપર જઇ બેઠી. બેસતાં બેસતાં તે બોલી કે 'અહો ! માણસનો જીવ સ્વપ્નમાં કયાં કયાં જતો રહે છે ? રંગનાથ, ખરેખર પવિત્ર છોકરો ! એણે મને સહાય કરી સન્માર્ગ દેખાડેલો એનાજ પુણ્યનાં ફળ કે આજે હું આ અનુપમ સુખ વૈભવ ભોગવું છું. રંગનાથ ! હું નિર્ગુણી છું. ખરેખર હું તારા કુટુંબને ભૂલી ગઈ છું. તારી છબિ મેં મારા કબાટમાં ઘાલી મૂકી છે તે કયાં પડી હશે તેની પણ મને ખબર નથી ! હું સુખમાં દુઃખના દિવસ ભૂલી ગઇ છું. મારું દુષ્ટ મન તારાથી શરમાય છે તારે શરમાવાનું નથી. તેં મારા યત્નને તોડી પાડી મને અપવિત્ર થતાં બચાવી હતી. શા માટે મારે તારી છબિ બહાર મૂકી રોજ એ શીખ તાજી ન રાખવી ? લાવ, આજેજ એ છબિ શોધી કાઢું અને આજેજ એના ભલાનો પ્રયત્ન કરૂં. એ દુઃખયો છે તે હું જાણું છું, મારે તે ભૂલી જવું જોઇતું નથી.' આમ વિચાર કરી તે ખુરસીમાંથી ઉઠી. પલંગની ગાદી તળેથી કુંચીઓનો જુડો કાઢી તેણે કબાટ ઉઘાડયું અને જુનાં લુગડાંના ડબ્બામાંથી રંગનાથની છબિ શોધી કાઢી. તે જોતાં પાછલી બધી વાત તેને યાદ આવી. આભારના ભાર નીચે દબાઇ જતી ગુલાબે કેટલાક ધન્યવાદ દઇ તે છબિને ડ્રેસિંગ ટેબલ ઉપર મૂકી એટલામાં 'ગુલાબભાભીજી ! ઉઘાડો.' એવો સાદ સંભળાયો.

ગુલાબે બારણું ઉઘાડયું એટલે બે છોકરાં સાથે એક સ્ત્રી અંદર આવી અને બોલી કે.' કાકા પાસ થયાની છોકરાંએ મિઠાઈ ખાધી એટલાથીજ બધો આનંદ પુરો થયો કે શું ? દાક્તર થયા પછી તો મેં એમને જોયા પણ નથી. અત્યારથીજ આમ કરશો તો પછી અમ જેવાં ગરીબ, આગળ ગૃહસ્થાઈમાં તમને સાંભરશે પણ ક્યાંથી ?'

'એમ શું બોલો છો ભાભીજી ! તમારો પ્રેમ તે કદી વિસરાય ? એમની ને મોહનભાઇની મૈત્રી તો તેઓ નાગા ફરતા ત્યારની. એમને અને મારે ભેદ હશે પણ મોહનભાઇને અને એમને ભેદ નહિ હોય ! મારા તમારા કરતાં તો હજી એમનો પરિચય લાંબો છે.'

બેસતાં બેસતાં મોહનલાલની વહુ તારાએ કહ્યું કે 'હવે તે ઘટી જશે.'

'.ના ના, હજી ચાર પાંચ વર્ષ સુધી તો ઘટશે નહિ.' એક દિવસ મોહનભાઇએજ મને મશ્કરીમાં કહ્યું હતું કે 'ભાભી ! તમારા કરતાં અમે બહુ લાંબો વખત સાથે રહ્યા છીએ.'

'હા, એ તો મનેય કહે છે કે, તારા અને ગુલાબભાભીના કરતાં તો અમો અન્યોન્ય ઘણાં વર્ષ લગી સાથે રહેલા છીએ. કીકુ ! કેમ રડયા આજ કાકીને બોલાવતો નથી ?'

ગુલાબ નાના છોકરાને ઉપાડી લઈ ચુંબન પર ચુંબન લેતી બોલી કે 'રહ્યો, મોહનભાઈના જેવો મગરૂર છે ?' બાપ તેવા બેટા ને વડ તેવા ટેટા.' હુલાવીને કેમ દીકરા એમને ? છોકરો હસી પડયો. પછી ગુલાબે જોડેની ઓરડીમાંથી એક નારંગી લાવી તેના હાથમાં આપી ' છોકરાં છુટાં રમવા લાગ્યાં એટલે તારા બોલી કે ' ચંદુભાઈ ! ક્યાં ગયા છે ? આજે સવારે મારે ઘેર આવવાના હતા અને અમે વરસાદની માફક વાટ જોઇને બેસી રહ્યાં પણ જણાયાજ નહિ. એવા કેવાક કામમાં પડયા છે ?'

'એ અને એમના પિતાજી હાલ ધંધા સંબંધી કંઈ વિચાર કરે છે. મકાનો જુએ છે બપોરે જમીને તરત બહાર જાય છે. સવારે નીચે ઉતર્યાં તે ઉતર્યાં. આ મેડી તો એમને સુવાનો વખત થાય ત્યારેજ

સાંભરે અને કહીએ ત્યારે ચિઢાય. મારે તો પાસ થયા ન હતા ત્યારે ચાર ઘડી વિનોદ હતો. આ તો ચાર પાંચ દિવસ થયાં આમ ને આમ કરે છે અને મોહનભાઈ વગેરે આવે તેએ એમની અને સાસુજીની સાથે વાતો કરી બારોબાર ચાલ્યા જાય છે. ધંધો ચલાવશે ત્યારે તો કોણ જાણે શુંએ થશે ? તમે જરા શિખામણ દેજો ભાભીજી !'

'મારી પાસે આવે ત્યારે હું કંઇ કહું ને ! મેં તો હમણાં દીઠાજ નથી. રાત્રે આવે તો તમે ચિઢાવ. ભલે, મળશે ત્યારે વાત કરીશ. પણ હવે ઉજાણીનું શું કહો છો ?'

ગુલાબ—કાલે કહેતા હતા કે શનિવારે જવું છે. હવે જે કરે તે ખરૂં. મોહનભાઇ વગર કંઇ થવાનું છે ! મારા પહેલાં તો તમે જાણશો.

નીચેથી સાદ થયો એટલે 'બેસો આવું છું.' એમ કહી ગુલાબ નીચે ગઇ. તારા એકલી મેડીમાં રહી તે નાના છોકરાને લઇ થોડીવાર આમ તેમ ફરી. ફરતાં ફરતાં રંગનાથની છબિ ઉપર નજર પડી. તેણે તે હાથમાં લીધી અને તેમ કરતાંની સાથેજ તેના મગજમાં કંઈ તરેહવાર વિચાર થઈ આવ્યો. તે મનમાં બોલી કે, 'આ કોની છબિ હશે ? કેમ અહિં મૂકી હશે ? તે રસભેર જોવાતી હોય એવું લાગે છે. મોટા ઘરના બૈરાંને કામકાજ વગર દહાડો જાય નહિતો ? સુરતની સ્ત્રીઓ રસિક, ઉત્સાહી અને હોંસિલાએ ખરો. ગુલાબભાભીએ સુરતી ને હોંસિલાં છે. આ તેમના મનનું રમકડું તો ન હોય ? ચંદુભાઇને શંકા છે તે ખરી હશે ? હરિ જાણે શું હશે તે તો ! કોઈ કોઇના મનમાં કોઈ કંઇ પેસી નીકળ્યું છે ?' રંગનાથની છબિને તેણે જેમ ને તેમ પાછી મૂકી દીધી અને પોતે બારીએ જઇ ઉભી રહી.

તારાનો વર એક સામાન્ય નોકરિયાટ ભણ્યો ગણ્યો સંસારની જાળમાં જકડાયલો અને ગજા પ્રમાણે રળી ખાનાર મોહનલાલ તેને ચહાનાર પતિ હતો; પણ સાહેબીના શોખવાળી તારા જ્યારે ધન વૈભવના મોહમાં અંજાતી ત્યારે મનમાં દુભાતી. મોહનલાલ સરલ સ્વભાવનો સાદો મિલનસાર અને એકમાર્ગી માણસ હતો. તારા ગરીબની છોકરી ભણી ગણી વૈભવી સંસ્કારમાં સુખમાં સાહેબીમાં અને શોખમાં સમ-

જનારી, રૂપાળી ને શોખીન સ્ત્રી હતી. બે છોકરાં થયાં તેણે એનો જોબન તોર ઉતાર્યો હતો પણ મન જેવું ને તેવુંજ તરુણ હતું. હજી તે ક્વચિત્ રંગીલી બનતી પરંતુ આસપાસની સ્થિતિ તેને બોધ આપતી. જેને દુષ્ટ કહીએ એવી અનીતિ તેનામાં ન હતી. છોકરાં થતા પહેલાં ચંદુલાલ સાથે બંધાયેલો સ્નેહ ક્વચિત્ સાંભરી આવે ત્યારે તેના જીવમાં અગ્નિ ઉઠતો પણ હવે તો એ પોતે સમજુ અને ઠરેલ થઇ હતી. આણી તરફ ગુલાબ તેના ધણીને મનગમતી થઇ છે અને સ્નેહ જામવા આવ્યો હતો. તે પોતે ભણ્યો મોટો થયો ને સમજ્યો હતો. પેલો પ્રેમ તેને સ્મરણમાત્ર રમણીય રહેલો છે. ઉભય એક બીજાને જોઈ મનમાં હસે ખરાં પણ શરમનો અંતરપટ અપરિચયથી અપારદર્શક થઈ ગયેલો છે. નેત્રમાં રંગ ઉત્પન્ન થાય પણ આગળ વધે નહિ. બેઉનાં મન એ વાત જાણે, હસે, વખતે આનંદ પામે પણ મર્યાદામાં રહે, આગળ જાય નહિ. એ પ્રેમ અત્યારે તારાને તાજો થઇ યાદ આવ્યો. ગુલાબના ભાગ્ય ઉપર પડેલ રૂપેરી પ્રકાશ તેના મનને જરાક ખટક્યો. પોતાના સ્વામીની મંદાવસ્થાથી ઉત્પન્ન થયેલો વૈભત્રી રાગનો આછો પડછાયો તેના હૃદય ઉપર લિસોટાની માફક આવીને ચાલ્યો ગયો; પરંતુ ચંદુલાલની સાહેબીએ તેને બેજબેજ ઉશ્કેરી. અમર્ષ રૂપી મહા પિશાચે તેના મનને મલિન કર્યું હોય તેમ તેને રંગનાથની છબિએ ઝેરી બનાવી. તેના મનમાં ભંભેરણીની યોજનાઓ થઈ અને જેના છાપરા તળે પોતે ઉભી હતી તેની ઉપર તેને ઈર્ષા થઇ આવી. 'ઠીક છે પ્રસંગ આવવા દો.' એવો અંતરમાં ઝેરી ઉછાળો આવ્યો. વળી 'આવી સરસ પ્રીતિ, જે એક સરખા પ્રવાહે વહેતી હતી તેને દ્વેષી અને ઝેરીલી બનાવવાનું પાપ તને કેટલું નડશે?' એમ અંતરાત્માએ તેને સવાલ કર્યો. તે ચોંકી અને અંતરાત્મા પ્રીતિની વકીલાત કરતો હોય તેમ તેના ચોંકવાનો લાભ લઈ દ્વેષનું ખંડન અને મનનું સમાધાન કરતાં જાણે તેને આ પ્રમાણે કહેવા લાગ્યોઃ—

'તારા! તને શું દુઃખ છે? બીજાના સુખ ઉપર દ્વેષ આણનારનું કદી પણ સારૂં થતું નથી. કોઈનું ઘર ભગાવનાર સુખી થતું

નથી. તારે પણ તારા કર્માનુસાર સુખ છે. તમે તમારા સુખ જેટલું રળો છો, લોકમાં આબરૂભેર રહો છો, નાની વયે કેલૈયા કુંવર જેવા તમારે બે છોકરાઓ છે અને મોટા માણસોમાં માન પામો છો, એ ઓછું છે ? તું કોની બરોબરી કરવા જાય છે ? એક ધનાઢ્ય સાથે તું તને સરખાવતીજ નહિ ? મોટા સાથે પોતાની સરખામણી કરવી અને મનમાં દુઃખ માનવું, એના જેવું રિબાવી મારનારૂં જગતમાં બીજું કંઇ છેજ નહિ. અગ્નિના કરતાં પણ ઇર્ષા વધારે દાહક છે માટે તે ન કર. એમનાં સુખ જોઇ આનંદ પામ. તું દ્વેષથી એનું ભાગ્ય મેળવી શકનાર નથી. એનાં કર્મ જુદાં છે, તારાં પણ જુદાં છે. કર્મ પ્રમાણે પ્રાણીઓને આ જગતમાં સુખ દુઃખાદિક પ્રાપ્ત થાય છે. એક માબાપને પેટ જન્મેલા બે ભાઇઓ એક બીજાથી કેવી ઉલટાસુલટી હાલતમાં રહે છે તે જો. એકજ ઠેકાણે સાથેજ ફૂટેલા બોરડીના બે કાંટામાંનો એક વાંકો અને બીજો સીધો થાય છે. પ્રાણીનેજ નહિ પરંતુ જડને પણ કર્મ સારી ખોટી દશામાં મૂકે છે તે વિચારી જો. એકજ ખાણમાંથી નીકળેલા પત્થરના બે કકડાઓમાંના એકની મૂર્ત્તિ ઘડાઈ નિશદિન ચંદનથી ચર્ચાતી પૂજાય છે અને બીજો કકડો સંડાસમાં જકડાઈ નિરંતર નરકથી ખરડાયા કરે છે. કર્મ ખરેખર અનિવાર્ય છે. કઢાપાથી કે મોટાં તપ તપવાથી પણ નહિ કિંતુ ભોગવ્યાથીજ તેનો અંત અણાય છે. મોટા મોટા પુણ્યાત્માઓને ને ઋષિમુનિઓને પણ કર્મક્ષયને માટે જન્માંતરોની ઘટમાળમાં ઘસરડાવું પડે છે, તો આપણે પામર જન કોણ માત્ર ! માટે કર્મને આધીન થઇ આનંદમાં રહે. કર્મને અનુસરી માણસને સુખદુઃખ પ્રાપ્ત થાય છે, એમાં તારો ઉપાય નથી. તું દુષ્ટ થઇશ માં, એમની પ્રીતિમાં ઝેર રેડીશ માં, તારાથી ગુલાબ થવાવાનું નથી. એ તો અળખામણી થશે, પતિથી દૂર થશે, નઠારી કહેવાશે પણ ઘરની-ધણીની ધણિયાણીજ રહેશે. તારાથી તેમ નહિ થાય ! તું જે સુખ લઇ શકીશ તે ઝેરનુંજ. તારાથી એનાં સુખ વૈભવ નહિ ભોગવાય ? તું મનુષ્ય પ્રયત્નથી માત્ર અશાશ્વત એવા એના મદનજન્ય સુખને ક્ષણવાર ભોગવી મોટી અનીતિની કરનાર દુષ્ટ વ્યભિચારિણી

અને વિજળીના ઝમકારા જેવા સુખને માટે ઇશ્વરના દરબારમાં જવાબ દેનાર બનીશ, માટે તારા! આ નઠારા વિચારને ખંખેરી નાંખ. તારો મોજી જીવ ધનના પડછાયા જોતો હોય તો તેને તું તારા જ્ઞાનથી વાર. જ્ઞાનથી પરમ સુખ પ્રાપ્ત થાય છે, અજ્ઞાન દુઃખના હેતુરૂપ છે. વિદ્વાનો કહે છે તે ખોટું નથી કેઃ—

આપથી દુખિયારાંના, દૃષ્ટાંતે મન વાળવું;
શ્રેષ્ઠ છે એજ સર્વેથી, જ્ઞાને દુઃખ દબાવવું.

તારા! આ ટુંકો તું નિરંતર તારા હૃદયપટ ઉપર કોરી રાખ. એ તને હમેશ આશ્વાસન આપશે. સુખ જોવામાંજ સુખ છે. સુખ કોઇનું સુખ જોઇને ખુશી થવામાં રહેલું માન. પોતે સુખી થઇ ફરવું અને સ્પર્ધામાં પડી પોતાની ઉન્નતિમાં સુખ માનવું, એ વાસ્તવિક સુખ નથી. આ છોકરાઓ સામું જો. એ તારૂં સુખ વાંછિયાંને ઇર્ષા નહિ કરાવતું હોય? તે જો તારી પેઠે કરે તો તને કેવું લાગે? આપણે પારકા સુખે બળીએ તો આપણા સુખે બીજું પણ બળે. હમેશ જેવો શબ્દ તેવો પ્રતિધ્વનિ અને જેવી આપણી વૃત્તિ તેવી પ્રતિવૃત્તિ, એમ ખાતરીથી માનજે. નઠારા શબ્દનો નઠારોજ પડઘો પડશે, માટે છેડે બાંધેલું પાપ ખંખેરી નાંખ. સ્નેહીને સુખે સુખી રહેવાની વૃત્તિ તને સુખી કરશે. જો એક બીજાનાં સુખ ઉપર દ્વેષ કરશો તો બેઉનું બગડશે. તારાથી અનુભવાશે નહિ અને સામાને અનુભવવા દેવાશે નહિ. પીવું નહિ અને પીવાએ દેવું નહિ એમ કરવું એ શું તને સારૂં લાગે છે? બોલ, તારા! કેમ ગુમ થઇ ગઈ છે; બોલ, પ્રસન્ન થા અને કર્માનુસાર જે કંઇ તને મળ્યું છે તેમાં આનંદ પામ. સંતોષથી તને મોટી સમૃદ્ધિ કરતાં પણ અધિક સુખ ઉપજશે. તેનાં નિશ્ચય લોચન જાણે કંઈ દેખતાંજ ન હોય તેમ થોડીવાર એક સ્થાને નિશ્ચલ થઇ રહ્યાં અને જાગતી અવસ્થામાં ધોળે દિવસે જાણે સ્વપ્ન અનુભવતી હોય તેમ તે બારીમાંથી આકાશ તરફ જોઇજ રહી અંતરાત્માએ તેને શીખ દીધી તે જાણે તેને ખરી લાગી. આ પોતાના આંતરિક વાદથી પરાજિત થયેલું મન કંઇક સીદતું હોય તેમ મંદ પડયું. આમતેમ જોતાં

બારીના બારણા ઉપર કંઈક અસ્ફુટ અક્ષરાવલી તેની નજરે પડી. આંખે તે વાંચવાની ઇચ્છા કરી અને જરાક મસ્તક નમાવી જોતાં દ્વારફલક ઉપર પેન્સિલથી લખેલી ચંદુલાલના હાથની કવિતા જણાઈ. તારાએ તે બેસાડી ને વાંચીઃ—

કદી ઉભાં રહેતાં રાતે અત્ર, એકાંત વાતાયને;
લેતાં શીળા પવનતણી લેર, ચંદની જોતાં આપણે.
સાંભરે છે સલુણી ! એ વાર, પ્રસંગ વિજોગનાં;
ત્યારે ચરચર દાઝે છે ચિત્ત, પડું છું હું શોકમાં.

એ વાર બરાબર વાંચી. સીતાજીના મહીનાનો રાગ બેઠો, અને આગળ પાછળનો બધો અર્થ તારા સમજી. તે મનમાં બોલી કે, 'વાહ ! ચંદુભાઇ વાહ ! આ તો એ સુરત ગયાં હતાં ત્યારે તમે લખ્યું હશે ? કેવો વિપ્રયોગનો ઉદ્ગાર. અહો કેવું ભાગ્યશાળી અને સ્મરણ કરતાં ઉલ્લાસ ઉપજાવતું વર્ણન. ગુલાબને ઉપર આવવા દો.' હજી તો તારાના મુખમાં આ બોલ હતા એટલામાં અંદર આવી ગુલાબ બોલી કે 'તારાભાભીજી ! માફ કરજો. સાસુએ જરા બેસાડી તેથી વાર થઇ.'

'તમને બધુંએ માફ છે. જેને હાથેળીમાં હૈયાનો હાર નાચે તેને માફ કરનાર બીજું કોણ ?'

'કેમ એવડું બધું ભાભીજી !'

'આ જુઓ. અહિં આવીને વાંચો. તમે વાંચ્યું તો હશે પણ ફરીને કહું છું.'

'ના, શું છે ? ત્યાં શું વાંચવાનું હોય ?'

ગુલાબ બારીએ ગઈ અને પેલી કવિતાની કડીઓ વાંચીને હસી પડી. 'મારા સમ, મેં કદીએ આ વાંચ્યું હોય તો. જુઓને આવું તેવું અહિંતહિં શું લખતા રહેતા હશે ? નાનું મોટું કોઇ ઉપર આવે ને વાંચે તો કેવું લાગે ?'

'ખાસું મજેનું લાગે ? શું ખોટું લખ્યું છે ? જેવું મનને લાગ્યું તેવું આબેહુબ લખ્યું.'

'મને તો કંઇ સમજાતું નથી. તમે એમાં શું હસો છો ?'

'તમે એમને એમ નહિ સમજો. અભણ અજ્ઞાન અને વળી ભોળાં ખરાંની ?'

'આમાં એવું શું છે તે ?'

'કંઇ નહિ. બીજું શું હોય ? તમારા વિયોગનું એમને સંતાપનું વર્ણન અને તમારાં એકાંત ક્રીડનોનું સ્મરણ.'

'અમારી તો તમે હમેશ ટીકાજ કરો છોની ! હજી અમે એવાં ગાંડાં કાઢવા જેવાં છીએ અને કાઢીએ છીએ એમ ! ટીકા શી ?'

'કાઢો નિરાંતે કાઢો, પછી વચમાં ફાંસ પડશે.'

'ભલેને, એવી ફાંસન માટે સૌ છેને ભાભીજી !'

'હું તો હમેશ કહું છું કે ચંદુભાઇના પગમાં બેડી પડશે ત્યારે આવો તોર નહિ રહે.'

'મારો તોર નહિ ઉતરે' એવો અણધાર્યો પ્રતિઉત્તર આપતો ચંદુલાલ અને પાછળ મોહનલાલ ઓચિંતા ને અણધાર્યા એકદમ અંદર આવ્યા. બેઉ જણ ઉભાં થયાં. ચંદુલાલ મોટા કીકાને લઇ ખુરસી પર જઇ બેઠો. મોહનલાલ સોફાપર પડયો અને બોલ્યો કે, 'ટાઢું પાણી હોય તો લાવો ભાભી !'

'રહો નીચેથી મંગાવું.'

'કેમ, મેડીએ પાણીએ ન મળે કે ?'

તારા–ચંદુભાઇ હમણાં હમણાંના મેડીએ બહુ ઓછું બેસે છે, એટલે ટાઢું પાણી કયાંથી હોય ?

ગુલાબ સામું જોઈ ચંદુલાલ બોલ્યો કે 'વાહ ! એટલામાં આવીએ ફરિયાદ થઇ ગઇ કે ?'

'એમાં ફરિયાદ શાની ? જુઓ મોહનભાઈ ! પોતે નવ નવ દસ દસ વાગ્યા વગર ઉપર આવે નહિ અને મને સામો દમ ભરાવે છે.'

મોહનલાલ–એમનો દમ ભરાવવાનો હમણાં વખત છે.

'પણ તે કોની ઉપર ? મારી ઉપર.' ગુલાબે સ્વામિનીના અભિમાન પૂર્વક પ્રશ્ન કર્યો.

ચંદુલાલ–નાજી ! માફ કરજો. હવે તો અમારે તમારો દોર

સાંખવાનો છે.

ગુલાબ વિવેક ભંગ માટે જરા શરમાઇ. ચાકરને હાંક મારી તેણે નીચેથી પાણી મંગાવ્યું. પછી ચારે જણ બેઠાં અને ગપ્પાં મારવા લાગ્યાં. ગજરી ઉપર આવીને બોલી કે 'ગાડીવાળો કહે છે કે, ભાઇને બહાર જવું છે કે ગાડી તબેલે લઈ જાય?'

ચંદુલાલ—કેમ મોહનલાલ! આપણે પેલી વાડી જોઈ આવીશું?

મોહનલાલ—મને હમણાં [illegible] તમે જોઈ આવો તો ઠીક.

'હું એકલો જાઉં? પસંદ[illegible] કોઈ મારી સાથે હોય તો ઠીક. બે મત હોય તો વિચાર થાય.'

તારા—આ તમારા અર્ધાંગને સાથે લેઇ જાઓ એટલે વિચાર થશે.

'ત્યારે તમેય ચાલોની.'

ગજરી—હા, હા, તારાભાભી! ચાલો તમેય. આપણે બધાં સાથે જઇએ. મહાલક્ષ્મીજીનાં દર્શન કરતાં આવીશું. એક પંથ ને દો કાજ.

ગુલાબ—હા હા, ચાલો તારાભાભીજી! તમે સાથે હશો તો ગમત થશે.

મોહનલાલ—ઠીક છે, જાઓ.

ચંદુલાલ—હા ચાલો આપણે સર્વે જઇએ.

મોહનલાલ સામું જોઈ તારા બોલી કે 'રસોઇની પછી તમે બૂમ પાડતા નહિ. બહાર જઇએ તે વહેલું મોડું તો થાય. તમે કહેતા હો તો જાઉં?'

ગુલાબ—સાત વાગે આવીને ઘેર જવું ને પાછી રસોઇ કરવી, એ ખટપટ કરવાનુ કંઈ કારણ નથી, અહિંજ જમજો.

ગજરી—હા હા, તારાભાભી! એમ કરો.

મોહનલાલ—ભલે એમ કરજો, ચાલો હું હવે મારે કામે જાઉં છું.

ગજરી—સાત વાગે અહિંજ આવજો મોહનભાઇ!

'ઠીક, જાઓ.' મોહનલાલ ઉઠયો અને ચંદુલાલ ગુલાબ ગજરી તારા અને બે છોકરાં મિજબાની માટે વાડી જોવા જવાને તૈયાર થયાં. તારા તૈયારજ હતી. ગજરી નીચે ગઇ અને ગુલાબ સાડી પહેરી સહે-

જવારમાં તૈયાર થઇ સાસુની રજા લેવા નીચે ગઇ. ચંદુલાલ તારા ને છોકરાં નીચે ઉતરવાની તૈયારીમાં હતાં એટલામાં રંગનાથની છબિ જોઇ તે બોલ્યો કે 'આ કોની છબિ છે? તમે લાવ્યાં છો તારાભાભી?'

આ સવાલ સાંભળતાં તારાના મનમાં અનેક વિચાર થઇ આવ્યા. 'શું કહેવું? ગુલાબનું પાપ ફોડી દેવું કે નહિ?' એમ તેને મુઝવણ થઈ. હાનાની વચ્ચે ટુંકો પણ તેને ગુંચવી નાંખનારો ઝઘડો મગજમાં મચી રહ્યો. કંઈ સુઝતું ન હોય તેમ એક પગ મેડીમાં અને એક પગ બહાર એમ બારણા વચ્ચે વિચાર કરતી ઉભી રહી. પાછું વાળી તેણે ચંદુલાલ સામું જોયું. આગલા પ્રેમના ઉછાળાએ બન્નેની આંખો, હંસોના સંક્ષોભે હલમલી રહેલાં ઇંદીવરોની માફક ચલવચળ થઇ રહી.

ચંદુલાલ હસતો હસતો પાસે ગયો એટલે તારા પાછી હઠી બોલી કે 'તમારાં પ્રિયાએ અહિં મૂકેલી છે. કોની છે એમ પૂછવાનું શું કારણ? મૂકી દો, હોય, માણસ છે. હમણાં મારી અને તમારી આંખોમાં શું શું થઇ રહ્યું હતું?'

'કોણ જાણે' કહી ચંદુલાલ વધારે પાસે ગયો એટલે તારા બોલી કે 'ખસો, ચાલો વખત થઈ જશે. હજી એવાને એવાજ કાલા રહ્યા.

તારા ડબ્બો નાંખી બીજું બધું વાળી લઇ નીચે ઉતરી. ચંદુલાલ પેલી છબિને પલંગ તરફ ફેંકી બારણું બંધ કરી નીચે ગયો. સૌ ગાડીમાં બેઠાં. ચંદુલાલ અને ગુલાબ એક પાસે બેઠાં અને ગજરી તથા તારા છોકરાંને લઈ તેમની સામે બેઠાં. ગુલાબ કંઇ જાણતી ન હતી અને પેલાં બે જણ કંઇક ઉંડા વિચારમાં હતાં. ગાડી ચાલી એટલે ગજરીએ પૂછ્યું કે 'જુઓ તારાભાભી! મારાં ભાઇભોજાઈ કેવાં શોભે છે?'

'અહો! જાણે ઇંદ્રઇંદ્રાણીનું જોડું સ્તો!' સૌ હસ્યાં.



## પ્રકરણ ૫ મું.



### દિલનો દગદગો.

ગાડી ચાલી. ગુલાબવહુએ માર્ગમાં બેત્રણ વાર જુદી જુદી બાબતો ઉપર કંઈક પ્રસંગ મળતાં ચંદુલાલને જુદા જુદા સવાલ કર્યા પણ તેના બરાબર ઉત્તર મળ્યા નહિ. બધાં સાથે હતાં એટલે ગુલાબે ધાર્યું કે, પોતે ઠાવકાઇમાં રહેવા ખાતર બોલતા નહિ હોય તેથી તેને કંઈ લાગ્યું નહિ, પરંતુ ચંદુલાલનું મન પેલી બાબત ઉપર ગુંથાએલું હતું. તારાનાં વચનો તેને ખરાં અને પોતાને મહેણા રૂપ લાગ્યાં હતાં. ગુલાબ તેને અપવિત્ર લાગી અને 'ખરેખર તે એવી હશે,' એમ એક પછી એક જુદે જુદે કાળે બનેલા જુના બનાવોને યાદ કરી તેનાં વર્તનની તે મનમાં ને મનમાં પરીક્ષા કરવા લાગ્યો. ગાડીના વેગ સાથે તેનું મન પણ વિચારના વેગમાં તણાયું અને સૌ મૌન રહ્યાં.

સાગરના કિનારા ઉપર એક વિશાળ બંગલાના પોર્ટિકોમાં જઈ ગાડી ઉભી રહી. ગાડીતે નીચે ઉતરી બારણું ઉઘાડ્યું એટલે એકદમ ચંદુલાલના મનમાંના વિચાર સમેટાઇ ગયા. સઘળાં નીચે ઉતરી બંગલામાં ગયાં. દરેક ઠેકાણે ફરી દરેક હૉલ રસોડું અને મિજલસનો ઓરડો વગેરે જોયું. ફરતાં ફરતાં બધું જોઇ છેવટ બાગમાં ગયાં. બાગમાં પેસતાં તારાગૌરી બોલી કે 'ચંદુભાઈ! આ બંગલો તો બહુ સારો છે. તમારા પચાસ મિત્રો અને સ્ત્રીઓ હશે તોપણ તેમનો સમાવેશ થશે. કેમ ત્યારના કંઇ બોલતા નથી? ઘેર તો કહેતા હતા કે, બે જણ વગર પસંદગીનો વિચાર કેમ થશે,?'

ગુલાબ—એમનો જીવ કોઈ બહારની બાબતમાં પડી ગયો લાગે છે. ગાડીમાં બે ત્રણ વાર મેં કંઈ કંઇ પૂછ્યું તોપણ કંઈ બોલ્યા નહિ જોયુંને? આપણે તો સાથે ફરીને જોયું અને સઘળું ઠીક લાગ્યું. એમને ગમ્યું કે નહિ તે તો એ પોતે જાણે?

ગજરી—મિજલસનો મોટો હૉલ બહુ સારો છે. ભાઈના બધાય મિત્રો તેમની બૈરીઓ—અરે ભાભીઓ જોડે આવે તોપણ બૈરાંની સગવડ થાય તેમ છે.

ચંદુલાલ—જુઓ ગજરીએ કેવો વિચાર આપ્યો. તમે બેઉ હાજી હા કરનારાં છો. હું અત્યાર લગી તમારી પરીક્ષા જોતો હતો.

તારા—મારી પરીક્ષા તો જોવાયેલીજ છે. અમે વાડીબંગલા અને મોટી મિજલસો કયારે જોયેલી કે એવી તેવી ખબર પડે ? તમે ગાડીમાં આમને જવાબ આપ્યા નહિ તેથી આ તો તમારી પર ગુસ્સે હશે.

ગુલાબ—હું તો હમણાં હમણાંની ગુસ્સેજ થતી નથી.

ગજરી—હમણાં કેમ ભાભી ! મેં તો તમને કદીએ ગુસ્સે થયેલાં દીઠાં નથી.

તારા—વાહરે નણંદલ ! ભાભીની સાક્ષી પુરતાં તો વારે લગાડતાં નથી ?

ચંદુલાલ—તમારે દર્શન કરવા જવું છે કે અહિંજ રાત પાડવી છે ?

તારા—તમે અમારી સાથે નથી આવતા ?

'ના તમે જાઓ.' પછી બંગલાના ભૈયા સાથે તેઓ મહાલક્ષ્મીનાં દર્શન કરવા ગયાં. માળીએ થોડાં રજનીગંધનાં પુષ્પ આપ્યાં તે લઇ ચંદુલાલ કુવારા સામે એક સ્ફટિકના આસન ઉપર બાગની બહાર જોતો બેઠો.

સાંજનો વખત હતો, ધીરે ધીરે દરિયાનો પવન આવતો હતો, પાણીના જોરથી કુવારો ગોળ ફુદડીએ ફરી હવામાં જળસીકર ઉડાડતો હતો, આછી મીઠી મીઠી બાગનાં ફુલોની સુગંધ પવનની લહેરીઓ સાથે આવતી હતી. કુવારાના હોજમાં લાલ નાની મોટી માછલીઓ ચતુરાનાં લોચનની માફક આમતેમ ફરી રહી હતી, બદામના ઝાડ ઉપર પહોળાં પાંદડાં નીચે પંખીઓ માળામાં ભરાઇ બેઠાં હતાં, અને ચોમાસાની પ્રશાંત રાતે જળદ્રોણીમાં પાંદડાં પરનાં પાણી ધીરે ધીરે ટપકતાં હોય તેવો પાસેના બંગલામાંથી ઝીણો ઝીણો ધાતુના ટંકાર સરખો પિયાનાનો રણકાર સંભળાતો હતો. ચંદુલાલ ફૂલ સુંઘતો ને આમ તેમ જોતો ખુશ મિજાજમાં બેઠો હતો એટલે તેને ધંધાની વાત સાંભરી.

ધંધામાં પડતા પહેલાં જુવાન માણસને જે ગુંચવણ થાય છે તે ગુંચવણમાં પાસ થયા પછી બેઉ ચંદુલાલ અને રામચંદ્રશેઠ પડેલા હતા. 'મુંબાઇમાં ઘરને આંગણે વૈદાનો ધંધો ચલાવવો કે નોકરી લેવી ?' એ બે બાબત વચ્ચે બાપ દીકરો હમેશ વાત કરતા પણ એકે નિશ્ચય ઉપર આવી શકતા નહિ. અત્યારે એકાંત હોવાથી એજ બાબત પાછી ચંદુલાલ આગળ આવીને ઉભી રહી. તે મનમાં ને મનમાંજ બોલ્યો કે 'અહો ! આ બાબત ઉપર કેટલા બધા વિચાર કર્યા ? બાપાજી કે હું તેમાં કંઇ નક્કીજ કરી શકતા નથી એ શું ? મન પોતાની ચંચળતાથી એકવાર આ વસ્તુને સારી કહે છે, તો બીજી પળે બીજી વસ્તુ ઉપર લઈ જઇ તેના લાભ બતાવે છે. શું કરવું•તે નક્કી થતું નથી. મન દોલાયમાન થઇ ગયું છે વિચારની પરંપરાથી આખરે થાકી જવાય છે. મારે રળવાની કાળજી કરવાની નથી. પિતાજી મારી કમાઈ માટે કંઈ બેસી રહ્યા નથી, પરંતુ મારું મન મને એમ કહે છે કે, હું મારું પોતાનું ખરચ ચલાવી શકું એટલું રળાય નહિ ત્યાં સુધી તો કર્તજ કર્યું કહેવાય નહિ. પિતાજીના મનમાં એમ છે કે, હું હાલ વધારે ન રળું તો ખેર, પરંતુ આગળ ઉપર જેમાંથી સારો લાભ થાય એવો રસ્તો• લેવાય તો સારૂં. અલબત, એ વાત એમના અનુભવની છે, જીવનની જે લડાઇઓ એ લડયા છે, તેનું મને સ્વપ્ને નથી. તુંબડી અને કામ્બળી લઇને તે આ ટાપુ ઉપર ઉતરેલા. જે મોટી સમૃદ્ધિ તે બાદ તેમણે મેળવી તે અનુભવનો મને લેશે ખ્યાલ નથી. એ ઓછું ભણેલા કદાપિ સહેજ જુના વિચારના હશે પણ એમનો અનુભવ બહોળો અને બહુ જનને સન્માર્ગ દેખાડનારો છે. મુંબાઈમાં રહી ધંધો ચલાવવો એવો એમનો મત છે, અને તેના ટેકામાં તેઓ જણાવે છે તે વાસ્તવિક છે કે, એમને હમણાં મારાં નાણાંની જરૂર નથી. મને જે મળશે તે ખરૂં પણ જતે દહાડે આ મોટા શહેરમાં હું જામી જઇશ. ધંધા રોજગારની બાબતમાં હમેશ એમજ બને છે. પ્રારંભમાં તે ઝાઝો લાભ બતાવતા નથી. દુઃખ અને સંકોચમાં તેની ઉપર કંટાળો આવે છે એ ખરું, પરંતુ આખરે

એમાંથી લક્ષ્મીના ઢગલા નીકળે છે. નોકરી વહેતા પાણી જેવી છે. દરમાયા ઉપર ભાગ્ય બંધાઇ જાય છે. મનમાં તેથી વધારે ઓછું મળવાની ચિંતા કે ઉજાગરો રહેતો નથી, અને જેવું તથા જેટલું ભાગ્ય બંધાય છે તેવું ને તેટલું ખરચ રાખી માણુસ નચિંતાઇથી રહી શકે છે.

પિતાજીનું મન મને મુંબાઈમાં રાખવા તરફ છે તેનું બીજું કારણ પણ સ્પષ્ટ છે. એમની વૃદ્ધ આંખો આગળથી એ મને દૂર ગયેલો જોવા ઇચ્છતા નથી. દાદીમા પાકું પાન થઇ રહ્યાં છે. એમણે બે ત્રણ પેઢી પહોંચે એટલી સમૃદ્ધિ મેળવી છે. ઘણાં દુ:ખ વેઠી એમણે એમનો–અરે મારો બને મારાં છોકરાં થાય તો તેમનો પણ ચરિતાર્થ કર્યો છે તેથી પિતાજીને એમ થાય એ સ્વાભાવિક છે. મારી અને ગજરીની ઉપર તેમનાં બેઉ લોચન ઉઘાડાં છે અથવા મારાવડે પિતાજીની આંખો અને ગજરીવડે માતાજીની આંખો હસે છે. 'એક પુત્ર તે પુત્રમાં નહિ' એવી લોકકથાથી એમનું મન મને સુનો મૂકવા–પરદેશ મોકલવા આનાકાની કરે એ પણ સત્ય છે. માબાપનો છોકરાં ઉપરનો પ્રેમ વર્ણવાય તેવો નથી. વારૂ, એ મને શાને માટે દૂર મોકલે? એમને શું મારી કમાઇની દરકાર છે? હું ભણ્યો છું પણ ભણ્યો ન હોઉં તોપણ એમને મારી ઉપર આધાર રાખવો પડે એમ નથી. એમના પ્રેમનો મારાથી બદલો વળાય તેમ નથી. મારે એમના જીવને ખોટું લાગે કે એમનો જીવ બળે એવું કરવું નથી. પરંતુ મારૂં મન મને જે કહે છે તે માત્ર એજ છે કે, 'પારકા મા કાન વિંધે.' જગતનો લોકનો પરદેશનો અને વ્યવહારનો અતિ ઉત્તમ અનુભવ મને બહાર મળશે, માટે પરદેશમાં નોકરી હોય તો તે લેવી. અનુભવને ખાતર મારે એ કરવાનું છે. ખરેખર મારા મનની આ વાતો પણ ખરી છે. શાકના શા ભાવ ચાલે છે, તે પણ હું જાણતો નથી. પૈસો નહિ પણ આજીવિકાને જરૂરની વસ્તુઓ ક્યાં અને કેમ મળે છે, તે પણ મને ખબર નથી. એમના રાજ્યમાં મેં શું વ્યવહાર જોયો છે. ખાઇએ છીએ મોજ કરીએ છીએ અને એમણે મોટા શ્રમે મેળવેલી લક્ષ્મીને વાપ-

રીએ છીએ. મનેજ લાડ લડાવે છે એમ નહિ પણ મારી સ્ત્રીને પણ મનગમતી મોજ મણાવે છે. આપણી નાતમાં જરા દેખાવડી અને સારી કન્યા માબાપ વગરની હતી તોપણ એમણે પસંદ કરી. એના કાકાને ત્યાંથી અહિં લાવી રાખીને ભણાવ. અહિંની મનગમતી રીતભાત, બોલવું ચાલવું અને પહેરવું ઓઢવું શીખવાડયું. ટુંકામાં એમણે મારે માટે એને લાયક કરવાને કંઇ ઓછો શ્રમ લીધો નથી ? ખરે મારૂં સુખ જોવાને તેઓ આટલું બધું કરે છે અને હજી કરશે. હું તેનો બદલો વાળીશ. તેમની પાસેથી નમી પડીને બે વર્ષની રજા લઇશ પણ મારા અને મારી સ્ત્રીના અનુભવને ખાતર પરદેશ તો જઇશ. એ પોતે ધારશે તો મને સારીજ નોકરી અપાવશે. મને અનુભવ આપવા તરફ એમનું લક્ષ છે. 'સાગરપુરના રાજ્યમાં મુખ્ય મેડિકલ ઓફિસરની જગાએ તને મોકલી શકાય એમ છે' એવું એમણે પહેલેજ દિવસે મને કહ્યું હતું; પરંતુ વાત્સલ્ય અને દાદીમાની સલાહે તેઓ હવે કંઇ બોલતા નથી. આજે હું એ બાબત છેડી મારો વિચાર જણાવું. તેમની રજા માગી લઉં અને સાગરપુરના રાજ્યમાં એક અધિકાર ઉપર જાઉં.

દેશી રાજ્યોમાં ઘણી જાતના અનુભવ મળે છે. માણસોના મનનો અતિ ઉત્તમ અભ્યાસ ત્યાં કરાય છે. રાજ્યદ્વારમાં બહુ વિધનાં માણસ હોય છે અને તેમાંથી ભણ્યાગણ્યા માણસને ઘણું શીખવાનું મળે છે. મારે નોકરીનો દુનિયાદારીનો અને પરદેશનો અનુભવ તો અવશ્ય લેવો. અહિંયાં મને તો લાભ થવાનો નથી. પિતાજી અને નોકરો ચાકરો મને કશું કરવા દેતા નથી. પિતાજી શું બેસી રહેવાના છે ? માથે આવી પડશે ત્યારે વગર અનુભવે આ સંસારનુ ચક્ર મારાથી કેમ ચલાવી શકાશે ? જો પરદેશ નહિ જાઉં તો હું પછી ક્યારે ઘડાઇશ ! પરદેશ તો માણસે અવશ્ય જવું જોઇએ. ગમે તેવો સુખી માણસ હોય તો પણ તેણે દુઃખનો અનુભવ લેવો, સહનશીલતા શીખવી અને આ સુખી દેહને કેટલુંક દુઃખ સહન કરતાં શીખવવું. ક્યારે કેવો વખત આવશે તે કોને ખબર છે ? સ્ત્રી પણ મારા જેવી છે. માતાજીએ એને પોતાની આંખની કીકી જેવી ગણી લાડ લડાવી સુધારી પણ કામ શું શીખવ્યું ?

ખાટલેથી પાટલે અને પાટલેથી ખાટલે જાય એટલુંજને. ચાવી ચાવીને બોલતાં, ફેશનેબલ કપડાંલત્તાં પસંદ કરતાં, ઘરેણાં પહેરતાં ને મન મેળવતાં આવડયું તેથી શું ? રસોઇયો એક દિવસ જતો રહે છે અને રાંધવા પેસવું પડે છે ત્યારે એને કેવું લાગે છે ? જમણમાં પણ કેવા સ્વાદ લાગે છે ? એને પણ પરદેશનો અનુભવ મળશે, માટે જરૂર સાગરપુરવાળી નોકરીને માટે હું પિતાજીને આજ આગ્રહ કરૂં. દરબારી નોકરીથી કોઈનું ભલું કરી શકાશે. જે માણસને હાથે બીજાનું હિત થાય તેજ મોટો થયો પ્રમાણ છે. તારાભાભીને બિચારીને મોજશોખની બહુ લાલસા છે. અરે ! એ ધણીધણિયાણીએ ઓછાં દુઃખ વેઠ્યાં છે? ગરીબને ઘેર જન્મેલી અને ગરીબને ઘેર પડી પણ કશું શીખવાડવું પડે છે ? રૂપાળી છે, તંદુરસ્ત છે, બોલવામાં પહેરવા ઓઢવામાં મુંબામાં ઉછરેલાં હોય તેનેય છક્કડ મારે એવી છે. વળી કેવી સુભાગી ? બાવીસેક વર્ષની વયમાં બે છોકરા અને તેય કેવા ? ગ્રહસ્થનાં છોકરાં જોયાં હોય તો હથેળ જેવાં પાતળાં મુખ ઉપર માંખો બમણની હોય! 'મોહનના છોકરા એની મા ઉપર પડ્યા.' એમ દાદીમા કહે છે તે ખરૂં છે. ગોરા ગલરુ હસમુખા અને ગુલાબની પાંદડીનું ઓસીકું હોય એવા સુકુમાર. સુખાભિલાષી તારાએ સુખનો અનુભવ લીધો નથી. એનું મારાથી ત્યાં જતાં શ્રેય થશે. એમને હું મારાથી બનશે તેટલી મદદ કરી સુખી કરીશ, સારી જગાએ ચઢાવીશ અને જેમ મારાં સુખ જોઈ એ પ્રસન્ન થાય તેમ એમને સુખ વૈભવનો અનુભવ લેતાં જોઈ હું પણ પ્રસન્ન થઈશ. સાગરપુર જવાશે તો સારું થશે. એય ખરૂં છે કે, 'પરદેશમાં પ્રીતિ વધે છે.'

ચંદુલાલ આવા વિચારોમાં રજનીગંધની વાસ લેતો અને પવનની લહેર અનુભવતો બેઠો હતો એટલામાં તારાનો પુત્ર આવી તેને વળગી પડયો. 'કાકા ચાલો અમે આવ્યાં.' ચંદુલાલ ઉભો થયો, છોકરાને લઈ લીધો અને પોર્ટિકોમાં જઈ સૌ ગાડીમાં બેઠાં. પેલા સુભાગી વિચારો ગાડીમાં ચાલુ રહ્યા, દરમિયાન સ્ત્રી વર્ગે જુદી જુદી બાબતો પર વાતો કરી અને પ્રસંગોપાત ચંદુલાલે તેમાં ભાગ લીધો.

ગુલાબ એની મગરૂરીમાં અને પોતાને ઉત્તર નહિ આપેલો તેની રીસમાં મૌન રહી. 'અંતઃપુરમાં એકઠાં થઈશું ત્યારે હું એમની ધૂળ કાઢી નાંખીશ.' એવો ગર્વી વિચાર તેના મગજમાં ઘુમી રહ્યો હતો. મહાલક્ષ્મીનાં દર્શન કરતાં ગજરીએ 'કેશવચંદ્ર વર મેળવજો મંમાયા,' એવો વર ઇચ્છ્યો હતો અને એજ વિચારમાં તેનું મન ખુશ હતું. પોતાનાં ભાઇ ભોજાઇની માફક પોતે પણ વિવિધ સુખ લઇશું એવા આનંદી વિચારમાં તે બીજી વાતો પણ મંદ મંદ હસતી હસતી કરતી હતી.

તારા છોકરાં લઇ ઘરડાં માની પાસે ગઇ. ચંદુલાલ મેડીએ ચઢ્યો અને ગુલાબ તથા ગજરી પોતપોતાના કામ તરફ વળ્યાં. તારાએ ઓરડામાં પેસતાં કહ્યું કે 'માજીને પગે લાગ્યો નહિ કે કીકુ?' છોકરો પરિચિત હોવાથી દોડી જઈ ડોસીના પગમાં પડ્યો. ડોસીએ માથે હાથ મૂકી ખોળામાં લઈ બેસાડતાં કહ્યું કે 'તારાવહુ! આજ ઘણે દહાડે જણાઇ. ઘેર બેઠી બેઠી શું કરે છે?'

'તમારા છોકરા માજી! એવા છે કે, હું તો એક ઘડીએ નવરીજ પડતી નથી. લગ્નને બહારે શું નીકળું ને જાઉં, પણ ક્યાં? આ મોટો તો આમતેમ જ્યાં ત્યાં દોડી જઇ રસ્તામાં મને બહુજ દુઃખ દે છે.'

'કીકુ ગાંડિયા એમ કરાય કે? હવે જો ફરિયાદ આવશે તો પરસાદનો મગજ નહિ આપું.' એમ કહી ડોસીએ થોડો પરસાદ આપ્યો. 'તારાવહુ! તમારા ચંદુભાઇ પાસ થયા.'

'હા માજી! આપના પુણ્ય પ્રતાપે પાસ થયા.'

'મોહન તમારી સાથે ન હતો?'

'ગુલાબભાભીજી હું ગજરાબા અને ચંદુભાઇ એટલાંજ હતાં માજી!"

'એ કામે ગયો હશે. મને તો ચંદુલાલ કરતાં મારો મોહન બહુ વહાલો લાગે છે. એ એની મેળે એના કામમાં અને કામમાંજ. કોઇની માફક એને ઇસ્કાઇ નહિ. સાદાઈમાં સાર છે તે એ બરોબર સમજ્યો છે. છોકરાં ઝબકી ઉઠે એવા બૂટ પહેરીને ઘરમાં ત્રીજા માળ સુધી જવાં. બૈરાં સાથે બહાર જવું, પટિયાં પાડવાં અને ખાતાંપીતાં ટપટપ

મલેછની ભાષા બોલવી એવુંતેવું મને કશું ગમતું નથી. મોહન આવે એવો હમેશ મારી પાસે આવી બેસે. ડહાપણ અને શાણપણ કંઈ કોઇના બાપનાં છે ?' ડોસીએ જુના વિચારો જણાવ્યા.

તારાએ પગ ચાંપવા માંડયા ત્યારે મંછામાએ વળી મોહનલાલનાં વખાણ વધારે કરવા માંડયાં. તારા વિવેકી અને દુશ્મનનાએ પેટમાં પેસી જાય તેવી સોજીલી સ્ત્રી હતી. ચંદુલાલના ઘરમાં સૌ એને ચહાતું હતું. મંછામા તેની ઉપર બહુ પ્રેમ રાખતાં અને અવરનવર રામચંદ્રને કહી કોઇ કોઈ પ્રસંગે મોહનલાલને બે રૂપિયા રળાવતાં. એવાજ રૂપિયામાંથી તારા પાસે ચાર દાગીના પણ થયા હતા.

'રહેવા દે, તારાવહુ ! હું કંઇ આજ બહાર ગઈ નથી.'

'ઘરમાં બેઠેબેઠે પણ તમારા પગ અકડાઈ જાય માજી !' તારાએ ઘરડાંને ગમતો ઉત્તર કર્યો.

મોહનલાલ આવ્યો તેને જોઇ કીકુ બોલ્યો 'દાદીમા ! મોહનભાઇ આવ્યા.'

તારાએ આઘું ઓઢયું અને મોહનલાલ બોલ્યો કે 'મંછામા ! દર્શન કરી આવ્યાં કે ?'

'ના દીકરા ! આજ તો હું કહિંએ બહાર ગઇ નથી.'

'હવે તમારે બહાર જવું નહિ માતાજી ! આપણે ઘેર કયાં ઠાકોરજી નથી ?' એટલામાં ગજરી ઓરડામાં આવી બોલી કે 'ઓહો ! મોહનભાઇ તો અહિં ઉભા છે અને ચંદુભાઈ પણ જમવાની રાહ જોયા કરે છે.'

'ચાલો બહેન ! હું ત્યાંજ આવું છું.' મોહનલાલ ગયો. ગજરી તેની પુંઠે ચાલી એટલે મંછામા બોલ્યાં કે 'ગજરી ! આ છોકરાઓને લેતી જા. એમને મોહન તથા ચંદુ સાથેજ જમવા બેસાડ.' ગજરી તેમને લઇ ગઇ. ડોસીએ તારાની સાથે વાત ચલાવતાં વધાર્યું કે 'તારાવહુ ! અમારી વહુને તે કંઇ થશે કે નહિ ? વીસ વરસ તો થઇ ગયાં. અહો ! એને આણું કરે કેટલાં વરસ થયાં ? રામચંદ્ર અને જેકોરને તો કંઇ લાગે નહિ પણ મને તો એની બહુ ઝંખના થયા

કરે છે. પેટનાં પેટ જોઇને જવાય તો સારૂં. મહીનો થઈ જાય કે હું તો ઠાકોરજીને કહું કે જો એમ હશે તો ઠાકોરજી મહારાજ! તમારૂં ફલાણું કરીશ, પણ કંઇ નહિ, એક બે દિવસ વહેલા મોડાય થતા નથી. મહીનો થાય કે જાણે બેઠીજ છે. મને કંઇ અળખામણી લાગતી નથી, સમજીને વહુ! પણ જાણે શંકા થાય છે કે એવીને એવી તો નહિ રહે?'

'નારે માજી! કાલે ઇશ્વર સારો દહાડો દેખાડશે અને તમ જેવાં ભાગ્યશાળીને ઠાકોરજી પેટનાં પેટ જોવા દહાડો આપશે. કોઇને ઉંચ વરસે અઘરણી આવે એમાં શું? ગુલાબભાભીજી તે માજી! કયાં મોટાં થઇ ગયાં? કાલ સવારે એ સુરતથી આવ્યાં અને ઘાઘરી ઓરણાં પહેરી ફરતાં હતાં, ઇશ્વર સૌ સારાં વાનાં કરશે. મારા કાકાજીની કલ્યાણવૃત્તિ સારાંજ ફળ ઉત્પન્ન કરશે. તમારાં પુણ્ય ફળશે અને પારણાં બંધાતાં વારે લાગશે નહિ.'

'મારો રામચંદ્ર લોક ઉપર દયા રાખે છે તે અમસ્તો. નહિ તો! દુઃખ કેવું હોય તે એણે જોયેલું છે. અહો! એણે જે દુઃખ વેઠયાં છે તે આજ કોનાથી વેઠાય એમ છે? નાનો બાળ માત્ર પંદર વર્ષનો એ મુંબાઇ આવેલો અને તે દહાડે તો આ આગગાડીએ નહિ અને આગબોટે નહિ.'

'માજી! વીસેક વરસના હશે?'

'નારે વહુ! નાનો બાળ.' ડોસીએ જુની વાત કાઢતાં કહ્યું.

## પ્રકરણ ૬ ઠું.

### રામચંદ્રનું ચરિત.

ખરેખર પંદર વરસનો. મને બરોબર યાદ છે. એ વખત તો મને વિસરતોજ નથી. જનોઈ દઇને વારોવાર ૭ મહીને એના બાપ મરણ પામ્યા અને અમારા ઉપર દુઃખનાં વાદળ તૂટી પડયાં. ત્રણ

છોકરીઓ અને એકનો એક રામચંદ્ર. બે છોડીઓ અને રામચંદ્ર પરણાવેલાં અને એક કુંવારી. એ મરી ગયા અને એમના શબ પાછળજ જાણે દેવાદાર મારું લોહી ચૂસવા આવ્યા હોય તેમ થયું. સગાંસાગવાંને એ આંખોની શરમ હતી તે જતી રહી. મારે ખુણે રહે રહે એ લોકને જવાબ આપવા પડે પણ રામચંદ્રનો કાકો મુઓ એક ઘરડું ખોખ હતો તે બોલેએ નહિ. જ્યાં ત્યાં કરી મારા બે દાગીના મુકાવી ઉત્તરક્રિયા કરાવી અને એટલા દહાડા તો અડોસીપડોસીએ ઘેર આવ્યાં પણ પછી તો જાણે ખંભાતમાં મારું કોઇજ ના હોય એમ થઈ ગયું. ચાર છોકરાંને પાંખમાં રાખવાં અને ઘરસંસાર ચલાવવો, એ મને એવું દુર્વહ થઈ પડ્યું કે, ન પૂછો વાત. છોકરાં ઉંઘી જાય એટલે હું એમને સંભારીને રોઉં, કોણ મને આશ્વાસન આપે ? આખરે એમની એમ કલ્પાંત કરતી કરતી ઉંઘી જાઉં. મારા બે જમાઇઓએ તો એ વખતમાં જમનીજ ગરજ સારી. છોકરીઓને તેડી જાય અને વળી કાઢી મૂકે, તોફાન કરે અને છોડીઓ બિચારી નબાપી આંસુ ઢાળતી મારી પાસે આવે; પણ ખરે ! આ જેકોરવહુના બાપનો આભાર મારાથી ભુલાતો નથી. છોકરો પરણાવવો કે સંબંધ બાંધવો તો એવેજ ઠેકાણે બાંધવો. બે ત્રણ વરસ મેં લાયલેપાનાં ફાંફાં ઢયાં તે એ વહેવાઇની હુંફે. બારમે તેરમે વરસે તેમણે સાઠ રૂપિયે રામચંદ્રને ગુમાસ્તી બેસાડ્યો. રામચંદ્રે દૂધિયા દાંતે ચાકરી લીધી. એક ઘડીએ બિચારો પગ વાળીને બેસે નહિ અને એ વખતની ગુમાસ્તી ! બિના ઘઉં દળવા અને વાણિયાને ઘેર ગુમાસ્તી કરવી તે બે બરોબર.

એણે કેટલાંક વરસ ખેંચ્યાં એટલામાં બંદર ઉપર તેનું કામ જોઈ, કચ્છના એક ખોજા વેપારીએ કહ્યું કે ' છોકરા ! મુંબાઇ જાય તો હું તને બસેંનું વરસ બાંધી આપું. ' 'ઠીક છે, હું જોઈશ, વિચાર કરીને એક બે દહાડામાં આપને કહીશ, દરમિયાન કોઇને પૂછતા નહિ શેઠ !' એમ કહી રામચંદ્ર ઘેર આવ્યો અને રાતે મને વાત કરી મેં સાફ ના કહી પણ અનેક બાબતો ઉલટા સુલટી સમજાવી અને એટલા નાનાએ મને જે કહ્યું તે બધું મારે ગળે ઉતર્યું. હરિ હરિ ! જે થવાનું હશે તે

થશે; જા ત્યારે, પણ મારાથી તો તને એમ કહેવાતું નથી. મારી પાસે હા ભણાવી બીજે દિવસે એણે પેલા શેઠને હા કહી અને ટુંકુને ટચ બે દહાડામાંજ જવાનું ઠરાવ્યું. ફળિયામાં વાત થતાં લોક મને ફટફટ કરવા લાગ્યા. હું ડગી નહિ. મેં જ્યારે બહુ થયું ત્યારે એના સસરાને બોલાવી વાત કરી. તેમણે કહ્યું કે 'ભલે જાય. જુઓ મંછા ! સાહસ કર્યા વગર માથે પડેલો બોજો ઓછો થવાનો નથી, અને જ્યાં સુધી ઈશ્વર સાનુકૂળ છે ત્યાં સુધી ઉછળતી આગે હિમ જેવી છે. મને એ બાબતની અડચણ નથી; પણ મારા ઘરમાંથી બહુ આકળી છે. તે કદી તમને કંઇ કહે તો રીસ ચઢાવશો નહિ. સુખેથી જવા દો, ઈશ્વર એમને સારો દહાડો દેખાડશે. મારી જેકોરનું ભાગ્ય મોટું છે.'

તારાવહુ ! એના સસરાનાં આવાં ઉત્તેજક વચન સાંભળી મારા પગમાં વધારે જોર આવ્યું. જોતજોતામાં દહાડો જતો રહ્યો અને આખા ગામમાં વાત પ્રસરી ગઈ. રામચંદ્ર જવાનો હતો તેની હું તૈયારી કરતી હતી એટલામાં સાંજના એની સાસુ મારી પાસે આવી. એનું મ્હોં તો કાળઅંધાર થઇ ગયેલું હતું. પાસે આવી બેઠી અને બોલી કે 'રામચંદ્ર ક્યાં ગયા ?' મેં કહ્યું કે 'કંઈ સરસામાન લેવા બહાર ગયો છે.'

'મંછા ! તમારૂં તો વજ્રનું કાળજું છે, પણ મારો જીવ તો ફડક ફડક થાય છે. મનમાં ક્રોધના ઉછાળા આવે છે. જગતમાં કોઇ ગરીબ હશે કે નહિ ? લોકને માથે દેવાના ડુંગર ગાજે છે પણ તમારા જેવું નિર્દય તો કોઈજ થતું નથી. નાનું બાળ છોકરું મુંબાઈમાં શું સમજે ! એ શહેર કેવું છે, તે તમે જાણો છો ? વિશ્વાસી લોકનું ગામ છે, જ્યાં જુઓ ત્યાં એના એ લોક. આપણે અહિં લાખો માણસ વચ્ચે એક ફિરંગી—જાંગલો નીકળે તો ભર્યા શહેરમાં બૈરાં ઘરમાં પેસી જાય છે, અને એ ત્યાં એકલા શું કરશે ? એ લોકને જોઇને આપણાં કાળજાં ફડફડી જાય. માંસ માટીના ખાનાર લોક. દયાનો તેમનામાં અંશે નહિ. મેં મારું છોકરું નાંખ્યું છે તેથી ખમાયું નહિ ત્યારે તમારી પાસે આવી છું. લોક મને કેટલુંએ કહે છે, મારી મોટી છોકરીના ઘરની સ્થિતિ કેવી છે ? અને ખરૂ કહું તો કોના ઘરમાં ધન ઉભરાઇ

જાય છે. એ તો ઘેરેઘેર માટીના ચુલા ! માટે મંછા વહેવાણ ! ડહાયાં થાઓ અને વિચાર કરો. તમારા છોકરાને ચુલો ફુંકતાંએ આવડે છે ? અરેરે બાપ ! આવડું છોકરૂં બિચારૂં રાંધશે શું, ખાશે શું અને ચાકરી કરશે શું ? માથું દુઃખે તો એમનું ત્યાં કોણ સગું ? દરિયાની વાટ, તેનોએ તમને વિચાર આવતો નથી ? બીજે ને ત્રીજે વહાણ ને હોડકાં બૂડી જાય છે અને કેટલાએ લોકને ઘેર તાળાં પડે છે ! મારા ઉપરાંત થઇને મોકલવા હોય તો મોકલો. મારે ને તમારે બોલ્યા વહેવાર નહિ રહે. હાય ! હાયરે બાપ ! કેવો કળજુગ ! શું માબાપ ! રામચંદ્રને હજી પોતિયું પહેરતાં તો આવડતું નથી અને ટાંણે ટચકે અમારે ત્યાં જમવા આવે છે ત્યારે કુતરાંની બીકે જેકોરના બાપને શેરી બહાર મૂકી આવવા પડે છે, તેમને કાળાં પાણી ઓલંગાવી પરદેશ મોકલતાં તમારૂં કાળજું ભલું કહ્યું કરે છે ?'

જેકોરવહુની માએ તો ઘણુંએ કહ્યું પણ હું મન શાન્ત રાખી બધું સાંભળી રહી. આખરે જયારે તે ઉઠયાં ત્યારે મેં કહ્યું કે 'વહેવાણ ! તમે ચિંતા કરશો નહિ. તમારા કરતાં રામચંદ્ર મને બહુ વહાલો છે. હું આંધળીની આંખ અને આ ત્રણ છોકરીઓનો ભાઈ, એ એકનો એકજ છે. મારે તો અહિં કે મુંબાઇ જ્યાં એ હશે ત્યાં માત્ર એના મોં સામુંજ જોવાનું છે. પુરુષ જાત નાનો હોય તોય શું અને મોટો હોય તોય શું ? એ હોંશિયાર છે એટલે મારૂં મન ડગમગતું નથી. અંતરાત્મા મને કહે છે કે 'સૌ સારાં વાનાં થશે,' માટે મોકલું છું. સુખ થશે તો મારે ભોગવવું છે કે તમારી જેકોરને ? જે થાય છે તે છોકરાંને માટે થાય છે. જે તે કરવું તો પડેસ્તો. આવજો વહેવાણ !' એમ કહી હું રસોડામાં ગઈ અને વહેવાણ રીસમાં ને રીસમાં પાછાં ચાલ્યાં ગયાં. એના ગયા પછી મને ઘણું લાગી આવ્યું. હું રસોડામાં બેઠી બેઠી રોઇ. કેટલીક વારે રામચંદ્ર આવ્યો તેણે મને કહ્યું કે 'આ શું છે ?' એટલે મારાથી મોટેથી રોવાઈ જવાયું. રામચંદ્રની આંખમાંથી પણ પાણી નીકળી ગયાં અને છોકરીઓનાં બિચારીઓનાં મોં ઉતરી ગયાં.

રામચંદ્ર બહાર જઇ બેઠો અને મેં છોકરીઓને મારી પાસે બેસાડી. સૌ એક બીજાના મનમાં ડુબાયેલા જેવાં-ગમગીન થઇ રહ્યાં. બીજે દિવસે નવ વાગે વહાણ ઉપડવાનું હતું. મેં રામચંદ્રને જમાડ્યો અને છોકરીઓ સુતી ત્યાર પછી અમે મા દીકરો સરસામાનનાં પોટલાં બાંધવા બેઠાં. યાદ કરી કરીને મેં સઘળું બાંધ્યું, દરમિયાન રામચંદ્ર બોલ્યો કે 'બા ! કોઈ આમ બોલે, કોઇ તેમ બોલે, એમ બધાનું બોલ્યું સાંભળીએ તો પછી કંઈજ થાય નહિ. 'જગત કાશીનું કરવત છે. આમનુંએ વહેરે ને તેમનુંએ વહેરે.' સૌ સારાનાં ભાગી અને વાહ વાહ કરનાર હોય છે. ચાલતી ગાડીએ બેસનાર સૌ હોય? પણ તું વિચાર કર કે આપણે ગયા વગર છુટકો છે? અહિં બેસી રહીને શું ખાઇએ 'બાંધ્યું ઢોર ભૂખે મરે.' દેશમાં ચિંથરેહાલ રહેવું પણ પરદેશ જવું નહિ, એ તો બાપના કુવામાં બુડી મરવા જેવો વિચાર છે. પેલા શિયાળામાં એક બ્રાહ્મણ ટહેલ નાંખતો હતો તે તને સાંભરે છે? મને તો એના બોલે બોલ યાદ છે અને તે અક્ષરેઅક્ષર મને મોઢે થઇ ગયા છે. કેઃ—

ગૌડી પૂછે ગોડીલા, કોણ ભલેરો દેશ;
સંપત હોય તો ઘર ભલાં, નહિ તો ભલો વિદેશ.

તું આમાં કંઈ ખોટું ન સમજતી. ગરીબ હોઇએ ત્યારે પરદેશ સારો. ત્યાં આપણે ભારે હળવું ગમે તેવું કામ કરીએ તોપણ અડચણ નહિ. દેશમાં તેવું થાય નહિ.'

તારાવહુ! એનાં વચન સાંભળી મેં કહ્યું કે 'બાપુ! એ તો ખરું પણ પરદેશ તે તો પરદેશસ્તો? માંદા સાજા થઇએ ત્યારે ત્યાં આપણું કોણ? જો રામચંદ્ર! હું તને મારા પેટમાંથી કાઢી આજ પેટને માટે પરદેશ મોકલું છું પણ પાણીની બહાર માછલી હોય તેવી હું અહિં છું હો! દરેક વહાણે કાગળ લખવાનું ભૂલતો નહિ. વળી તને કહેવું પડે એમ તો નથી પણ કહું છું કે, બાપુ! 'જીવતો નર ભદ્રા પામશે' એ કહેવત ખૂબ યાદ રાખજે. તારૂં માથુંએ દુઃખે તો ત્યાં ઉભો રહેતો નહિ. દીકરા! તુંનો તું જાય અને હું નિરાધાર થઇ

જાઉં ? આ નાની બ્હેન રાનરાન ને પાનપાન થઈ જાય અને લોક મને જીવતીએ રહેવા દે નહિ, માટે આ બધું કહું છું. તું આ બોલ તારા કાળજામાં લખી રાખજે અને શરીર જરાએ નરમ લાગતાં ત્યાં ઉભો પણ રહેતો નહિ. વળી એવું હોય ત્યારે પૈસા સામું પણ જોતો નહિ. દેહ છે તો સૌ છે અને દેહ નથી તો કંઈ નથી. પૈસો આપણી જાત પછવાડે છે. ખાવાપીવામાં ને ઔષધ ઉપચારમાં પૈસો ખરચતાં પાછું વાળીને જોવું નહિ, તેમ તારે અમારી ચિંતા પણ કરવી નહિ. બચે તો બચાવવું, નહિ તો શરીર સાચવીને નોકરી કરવી. વળી એક બદામે પાસે રાખવી નહિ. પૈસો પ્રાણ લેવરાવે છે. લોક પૈસા માટે માણસને મારી નાંખતાં પણ વાર લગાડતા નથી. 'માયાને ભય છે. કાયાને ભય નથી.' શેકના કરોડ રૂપિયા હોય તેને માટી જેવા માનવા. તું તો હજી બાળક છે પણ કહું છું કે, કોઈના ઘરનાં છાનાં રહસ્ય જોઈએ નહિ, તેમ આડો અવળો રસ્તો પણ લઈએ નહિ. મોટીને મા અને નાનીને બહેન ગણીને ચાલીએ તો શત્રુંમાંએ સમાસ થાય. જેનામાં દુર્ગુણ નથી તેને આ જગતમાં ભય નથી. તારા બાપ કહેતા કે, 'લક્ષ્મીથી અને સ્ત્રીથી ન ચળે તેને જગતમાં કહિં કશો ભયજ નથી.' એજ તારા બાપનાં વચન હું તને પાછાં આપું છું. ખાતરી રાખજે કે, એ ખરાં છે. જેને મોહ નથી તે જગતને જિતે છે. પરદેશમાં ગમે તે લોક હોય પણ કોઈની સાથે બોલી બગાડીએ નહિ. આપણે સારો રસ્તો દેખાડવા જઈએ અને સામાને ખોટો પડે, માટે કોઈને કશુંએ કહીએ નહિ. 'દીઠે રસ્તે જઈએ અને દીઠે રસ્તે આવીએ,' એમાંજ માલ છે. આપણે આપણો ધર્મ અને દેશાચાર છોડીએ નહિ. તું જાણે છેને કે 'દેશ છોડીએ પણ વેષ છોડીએ નહિ.'

રામચંદ્ર—બા ! તું મારી તરફની કંઈ ચિંતાજ કરીશ નહિ. હું કોઈનો ગાંજ્યો જાઉં તેવો નથી. લક્ષ્મીથી હું લલચાઈશ નહિ અને ધર્મની બાબતમાં તો મને બીજા ધર્મ ઉપર આસ્થા છેજ નહિ. એવા લોકને હું મોંજ આપતો નથી. ટુંકામાં મારે તને જે કહેવાનું છે તે એજ છે કે, તારે મારી બિલકુલ ચિંતાજ કરવી નહિ. હું માંદો થઈ

ત્યાં પડી રહું એવો માણસ નથી. પૈસાની કનવાર કરીશ નહિ અને જે હશે તે અહિં મોકલાવીશ. બહેનોને તથા જમાઈઓને આપણે જેમ કરતાં કારવતાં આવ્યાં છીએ તેમ કરતી રહેજે. ઇશ્વર કરશે તો આપણે સુખીજ થઇશું. દુઃખનો પણ અંત હોય છે. જગતની કહેણી ખોટી નથી કેઃ—

સુખ કેડે દુઃખ આવશે, દુઃખ કેડે સુખ હોય;
સંરખા દિન ચાલે નહિ, જ્યમ તડકો ને છાંય.

આપણે બહુ દુઃખ વેઠયાં છે તો ઈશ્વર હવે સુખનોજ દિવસ લાવશે. કંઇ દુઃખ વેઠશો નહિ. મહીને મહીને હું મારો પગાર તમને મોકલતો રહીશ.

'દીકરા હવે તું જરા સૂઈ રહે, સવારે વહેલા ઉઠવું છે.'

'હા, ચાલ તું પણ બધું બાંધી રહીને ?'

તારાવહુ ! રામચંદ્ર સૂઈ ગયો પણ મને તો આખી રાત ઉંઘજ આવી નહિ. એવી ને એવી આંખે મેં આખી રાત કાઢી. ચાર વાગે ઉઠી પાછો ચુલો સળગાવ્યો. છોકરીઓ રામચંદ્ર વગેરે ઉઠયાં. દાતણ-પાણી કરી રામચંદ્ર વહાણની સરત કાઢવા બંદર ઉપર ગયો. હું રસોઈ કરતી હતી એટલામાં નાનીએ ઘરમાં દોડી આવી મને કહ્યું કે 'બા ! જેકોરભાભી કંઇક લઇને આવે છે. મેં બહાર જોયું એટલામાં જેકોર અંદર આવી અને સોડિયામાંથી દાબડો કાઢી બોલી કે 'બા ! મારી બાએ આ દાબડો મોકલ્યો છે.' ઓરડામાં પેટીઓ છે ત્યાં મૂકો બેટા ! અને નણદો સાથે બેસો. મને વહેવાણ ઉપર વહાલ થઇ આવ્યું. 'ગઇ કાલે બોલી તો ગઈ પણ અત્યારે જમાઇને માટે ભાથું કેવું મોકલ્યું ? લાવ બોલાવીને પૂછું તો ખરી કે વહેવાણે કંઇ કહાવ્યું છે? જેકોર ! અહિં આવ બેટા !'

'આ આવી બા ! શું છે ? શું આપું ?'

'મારે કંઇ જોઇતું નથી. પણ તારી બાએ કંઈ કહ્યું છે ?'

'મને કહ્યું છે કે મોડી આવજે.'

'વારું ! ત્યારે જાઓ બેસો બેટા !'

મનમાં હું બોલી કે રામચંદ્રના ગયા પછી જેકોરને ' મોડી આવજે ' એમ કહી મોકલી તેનો શો અર્થ હશે ! આ છોકરાં શું સમજે અને શી વાત કરવાનાં હતાં ? વહેવાણે બહુ ચિબાવલી દેખાય છે ! હશે ભલેને આપણે તો એમને મેળવીશું.

નવ વાગે રામચંદ્ર ઘેર આવ્યો, જેકોર ઓરડામાં પેસી ગઇ. તેણે મારી પાસે આવી પૂછ્યું કે ' ખાવાનું થયું ? ' મેં ઉત્તર આપ્યો કે ' હા થયું છે. જો ઓરડામાં તારી સાસુએ કંઇક મોકલ્યું છે. ' તે ઓરડામાં ગયો અને નાની ખાવાની લાલચે તેની પાછળ ગઇ. કેટલીક વારે તે અબોટિયું પહેરી આવ્યો અને મેં ખાવાનું પીરસ્યું. જોતજોતામાં વખત થયો અને એના દોસ્તદારો સાથે તે બંદરપર જવા નીકળ્યો. હું વળાવવા ગઇ નહિ, કારણ કે કહેવાનું હતું તે તો રાતે મેં કહ્યુંજ હતું. અડોસીપડોસીને મળી સૌ માર્ગે પડયા. મોટી પોળ સુધી ગઇ હતી તેણે પાછાં આવી મને કહ્યું કે ' બા ! ભાઇનો સસરો પોળે મળ્યા તે એમની સાથે ગયા. '

રામચંદ્ર ગયા પછી છોકરાં દિલગીર થઇ ગયાં. નાની રડી ગઇ અને જેકોરની આંખમાંથીએ આંસુ પડયાં. કેટલીક વારે સૌને જમવા બેસાડયાં પણ બરોબર જમ્યાં નહિ.

બાર વાગ્યાને સુમારે જેકોરના બાપ વળાવી બંદર પરથી પાછા આવ્યા અને મને આશ્વાસન આપી જેકોરને લઇ ઘેર ગયા. તેમના ગયા પછી હું મારા કામમાં લાગી. દરમિયાન મનમાં તો જાણે ભડકા લાગતા હોય એમ થયાજ કરતું હતું. રાત પડી અને છોકરાંને વાળુ કરાવરાવી સુવાડ્યાં, ત્યારે મારા ખોળામાં પેસી નાનીએ કહ્યું કે ' બા ! જેકોરભાભીએ મને મગજ આપ્યું હતું અને ભાઇએ તેમને કહ્યું કે ' આ ઘેર આવતાં જતાં રહેજો, ત્યારે એ રોઇ ગયાં હતાં. ' મેં કહ્યું કે ઠીક. પછી છોકરાં ઉંઘી ગયાં અને હું એકલી અમારી દીનદશા ઉપર ખૂબ રોઇ. '

તારા—મંછામા ! તમે પણ બહુ બહુ કષ્ટ વેઠેલાં હોય એમ લાગે છે. ઇશ્વરે તમને દુઃખ પછી સુખ દેખાડયું દેખું ? મારા જેવી અક-

ભાય તેમાં શું ? તમે કહ્યું એવું દુઃખ તો અમને પડયું નથી. ઇશ્વરનો એટલો આભાર !

મંછા—અરે ! અમારા વખતનાં દુઃખ તો તમે શું સહી શકો. અમારા વખત તો અમેજ ગાળ્યા. આજના માણસથી એ દિવસો ગળાય નહિ ? તમે ચાર વાસણ વધારે માંજો તો કહો કે ' અમારી તો હથેલીઓ ઘસાઇ ગઇ. ' ત્યારે અમે કેવાં ? અમે તો ઘેર મોટી મોટી નાતો જમાડતાં અને તેનાં વાસણ જાતેજ માંજી નાંખતાં ? તમારાં શરીરે અમારાં જેવાં નાહ તો વહુ ! '

## પ્રકરણ ૭ મું.

### રંગનું ચટકું.

આ પ્રમાણે મંછાડોસીએ રામચંદ્રના પરદેશ ગમનની વાત કહી તે સાંભળીને તારા તો છક્ક થઇ ગઈ. આગલાં માણસો સાહસિક બળવાન ધીરજવાળાં અને ખડતલ હતાં અને હાલના લોક નિર્બળ શરીરથી અને મનથી નાજુક તથા અસહનશીલ થતા જાય છે એમ ડોસીએ તેને સમજાવ્યું એટલામાં ગજરી ત્યાં આવીને બોલી કે ' દાદીમા ! હવે ચાલો. તારાભાભી ! તમે પણ અહિંજ બેસી રહ્યાં ? ભાઇઓ અને બાપાજી વગેરે સૌએ જમી લીધું. ચાલો હવે આપણે જમવા બેસીએ. '

તારા—જીજીમા ! કોઇવાર આગળ કહેજો. કાકાજીની જિંદગીનો હેવાલ તો ખરેખર સાંભળવા સરખો અને અમારાં જેવાંને બોધ લેવા જેવો છે.

મંછા—તારાં કાકીજીને પૂછી જોજેને ? આગળનો એમનો મુંબાઇવાસ તો એ બધોય કહેશે.

તારા—વારુ, ચાલો ત્યારે. હાથ ઝાલું માજી !

મંછા—નારે તમે જાઓ હું આવું છું.

તારા અને ગજરી ઓરડા બહાર નીકળ્યાં એટલે ગુલાબે કહ્યું

કે 'જાઓ મારી મેડીમાં સોળું છે તે પહેરી આવો. ઘણીવાર થઈ તમને તો. સાસુજી બેસી રહ્યાં છે.'

'એ ક્યાં ગયા ?'

'ભૂલાં પડી ગયાં કે શું ભાભીજી !'

'ના ના, હું તો સહેજ પુછું છું.'

'મોટા દિવાનખાનામાં સસરાજી છોકરાંને લઇને ગયા અને કંઇક વાત કરવાની હશે તે એમને પણ બોલાવતા ગયા. ત્યાં બેઠા હશે. તમારે કંઇ કામ છે ?'

ગજરી–ચાલો ચાલો, ટાયલાં રહેવા દો.

' તારા ગુલાબની મેડીએ ગઇ અને મુખ ધોઇ સોળું પહેરતી હતી એટલામાં પાન ચાવતો ચાવતો ચંદુલાલ ઉપર આવ્યો. તારા અવળી ફરી સોળું પહેરતી હતી. ગ્યાસનો દીવો બપોરના જેવું અજવાળું પાડી રહ્યો હતો. સામેના લાર્જસાઇઝના તખતામાં તારાનું પ્રતિબિંબ પડયું હતું. ચંદુની અને તારાની આંખો બારોબાર તખતાના પ્રતિબિંબમાંજ એકઠી થઇ. ચંદુલાલ હસી પડયો તેની સાથે તારાથી બોલાઈ જવાયું કે 'જ્યાં ને ત્યાં કેમ સામાજ આવ્યા કરો છો ?' 'સહસાજ આવું છું અને તમને એમ લાગે છે તો એમ.' તે પાસે ગયો ઉકાંચળી તારાના માંસલ અને મનોહર શરીરે તેને પરાધીન બનાવી દીધો, વિજળીની ઝડપે તેના શરીરમાં નખશિખ ધમધમાટ થઇ ગયો. અવળે મુખે ઉભેલી તારાને તેણે ભુજાંતરમાં ભીડી દીધી અને 'અરે આ શું થઇ આવ્યું !' એમ બોલતી અને ગદેલા જેવી માંસથી ભરેલી તેને બે હાથે બાથમાં લઈ ખૂબ દાબી ગંડસ્થળ ઉપર તેણે ચુંબન કર્યું. મોહથી પરાજિત થયેલા ચંદુલાલથી બોલાઇ જવાયું કે 'હવે શું કહેવું છે, કહો.'

ગજરીએ બૂમ પાડી અને તારા નીચે ગઈ. સૌ સાથે જમવા બેઠાં. ચંદુલાલના મનમાં આ વખતે ઘણા વિચાર આવ્યા. ક્ષણવાર તેણે વિચાર્યું કે 'મારાથી હવે આવું થવું ન જોઇએ' અને ક્ષણ-વારમાં તે વિચાર બદલાઇ ગયા. આમ પરોક્ષ રીતે ચંદુના મનમાં

આવ્યું અને બારી આગળ ઉભે ઉભે પવનની લહેર લેવા લાગ્યો. તારાના સ્પર્શથી ગરમ થયેલું તેનું રુધિર શીળા પવનના સપાટાઓથી પછી શાન્ત પડયું.

સ્ત્રીવર્ગ જમી રહ્યા પછી તારાએ ચાકર પાસે પોતાનાં વસ્ત્ર નીચે મંગાવી પહેર્યાં અને છોકરાંને લઇ ઘેર ગઇ. મોહનલાલ કેટલીક વાર રામચંદ્ર સાથે ગપ્પાં મારી મોડી રાતે ઘેર ગયો. ગુલાબ વડસાસુના ઓરડાનાં બારણાં બંધ થયા પછી મેડીએ ચઢી. તે મેડીમાં પેઠી અને ચંદુલાલને આરામચેરમાં ઉંઘતો જોયો. ગાડીમાં ચંદુલાલે તેના સવાલના જવાબ આપ્યા ન હતા તેથી તે ગુસ્સે હતી. પરંતુ પતિનું મુખ જોઇ તેના હૃદયમાંથી પેલી રીસ જતી રહી. ક્ષણવાર તે ઉભી રહી અને પાસે જઈ નીચી વળી. તેણે ધાર્યું કે 'ચંદુલાલ ઢોંગ કરતો હશે,' તેથી પોતે ધારીને જોયા પછી પ્રેમના ઉમળકાથી તેની આંખ પર ચુંબન કર્યું. ચંદુલાલ જાગ્યો અને બોલ્યો કે 'કેમ છે? શું છે? કંઇ કામ છે?' ગુલાબને જોતાંજ તેના મનમાં પેલો વિચાર ને તેની સાથે ક્રોધ થઇ આવ્યો.

'કેમ આમ છે, રિસાયા છો શું વારુ?'

'ચલ, રીસબીસની વાત ન કર.' ચંદુલાલે તેને તરછોડી કાઢી.

હવે ગુલાબે જાણ્યું કે 'તે ગુસ્સામાં છે.' તેને પણ સ્વમાનનો ગુસ્સો ચઢી આવ્યો. બેઉ એક બીજાથી દૂર દૂરની ખુરસીઓ પર જઇ બેઠાં. ગુલાબ એક ચોપડી લઇ બેઠી. બેઉ જાણે પુસ્તક વાંચતાં હોય એમ લગતું હતું પણ ખરી રીતે તેમ ન હતું. ગુલાબનો ગુસ્સો લાડકો હતો અને ચંદુનો ગુસ્સો વહેમ પિશાચના આવેશવાળો આકરો હતો. કેટલીક વાર મૌન રહ્યું. ઘડિયાળમાં અગયાર વાગ્યા એટલે ગુલાબજ થાકીને બોલી કે, 'અભ્યાસ હવે પુરો થયો. હવે શું કરવા ઉજાગરો કરતા હશો? અગિયાર વાગ્યા સુવું નથી?'

ચંદુલાલે ઉત્તર આપ્યો નહિ તે ખુરસીમાંથી ઉઠી પાણી પી પલંગ પર જઇ સુતો. હવે ગુલાબ ખરેખરી ચિઢાઈ ને બોલી કે, 'કેમ હું પાણી પાત નહિ?'

ચંદુલાલ હજી બોલ્યોજ નહિ. ગુલાબવહુ નરમ પડી ગઇ. તેનો ભાડકો ગુસ્સો ઉતરી ગયો. મુખ લેવાઇ ગયું અને ચોપડી ખુરસી ઉપર મૂકી પલંગ આગળ જઇ બોલી કે 'કેમ નથી સાંભળતા ? શા માટે બોલતા નથી ? મારો કંઇ વાંક ગુનો છે ? મોહનભાઈ બેઠા હતા અને મેં કહ્યું તેથી રિસાયા છો ? શું છે, મને કહો ? મારા સમ. મારો વાંક હોય તો કહો ને માફ કરો.'

'શું છે તે માફ કરુ ?'

'ત્યારે કેમ બોલતા નથી ?'

'એમજ.'

'એમનું કંઇ કારણ ?'

'તે જાણવાની તમારે શી જરૂર છે ?'

'મારે તે જાણવાની કેમ જરૂર ન હોય ? આજ આમ આડું આડું કેમ બોલો છો ? મારે એ જાણવાની જરૂર ન હોય તો શું બીજા કોઇને હોય ? તમે ને હું શું જુદાં છીએ ?'

'હા, આજથી જુદાંજ.'

'આવું વજ્ર જેવું વચન ન બોલો વહાલા ! મારાથી એ નથી સંભળાતું.' કાનમાં આંગળીઓ ઘાલી ગુલાબ રડી પડી. તેની ધીરજ જતી રહી. તેના અંતરમાંથી રોવું આવ્યું. આંસુ ભરી આંખે તેણે 'મારો વાંક હોય તો માફ કરો' એમ કહી ચંદુલાલના નિતંબ ઉપર મસ્તક નાંખી દીધું. તેનું મસ્તક ખસેડી નાંખી ચંદુએ પાસું ફેરવ્યું. ગુલાબે ઘણી આજીજી અને ઘણા કાલાવાલા કર્યા ત્યારે તે બોલ્યો કે 'પેલી કોની છબિ છે ? આજ સુધી તે ક્યાં હતી ? અને શા માટે તે મારાથી છુપી રાખવામાં આવી હતી, તે જ્યાં સુધી મારા જાણવામાં આવ્યું નથી, અથવા મને તેની ખાતરી થઈ નથી ત્યાં સુધી આ બધી મહેનત આંસુ અને કાલાવાલા વ્યર્થ છે. હું કશું સાંભળવાનો નથી. એ વાતનો મને સંતોષકારક ખુલાસો મળવો જોઇએ.'

'હાય હાય ! રંગનાથ ! નિર્દોષ રંગનાથ ! તારી છબિએ મને અને તને બેઉને આમની આંખમાં પાપી ઠરાવ્યાં લાગે છે.' એમ

મનમાં બોલી ગુલાબે કહ્યું કે, 'ઓહો! એ ખુલાસા માટે ખાતરી જોઇએ તો લોને હું આપું ?'

'નહિ, મારે તેનો ખુલાસો બીજા માણસથી મેળવવો છે.'

'સુખેથી તેમ કરો. નિર્દોષને ભય નથી.' આમ બોલતાં ગુલાબના મનમાં નિર્દોષતાનો ગર્વ આવ્યો.

'એમ થાય ત્યાં સુધી આ પલંગમાં પગ દેવાનો અધિકાર નથી.'

ગુસ્સાને લીધે પલંગથી દૂર ખસી જઇ ગુલાબ બોલી કે 'ભલે, એ વાતનો નિકાલ આવે ત્યાં સુધી હું પણ ભોંય સૂઇ રહેવાનું વ્રત લઉં છું.'

ચંદુલાલ પાસું ફેરવીને સુતો અને ગુલાબ પોતાનું છાયલ પાથરી જરા દૂર નીચે જમીન પર સુતી. દીવાને કોઇએ ઝાંખો કર્યો નહિ અને ઉભય પોતપોતાના ગુસ્સાભેર સુતાં, પણ એકેને ઝટ ઉંઘ આવી નહિ. ચંદુલાલે બે ત્રણ વાર પાસું ફેરવ્યું પણ વિચારોની ગુંચવણથી તેનું મન ભરાઇ ગયું એટલે ઉંઘ ન આવી. તેને ગુલાબ ઉપર પ્રથમ તો ઘણો ગુસ્સો આવ્યો પરંતુ પછી તેણે આપેલા જવાબ ઉપર વિચાર કરતાં તે નરમ પડયો. 'આટલી બધી હિમ્મતથી તે બોલે છે ત્યારે કદાપિ મને આવેલો વહેમ ખોટો હશે તો ? સ્ત્રીજાતિ છે, લાડકી છે અને ખીજવાઈ છે એટલે માતપિતાના જાણવામાં આવશે તો તેઓ મને ઠપકો આપશે. કદી તે ગુનેગાર છે, એમ ધારું તોપણ આટલા બધા તિરસ્કારને યોગ્ય તો તે નથીજ. જો તે ગુનેગાર છે તો હું શું ગુનેગાર નથી ? પરણતી વેળાએ ણે જેવું વચન મને આપ્યું છે, તેવું મેં એને નથી આપ્યું ? વરવહુ બેકે તે વચન પાળવા બંધાયેલાં છે. મનોમન સાક્ષી છે. એનો ગુનો શક પડતો છે. એ કદાપિ નિર્દોષજ હશે માટે એનો મારાથી તિરસ્કાર થવો જોઇએ નહિ. માત્ર વહેમ ઉપરથી એને આ પ્રમાણે દુભવવી મને યોગ્ય નથી. અગ્નિની સાક્ષીએ હું અને એ બેઉ એક બીજાના સુખદુઃખનાં ભાગી થયેલાં છીએ, તો શા માટે તેને મારે આમ કહેવું જોઇએ ?' આવા વિચારોથી ચંદુલાલના મનમાં સત્ય ઉતર્યું. પણ અભિમાન ગળ્યું નહિ. તેને

પશ્ચાત્તાપ થયો પણ મનમાં તેનો દેહાભિમાની જીવ એમ બોલ્યો કે 'શું હું એને બોલાવું ? એ બોલે તો હું હવે એને માફ કરવા તૈયાર છું.' પલંગમાંથી ઉંચા થઈ તેણે નીચે સુતેલી ગુલાબ તરફ જોયું. તે દુઃખથી ભરેલી નિદ્રામાં હતી. તેની આંખો ગાલ અને ચોળીની બાંય આંસુથી ભિંજાઈ ગયાં હતાં. ઉંધા સુતેસુતે હાથ ઉપર મસ્તક ટેકવી ચંદુલાલે ઘણીવાર લગી તેની સામું જોયા કર્યું. નિદ્રામાં પણ અંતરમાં તે રડતી જણાઇ. ક્ષણેક્ષણ તે દીર્ઘ લાંબો શ્વાસ લેતી અને ડુસકાં ભરતી હતી. પશ્ચાત્તાપ પામતા પણ પુરુષના અભિમાનથી તેને જગાડતાં અટકેલા ચંદુલાલે તેની સામું જોયાજ કર્યું. આમ જોતાં જોતાં તેના મુખમાંથી ઓચિંતી પેલી રમણીય ટુકો નીકળી કે—

> द्युते पणः प्रणयकेलिषु कंठपाशः
> क्रीडापरिश्रमहरं व्यजनं रतांते××उत्तरीयम्.

ગુલાબ બહુ રૂપાળી નહિ તોપણ શકાદાર સ્ત્રી હતી. ગૃહસ્થાઇને લીધે ફેશનથી તે રઢિયાળી લાગતી. તેના મનની લુગડાંલત્તાં અને ઘરેણાંગાંઠાંની ઇચ્છાઓ સાસુ સસરા તરફથી પૂર્ણ પુરી પડાતી હતી. પોતે મોજીલી પ્રેમી પતિને ચહાનારી, ગરીબ ઘરની હોઈ શાળી અને શાન્ત સ્વભાવની સ્ત્રી હતી. તેને રીસ અથવા ગુસ્સો આવતો તે તેના અસલ સ્વભાવનો નહિ પણ પોતાને મળતા માનનો લાડકવાઇ હોવાનો અને ધન વૈભવની સાહેબીના રંગનો હતો. તે ભણેલી અને રસિક સ્ત્રી હતી. તેનું મન હોંસિ હોઇ પોતાના સ્વામીના અભ્યુદયમાં અભિમાન લઇ પોતાને સુખી માનનાર ઉચ્ચાભિલાષવાળું હતું. પહેલાં શરૂઆતમાં આમ થતું ત્યારે તેને કંઈ લાગતું નહિ, પરંતુ હાલ વખત બદલાઇ ગયો હતો. તેણે ઘરમાં કોઇનો કદી ઉંચો સ્વર પણ સાંભળ્યો ન હતો. સૌ તેને ભાભી ભાભી કરતાં માનભેર બોલાવતાં. અડોસીપડોસી અને ઓળખીતાંમાં તેનું માન હતું. ગુલાબ એવા માનથી છકી ગઇ ન હતી. તેને પોતાની વડાઇનો પોરસ ચઢયો હતો. સ્વપ્નમાં પણ ચંદુલાલથી કદી આવાં વચન કહેવાશે, એવું તેને લાગ્યું ન હતું પણ આજ એકાએક જ્યારે આમ થયું ત્યારે તેને ઘણું લાગી આવ્યું. 'હું ભોંય

સૂઇ રહેવાનું વ્રત લઉં છું.' એમ જાણે અભિમાનથી બોલી હોય તેમ તે બોલી, પણ જ્યારે નીચે સુતી ત્યારે તેનું મન ગદ્ગદ થઇ ગયું. આંખોમાંથી શ્રાવણ અને ભાદરવો વહી ચાલ્યા અને 'આમને આ શું થઇ આવ્યું ને શાથી?' તે નહિ સમજતું મન રૂંધાઇ જવા લાગ્યું. નિ:શબ્દ રૂદનમાં આંખોનાં નીર ખુટાડી આખરે તે ઉંઘી ગઈ. ચંદુલાલ તેની સામું જોઈ પેલી રસિક કવિતા રટતો હતો ત્યારે ઉંઘમાં ને ઉંઘમાં તેણે પાસુ ફેરવ્યું અને બોલી કે 'મારો દોષ નથી. હું સીતાની માફક અગ્નિદિવ્ય કરવાને તૈયાર છું, પરંતુ તમે મને લડાવી આવાં વચન સંભળાવો તે સાંભળવાને બિલકુલ તૈયાર નથી. બહેતર છે કે, હું મરી જાઉં. પણ તમે 'આપણે જુદાં છીએ.' એવું બોલો, તે મારાથી જીવતાં સંભળાયજ નહિ.' તેણે પાસું ફેરવ્યું અને ઉંચો શ્વાસ ખેંચી ડુમકું ભર્યું.

ચંદુલાલનું મન હવે વધારે ખિન્ન થયું. તે મનમાંજ બોલ્યો કે, 'મેં આને બહુ કહ્યું. કોઇ દિવસ કહેલું નહિ તેથી આને લાગી પણ બહુ આવ્યું છે. ઉંઘમાં પણ કહે છે કે, 'હું અગ્નિદિવ્ય લઇશ.' હવે હું એને બોલાવું-મનાવું? ના, એ બોલાવે તો બોલું.' તે સ્વાભિમાનની કડકીમાં ફરીને પાછો સુતો.

## પ્રકરણ ૮ મું.

## સુખદુ:ખની બેલી.

પ્રણય કોપ શમ્યો નહિ રૂશણું અખંડિત રહ્યું અને બેઉ નિદ્રામાં પડયાં. સવારમાં નિયમ પ્રમાણે વહેલી ઉઠી ગુલાબે ચંદુલાલનું મુખ જોયું. મસ્તકવડે પતિના ચરણનો સ્પર્શ કર્યો અને **त्वमेव भर्त्ता न च विप्रयोगः** એ સીતાનાં વચન બોલી નીચે ઉતરી. તેનું મુખ ઉતરી ગયેલું અને આંખો લાલ હતી. જેકે રશોડાણીને શક પડ્યો પણ ધાર્યું કે 'હોય પતિપત્ની વચ્ચે કદાપિ કઇ ખટપટ થઇ હશે.' ગજરીએ પણ નિત્યની માફક તેની ભાભીને આનંદમાં દીઠી નહિ. ગુલાબનું મન

તપી ગયેલું હજી શાન્ત પડયું ન હતું. કોઇ પાસે હૃદયનો ભાર ઓછો કર્યા વગર ચેન પડે એવું તેને લાગ્યું નહિ. તેણે ચારે તરફ નજર ફેરવી પોતાની સખીઓને યાદ કરી જોઈ. છેવટ તેને એમ થયું કે 'મોંઘીને મળું.' નહાઇ ધોઈ સાસુને કહ્યું કે 'બા! મારે કામ છે માટે કેવળઝવેરીને ત્યાં જાઉં છું?' 'હા જાઓ. ભૈયાને સાથે લેતાં જજો.' લુગડું પહેરી ગુલાબવહુ ગઇ. ચંદુલાલ હજી ઉઠયો ન હતો.

નીચી નજરે માત્ર પોતાના માર્ગનેજ જોતી ગુલાબ કેવળઝવેરીને ઘેર આવી. સવારનો વખત હતો. ગુલાબની સખી તેના અંતઃપુરમાંથી બહાર નીકળી ન હતી. ઘરમાં પેસતાં પોતાના ભૈયાને રજા આપી પાછો મોકલ્યો અને ત્યાંના ઘાટી—ચાકરને પૂછ્યું કે 'નાનાં શેઠાણી ક્યાં છે?' એક નાની છોકરીએ અંદરના હૉલમાંથી બહાર દોડી આવી ગુલાબને કહ્યું કે 'મારાં મોંઘીભાભી ઉપર છે, તમારે કોને મળવું છે?'

• 'એમનેજ. મને નથી ઓળખતાં બહેન?'

'તમને હું ઓળખું છું પણ નામ ભૂલી ગઇ છું. તમે મારી ભાભીનાં બહેનપણી છો ખરુંને? ચાલો ઉપર આવો.'

છોકરી આગળ થઇ અને ગુલાબ તેની પાછળ દાદર ઉપર ચઢી છેક ત્રીજે માળ ગઇ. કેવળઝવેરીનું ઘર એક બહુ મોટું મકાન હતું. ત્રીજો માળ આખા ઝવેરીબજારનું અવલોકન કરતો હતો. વિશાળ અગાસી જોડે બે ત્રણ ખંડ પાડી એક મોટો હૉલ કાઢેલો હતો. કેવળઝવેરીની સમૃદ્ધિ મોટી હતી. તેને બે છોકરા અને બે ત્રણ છોકરાઓ વગેરે પ્રજા હતી. પૈસો અને પનોતાઈ બેઉ ઝવેરી પાસે હતાં. લોક તેને સુખિયો ગણતા. ઝવેરીના નાના છોકરા વીરચંદની વહુ તે ગુલાબની સખી હતી. ગુલાબ ઉપર ગઇ ત્યારે તે એક સોફા ઉપર અને તેનો પતિ વીરચંદ હિંદોળાખાટ ઉપર બેઠેલાં હતાં. બારણા સામેના સોફા ઉપર બેઠી બેઠી રૂપાની પાન પેટી ઉઘાડી મોંઘી પટીઓ બનાવતી હતી. મોંઘીની નણંદ અને ગુલાબ બેઉ ઉપર આવ્યાં. વીરચંદને જોઇ ગુલાબ શરમાઇને બહારના હૉલમાં ઉભી રહી. છોકરી તેના ભાઈ

પાસે જઇને બેઠી. ગુલાબ આવ્યાની વાત તેણે કહી એટલે વીરચંદ હિંદોળાખાટ ઉપરથી ઉઠયો અને મોંઘીએ બારણામાંથી કહ્યું કે 'આવને બહેન ! એ તો તારા બનેવી છે વારંવાર શરમાય છે શા માટે ?'

'મારાથી શરમાતા હોય તો હું બહાર જાઉં.'

'નારે ના, એ તો કંઈ શરમાતી નથી, બેસોને ચા ઉપર લઇ આવવાનું મેં ભટને કહ્યું છે તે પીને જજો.'

ગુલાબ અને મોંઘી બે આસનવાળા સોફા ઉપર બેઠાં અને શેઠ અરીસાવાળા આરસના ટેબલ ઉપર પડેલું વર્તમાન પત્ર લઈ પાછા હિંચકે બેસતાં ગુલાબને ઉદ્દેશીને બોલ્યા કે 'ચંદુલાલ પાસ થયા તે અમે વર્તમાનપત્રોમાં વાંચ્યું અને ખુશી થયા.'

'અમારા ઘરનું કામ એવું અંધેર છે એટલે જે ઠપકો દો તે સાંભળવા હું તૈયાર છું. તમે ખુશ થાઓ એમાં શી નવાઇ ? મારાં બહેન બનેવી મારા સૌભાગ્યથી ખુશીજ થાયને !' ગુલાબે શરમાતાં શરમાતાં મર્જેનો હેતાળ જવાબ આપ્યો.

મોંઘી સામું જોઇને તે પુનઃ બોલ્યો કે, 'મારે ને એમને બહુ પરિચય નથી પણ મેં ઘણે ઠેકાણેથી સાંભળ્યું છે કે, તેઓ બહુ હોંશિયાર છે. એકવાર એમને આપણે ઘેર બોલાવજો.'

'હોંશિયાર અને નિરભિમાની છે. હું કદી જાઉંછું તો મને કેટલો બધો વિવેક કરે છે. ગુલાબની સાસુ અને વડસાસુ વગેરે બહુજ લાયક માણસો છે.'

પોતાનાં સાસરિયાં અને વરનાં વખાણ સાંભળી ગુલાબને સારૂં લાગ્યું. પેલી વાતથી દુખાયેલા મનને જાણે રાહિયત મળી.

બ્રાહ્મણ ચાંદીના પ્યાલાઓમાં ચા લાવ્યો અને સર્વે જણે પીધી. પાન બીડી લઇ બહાર જતાં વીરચંદશેઠે કહ્યું કે 'જમ્યા વગર હવે જવા દેશો નહિ.'

'ના ના, મોંઘીબહેન ! મારાં સાસુ લડે.'

'હું હમણાં ચાકરને મોકલી તારાં સાસુને કહેવરાવીશ. તારા બનેવીનું એટલું એ વચન નહિ રાખે ?'

ગુલાબ મૌન રહી. વીરચંદશેઠ પછી બહાર ગયા. મોંઘીની નણંદ અને વર બેઉ નીચે ગયા પછી ગુલાબે કહ્યું કે 'હું તમને સહેજ મળવા આવી અને સાસુજી ધારશે કે કંઇ કારણસર ત્યાં રહી હશે?' 'અમારે ત્યાં રહેવા માટે લડશે નહિ. ફિકર ન કરીશ.'

'મારી અને તમારી પ્રીતિ તે જાણે છે.'

'બસ ત્યારે. બેસ હું નીચે જઇ જરા સાસુને મળીને હમણાં આવું છું. ઉઠીને નીચે ઉતરી નથી.'

'હા, જઇ આવો.'

ગુલાબ પોતાની સૈયરના સમૃદ્ધિ પૂર્ણ અંતઃપુરમાં એકલી પડી, એટલે તેના મનમાં વિચાર આવ્યો કે 'મોંઘી તો કહે છે કે 'મારા ઘરમાં મિજાજનું ઝાડ છે,' અને મને તો વીરચંદશાહ આ બે ત્રણ વાર જોયા તે બહુ સભ્ય અને વિવેકી જણાયા. લક્ષાધિપતિનો છોકરો જરા આકરા મિજાજનો તો હોયસ્તો ? મોંઘીનો મિજાજ ક્યારે ઓછો છે? અમસ્તી વીરચંદશાહને મિજાજી કહે છે. એણે તે દિવસે સહેજ વાતમાં પેલી દાસીને ઓછું કર્યું હતું ? સાસુજી તો એનો મિજાજ જોઇને સડક થઇ ગયાં હતાં. વડસાસુએ કહ્યું કે લક્ષાધિપતિની બેટી અને લક્ષાધિપતિની ધણિયાણી હોય તે એટલો કુકવાડો ન રાખે? વીરચંદશાહને એ તો જાણે ઓળખતાએ નથી. નવી કેળવણી લેનારાઓ બધાએ જાણે પોતાને દુનિયાંથી મોટા માને છે અને 'અમુક કોણ માત્ર ?' એવું મિથ્યાભિમાન રાખે છે. ખાનદાનીએ અને પૈસે મોટાનાં ઓળખાણ કેમ કેળવવાં તેનો તો એમને ખ્યાલજ રહેતો નથી. આવા માણસો સાથે ઓળખાણ હોય તે તો સારું.'

મોંઘી ઉપર આવી અને બેઉ સખીઓ હિંદોળા ઉપર જઇ બેઠી. મોંઘી અને ગુલાબ વચ્ચે નાનપણનાં સહીપણાં હતાં. ગુલાબ અને તે બેઉ એક શેરીનાં રહેવાસી સાથે નિશાળે જનારાં અને સુરતમાં સાથેજ ઢિંગલાઢિંગલી રમેલાં સહવાસી હતાં. મુંબાઇમાં મોંઘીનો વિશ્રામ ગુલાબ અને ગુલાબનો વિશ્રામ મોંઘી હતી. આ બે જણીઓ પોતપોતાના સુખદુઃખની વાતો કરતી. ઘણી વાર મોંઘીએ ગુલાબને તે તેના કાકાને

ઘેર રહેતી ત્યારે આશ્વાસન આપેલું. મોંઘીના બાપે તે પરણી ત્યારે ગુલાબને સારો ચાંલ્લો અને વરને પોષાક આપ્યો હતો. મોંઘીનો બાપ સુરતનો મોટો ઝવેરી મુંબાઈના બજારમાં તેની બે દુકાનો ચાલે અને ઝવેરીઓમાં ધજ ઝવેરી ગણાય. આવા મોટા વેપારી માણસની છોકરી સાથે થયેલું સખીપણું કેમ જાળવી રાખવું તે ગુલાબ સારી રીતે જાણતી હતી. મોંઘી વરસેક દિવસ તેના કરતાં મોટી હતી, પરંતુ આજ તો ગુલાબ તેને દાબી ઘાલે એવી જાજરમાન થઇ ગઇ હતી. બે જણીઓ સાથે બેઠી હોય તો જોનાર ગુલાબને મોટી ધારે. મોંઘીનો સ્વભાવ પૈસાને લીધે જરા ગરમ હતો પણ પરણીને મુંબાઇ આવી અને વીરચંદશાહનું કપરૂં રાજ્ય જોયું ત્યારથી જરા નમ્ર અને શાણી થઇ હતી. ગુલાબ પરણીને મુંબાઇ આવી ત્યારે શરૂઆતમાં અને હલેતામાં બેઉ સખીઓને વર તરફથી જરા કણકણવા જેવું હતું. મોંઘીનો વર વીરચંદશાહ બડો લહેરી ને સહેલાણી જુવાન હતો. ગાયનો નાચ મિજબાનીઓ અને નાટકોનો તેને એવો છંદ હતો કે, કેવળઝવેરીની ગમે તેટલી સખતાઇ હોવા છતાં રાતના તે બહાર નીકળી પડતો. મોંઘીને વખતે તુંકારા કરતો અથવા તિરસ્કાર કરી ચાલ્યો જતો. ગુલાબ આગળ આંસુ પાડતાં મોંઘી કહેતી કે 'બહેન! લીલાવતી રાસની લીલા જેવી મારી કરુણ સ્થિતિ છે.' ગુલાબ તેને ધીરજ આપી પોતાની વાત કહેતી. આમ એક બીજાને સુખ દુઃખની વાત કહી તેઓ મન હળવાં કરતાં હતાં. ગુલાબની સ્થિતિ તે પછી બદલાઇ, અને મોંઘીનેએ સુખ થયું, પરંતુ કોઇ કોઇવાર વીરચંદશાહ મિજાજ ખોઇ દે છે એમ ગુલાબ આગળ તે ફરિયાદ કર્યાં કરતી હતી. આ વખતે વળી ગુલાબને પોતાનું મન ખાલી કરવાનો વખત આવેલો હતો. વાંચનાર તે જાણે છે. હિંદોળે બેસતાંજ મોંઘી બોલી કે, 'ગુલાબ! તેં તો આજે ઘણે વખતે આમને જોયા નહિ વારું?'

'ના ના, ઘોડે ચઢીને આવ્યા ત્યારે જોયા હતા અને અહિંએ બે ત્રણ વાર હું આવેલી ત્યારે સહેજ વાતચીત થયેલી. તમે મિજાજી કહો છો પરંતુ મને તો બિલકુલ એવા લાગતા નથી.'

'તું હોય અને મને લડે તો તને મિજાજી લાગે ?'

'ના ના, એમ નહિ મોંઘીબહેન! મારો ટુંકો અનુભવ મને એમ કહે છે.'

'અરે એ તો હમણાં આવા થયા છે અને તો પણ શું ? એક જરા પણ વાંકું પડયું હોય તો હજીએ એવા ને એવા. અમારા લોકમાં વિદ્યા નહિ એટલે નાના હોય તોય સરખા ને મોટા થાય તોય સરખાજ. વિવેકમાં જો તું કહેતી હોઉં તો તે અલબત ખરૂં છે. એ તો જેમ તું શરમાઈ તેમ એ પણ જરા શરમાયા હશે, નહિ તો વિવેક કરવામાં બાકીએ રાખે નહિ. એમની ખાનદાની કંઈ જાય બહેન! ગઈ પરમ દિને અમારાં સુરતવાળાં ગોસાણી અહિં આવ્યાં હતાં. તે આવ્યાં તો સહેજ મળવા પણ આગ્રહ કરી અહિં રાખ્યાં જમાડ્યાં અને જતી વખત વળી દસ રૂપયા દખણામાં આપ્યા. મારું પણ એમ તો બહુ માન રાખે છે. પણ વારુ! હું તો ભૂલી ગઈ. બોલ તું અત્યારમાં કેમ આવી વારૂ ? તારું મુખ ઉતરી ગયેલું લાગે છે. ચંદુલાલ ભણ્યાગણ્યા હોવા છતાં આજ વળી કંઈ કડકડ્યા છે કે શું ?'

ગુલાબને પેલી વાત યાદ આવી તેથી તેના મુખ ઉપર લોહી ચઢી આવ્યું અને આંખમાં ઝળઝળિયાં ભરાયાં.

મોંઘી—એમ શું કરે છે કહે તો ખરી ?

'તારે આ પલંગમાં પગ દેવો નહિ હું આજથી એકલોજ છું.' આમ બોલતાં ગુલાબની આંખમાંથી આંસુ પડયાં. ફ્રેંચસેંટથી મઘમઘી રહેલા રૂમાલે તેનાં આંસુ લૂછી મોંઘી બોલી કે, 'એમ કહેવાનું કંઈ કારણ ?'

'મેં રંગનાથની છબિ કાઢી ટેબલ પર મૂકી હતી તેથી એમને વહેમ આવ્યો હોય તો કોણ જાણે ?' ગુલાબ બોલી.

'હાય હાય ! એને શું છે ? એ તો બિચારો મરી ગયો, તું નથી જાણતી ?'

ગુલાબ ચોંકી. 'હાય હાય ! બિચારો ગરીબ, રંગનાથ મરી ગયો ?'

'હા, હું તો ધારૂં છું કે તેને ૭ મહીનાએ થઇ ગયા. મને

ગોરાણીએ પહેલી વાર આવ્યાં ત્યારેજ કહ્યું હતું. હું તને કહેવું ભૂલી ગયેલી. રંગનાથ માટે એમને તારા ઉપર શક આવ્યો છે ? જારે જા ગાંડી ! આપણે ગંગાજળ જેવાં હોઇએ તો એમનો શક શું કરવાનો હતો ? ' મોંઘી અભિમાનભેર બોલી.

' પરોક્ષ તપાસ કરે અને ખાતરી થાય ત્યાં સુધી મને બોલાવે નહિ. '

' ભલે તેમ કરે. કહીએ નહિ કે, તમે જાતે સુરત જઇને તપાસ કરી આવો. '

' મને તો ઓછું આવ્યું તેથી એ ઉઠ્યા પણ નથી ત્યાર પહેલાં સાસુજીને કહી અહિં તમારી પાસે આવી. '

' ઠીક થયું. ચાલ એમને હું અહિં બોલાવી મંગાવું. ' એટલામાં ગજરી આવી.

ઓચિંતી તેને જોઈ મોંઘી બોલી કે ' આવો બહેન ! તમારાં ભાભીને મનાવવા આવ્યાં હશો ? તમારા ભાઇએ મોકલ્યાં કે બાએ ? '

ભક્કાબોલી મોંઘીએ આમ કહ્યું તેથી ગુલાબ જરા શરમાઈ ગઇ. ગજરીને પોતાની ને મોંઘીની વચ્ચે બેસાડતાં બોલી કે ' કેમ ગજરાબા ! કેમ આવવું પડ્યું ? '

' ચાલો, મારા ભાઈ બોલાવે છે. લો આ કાગળ આપ્યો છે અને મને કહ્યું છે કે, તું તેડીને આવજે. '

મોંઘી—તમારા ભાઇ ખરા, ઘડીમાં આમ ફરે અને ઘડીમાં તેમ ફરે. લાવો જોઇએ એ કાગળ.

મોંઘીએ તે ફોડી વાંચીને ગુલાબને આપ્યો. પછી ગજરીને ખભે હાથ દઈ ગમતમાં તે બોલી કે ' તમારા ભાઇએ કાગળ મોકલ્યો છે પણ તમે પેલી નણંદના જેવું નણંદપણું બતાવોને કેઃ—

> વળો વળો નીચાની છોરૂ ! મોટાની વહુવારૂ,
> મોટાંને ઘર આપણાં, મારા રાજ;
> તમારીને મનવી હું નહિ મનાઉ, મારા રાજ !
> તનારીને વીશે હજારી, તમાચા મારિયઃ, મારા રાજ.

ગજરીએ હસીને જવાબ આપ્યો કે, ' મારાં ભાભી એવાં આડાં

નથી તો ? એમને મારે મનવવાં પડેજ નહિને ?' ગુલાબની હડપચી હલાવી 'કેમ ભાભી ! બોલતાં નથી.'

'મારું ધ્યાન વાંચવામાં હતું બહેન !'

ગુલાબે કાગળ વાંચ્યો. હસી, સ્વામીને એટલું લખવું પડ્યું તે માટે જાણે પશ્ચાત્તાપ પામી અને બોલી કે 'તમને શું કરવાને મોકલ્યાં ? આવું થાય તેની મને તો શરમ આવે છે મોંઘીબહેન !'

'ના, ભાભી ! તમે ગયાં અને થોડી વારે મારા ભાઈએજ મને ઉપર બોલાવી કહ્યું કે 'કયાં છે ? ઉપર મોકલ.' મેં કહ્યું કે, 'એ તો ઝવેરીને ઘેર ગયાં છે.' ત્યારે કહે કે 'લે આ કાગળ અને મહેતો શાક લેવા જાય તેની સાથે ઝવેરીને ત્યાં જઈ એમને અહિં તેડી આવ. એ રાતનાં રિસાયેલાં છે, માટે જરૂર તેડીને આવજે.'

'જુઓ મોંઘીબહેન ! હું રિસાયેલી કે એ, કેવું બોલે છે ?'

મોંઘીએ ગજરીને કહ્યું કે 'બહેન ! તમે જાઓ, અને કહેજો કે ઝવેરીને ત્યાં જમીને આવશે, કોણ રિસાયું છે અને કોણ મનાયું છે. હમણાં આવત પણ મારા ઘરમાંથી એને જમવા રાખવાનું કહીને બહાર ગયા અને જો ગુલાબ આવે તો એમને તમારા આખા ઘર ઉપર ખોટું લાગે. તમે જાઓ, બપોરના હું અને એ બેઉ સાથે આવીશું. મારે તમારા ભાઈ પાસ થયા તે મુબારકબાદી આપવી છે.'

ગજરીને સમજાવી પાછી મોકલ્યા પછી મોંઘીએ કહ્યું કે, 'ગુલાબ ! તું બહુ લાડ કરે છે. પણ ભણેલા માણસનાં મન કેવાં પોચાં હોય છે તે જોયુંને ? જેના હૃદય ઉપર ઉંચી કેળવણીના સંસ્કાર થયેલા છે તે માણસમાં ને સામાન્ય માણસમાં ફેર તે ફેરસ્તો ! વિદ્યાનું પરિણામ વિવેક, તે વિદ્વાનમાં આવ્યા વગર રહેજ નહિ. એમ કહ્યું તેમાં શું થયું ? મને આ કેવાં આકરાં કઠણ વચનો કહે છે ? જો એક તાજીજ વાત કહું તે સાંભળ. હમણાં થોડા દિવસ ઉપર સસરાને કહે કે 'મારૂં શરીર સારું નથી તેથી અઠવાડિયું હું એકલો મહાલક્ષ્મી રહીશ.' સંજના જમી ગાડી જોડાવીને બે ત્રણ મિત્રો સાથે ત્યાં જાય, તે સવારે જમતી વખતે આવે. પછી પાછા બહાર નીકળી જાય

અને સાંજના જરા મને મળ્યા ન મળ્યા કરી પાછા બંગલે ચાલી જાય. બે ચાર દિવસ એમ ચાલ્યું એટલે મારાથી રહેવાયું નહિ. એક દિવસ રાતના દસ વાગેલા છતાં ગાડી તૈયાર હતી તેથી મેં જેઠાણીની સાથે સાસુજીને કહેવરાવ્યું કે 'હુંએ મહાલક્ષ્મી જાઉં છું.' પછી જ્યારે હું ત્યાં ગઇ ત્યારે તો ઉપર કેટલાક મિત્રોની મિજલસ બેઠેલી અને નાચ ગાન ચાલી રહેલાં. ગાડીમાંથી ઉતરી સીડી આગળ ગઇ અને નાયકણનો રાગ સાંભળી હું તો બળીઝળી થઇ ગઈ. 'ઉપર જવું કે શું કરવું!' તે કંઇ મને સૂઝે નહિ. સાસુજીને કહીને આવેલી તે પાછાં ઘેર પણ કેમ જવાય? પગ પાછો ખેંચી નીચે ઓટલા ઉપર ઉભી અને ગાડીવાળો 'શેઠાણી ઉપર ગયાં,' એમ સમજી ગાડીને તરત તબેલે લઈ ગયો. દીવો બળતો હતો પણ હું એકલી. મને તો બહેન! બીક લાગવા માંડી. નીચેનો હૉલ બંધ, બેસું પણ કયાં? જરાક ઉભી રહી એટલામાં ઉપરથી માળી આવ્યો. તે મને જોઇને આભોજ બની ગયો. તેણે ઉપર જઇ શેઠને ખબર આપી. અત્તરના ભિંજાયેલા શેઠસાહેબ નીચે આવી બોલ્યા કે 'અત્યારે તમે અહિં કયાંથી?'

'અહિંજ આવી. મને એકલાં બેઠાં બેઠાં એમ થઇ આવ્યું કે ચાલને હું પણ ત્યાં જાઉં? પછી સાસુજીને કહીને અહિં આવી.'

'ત્યારે નીચે કેમ ઉભાં રહ્યાં?'

'તમારી મિજલસ બેઠી છે એટલે કયાં આવું?'

'એમ કેમ, તમને કોઇ અટકાવત?'

'એવા તો કોના ભાર છે જે અટકાવે? પણ કયાં આવું? પુરૂષો વચ્ચે આવીને મારાથી કંઇ મિજલસમાં બેસાય?'

માળી પાસે કુંચીઓનો જુડો મંગાવી પછી તરતજ તેમણે મોટા હૉલ જોડેની મેડી ઉઘડાવરાવી અને મને ત્યાં લઈ ગયા. પછી મને કહે કે, 'તમે અહિં બેસી સાંભળો. હમણાં બાર વાગતામાં હું પતાવી દેવરાવીશ.' આમ કહી પોતે પાછા ત્યાં જઈ બેઠા. નાચરંગ પૂર્ણ તાનમાં ચાલતાં હતાં અને પોતે પણ બડી મોજમાં હતા. શેઠ આવી ગયા અને હૉલ ઉઘડયો તેથી એમના મિત્રોમાં મારા આવ્યાની વાત

જાહેર થઇ. સૌએ પતાવવા માંડયું, એટલે નાયકણ પણ ચેતી ગઇ. થોડી વાર વિરામ લેવાને ગાયન બંધ થયું. કોફીના કપ મિજલસમાં ગયા. તે સૌને અપાવી બે કપ લઇ પોતે મારી મેડીમાં આવ્યા. અમે બે જણ કોફી પીતાં હતાં એટલામાં પેલી નાયકણ ત્યાં આવી. મારી તરફ બહુ વિનય દેખાડતાં તે બોલી કે 'શેઠાણી! આપ પધાર્યાં ત્યારે તો અમારી આ નાજુક કળા જુઓ ને સાંભળો. સ્ત્રીજાતિને માટે 'નાચગાન' જાણવાં એ બહુ અગત્યનું છે. અસલી આર્યાઓ તે ભણતી ને જાણતી, ને હાલ યુરોપિયન બાનુઓ જાણે છે' આમ કહી તેણે વળી મને સારું લગાડવા કેટલીક વાર સુધી જુદી જુદી રીતે સવાસલાં કર્યાં. શેઠને સારું લાગ્યું. તે ગઈ અને શેઠે ફરીને થોડી વાર ગાન ચલાવરાવી સૌને વિદાય કર્યા. નાયકણને રૂપિયા ઉપરાંત એક વિંટી આપી. તેના ગયા પછી જ્યારે મેં કહ્યું ત્યારે મને એવાં સખત વચનો કહ્યાં કે, જો તારા જેવી રીસ રાખું તો હું ત્યાંજ મરી જાઉં, હું સર્વે સહન કરી રહી. એટલે એમની મેળે શાન્ત પડયા અને બીજે દહાડે મને પૂછવા લાગ્યા કે 'તને ખોટું લાગ્યું?' હું પણ એવી કે સમજાવવામાં ફાવી. તેથી ફરીને એવા નાચરંગ નહિ કરાવવાનું પણજ લેવરાવ્યું.

જોને, ગુલાબ! બહુ રિસાળ ન થઇએ? પતિને આપણે હાથ રાખવો એ કંઈ મુશ્કેલ કામ નથી. આપણે કોણ? એની વહુને. વહુને તો વાઘે વશ હોય છે, અને લોકમાં કહેવત છે, તે પણ ખરીજ છે કે, 'વહુ તો વાઘને પણ વહાલી હોય.'

ગુલાબ—મોંઘીબહેન! હું રિસાળ નથી. મને તો એમનાં વચનથી ખોટું લાગી આવ્યું. એ મને ચહાય છે અને કોમળ હૃદયના છે. મને તુંકારો કરતા નથી, માત્ર પોતાના જીવને કંઈ કહે, એટલે મને ખોટું લાગે, છતાં જોને કેવાં ગજરાબાને તેડવા મોકલ્યાં!'

'હવે મનાવજે અને રીઝવજે એટલે થયું. ચાલ હવે નીચે મારાં સાસુજીને તો મળ.' બન્ને સખીઓ પછી નીચે ગઇ અને મોંઘીની સાસુ સાથે વાતમાં પડી.

આપણી તરફ ચંદુલાલ ગુલાબ ન આવવાથી દિલગીર થઇ પોતાના કામ ઉપર બહાર ગયો. જેકોરશેઠાણીએ ગજરીને એક બે સવાલ પૂછીને જાણી લીધું કે, 'કંઇક કજિયો થયો છે,' પરંતુ 'હોય, ધણીધણિયાણીના કજિયામાં આપણે શું કામ પડવું.' એમ ધારી તેઓ કંઇ બોલ્યાં નહિ. ત્રણેક વાગે મોંઘી અને ગુલાબ ઘેર આવ્યાં. જેકોરશેઠાણી સાથે બેસી તેમણે કેટલીક વાર વાતચીત કરી. પછી ચંદુલાલની વાટ જોતી મોંઘી કેટલીક વાર ગુલાબની મેડીએ બેઠી પરંતુ તે આવ્યો નહિ, ત્યારે ગુલાબને આશ્વાસન આપી સાંજના ઘેર ગઇ. સંધ્યાકાળે ગુલાબ નીચે ઉતરી તેની સાસુ પાસે સાંજની રસોઇને લગતી વાત કરતી હતી એટલામાં એક સિપાઇ ઓફિસમાંથી આવ્યો. તેણે જેકોરશેઠાણીને કહ્યું કે, 'મોટા શેઠે કહાવ્યું છે કે, આજે રાતના નવની ગાડીમાં ચંદુલાલશેઠને બહાર ગામ જવાનું છે, માટે રસોઈ તથા મુસાફરીમાં જોઇતાં સાધન તૈયાર રખાવજો.' 'ક્યાં જવાના છે, તે તું જાણે છે?' જેકોરશેઠાણીએ સવાલ કર્યો.

'કાઠિયાવાડ તરફ જવાના છે.' તેણે ઉત્તર આપ્યો.

'વારુ,' એમ કહી શેઠાણીએ ગુલાબ સામું જોયું ત્યારે ગુલાબના મુખ ઉપર જાણે જુદીજ જાતની લાગણી તરી રહેલી જણાઈ. સિપાઇ આ પ્રમાણે કહીને ગયો અને શેઠાણી મંછામાની પાસે ગયાં એટલે ગુલાબ મનમાં બોલી કે 'આ શું? એમણે નહિ ને સસરાજીએ કેમ કહાવ્યું હશે? એ જાણતા હશે કે નહિ? હું કેવી ઘેલી કે ગજરાબા તેડવા આવ્યાં તોય આવી નહિ. હવે તો ગમે એમ થાય પણ સાંજના એમને પ્રસન્ન કરીનેજ મોકલવા.' આવો વિચાર કરી તે સાસુએ સોંપેલું મુસાફરીમાં જોઇતાં કપડાં કાઢી તૈયાર રાખવાનું કામ આટોપવા મેડીએ ગઇ.

થોડી વારે ચંદુલાલ આવ્યો તે પહેલે માળે તેની માને મળતાં બોલ્યો કે 'બા! મારે અત્યારે મેલમાં જવાનું છે.'

'હા, હું તે જાણું છું. મેડીએ તેની તૈયારી થાય છે. જા ઉપર જઇને તારે જોઇતાં હોય તેટલાં કપડાંની ગોઠવણ કરાવી આવ. હું

ટીમણની ગોઠવણને માટે ભટને કહી આવી છું. બે ત્રણ દિવસમાં પાછા આવવાનું છેને ?'.

'હા. બે દિવસમાં પાછો આવીશ.'

'વારું જા. તું તારી તૈયારી કર. ગરમ કપડાં જરૂર જેટલાં સાથે રાખજે.'

ચંદુલાલ ઉપર આવ્યો અને ગુલાબના મુખ ઉપર શેરડા પડી ગયા. મેડીમાં પગ દેતાંજ તે ગંભીર થઈ સામે ઉભો. ગુલાબ નીચું જોઈ અશરણ હોય તેમ નજીક જઇ ઉભી રહી પણ બોલી શકી નહિ. તેની આંખમાંથી ઉનું ઉનું આંસુનું ટીપું અભિમાનમાં ઉભેલા ચંદુલાલના અંગુઠા ઉપર પડ્યું. આર્યાના આર્યત્વેજ જાણે ગળી જઇને પતિના પ્રભુત્વને અર્ધ્યપાદ્ય અર્પ્યું, અને પતિએ પ્રેમથી ગદ્ગદ્ થઈ જઈ બેઉ હાથ સ્કંદ ઉપર નાંખી પત્નીને પોતાની છાતી સાથે ચાંપી દીધી. સ્વામીના આશ્લેષે ગુલાબથી મોટેથી રોવાઇ જવાયું.

'અરે ! શું છે ? નીચે બા અને દાદીમા છે તે ખબર છે કે નહિ ?' એમ કહી તેણે મુખ ઉંચું કરવાનો યત્ન કર્યો પણ લજ્જાથી અને પશ્ચાત્તાપથી જડ થઈ ગઈ હોય તેવી ગુલાબ હાલીજ નહિ. આંખનાં પાણીએ ચંદુલાલના ખમીસનો પટ ભિંજવ્યો, માથું ઉઘડી ગયું, કપાળ ઉપરના કુંતલ પસીનાથી રાતા કમળને સેવાળ વિંટાઇ હોય તેમ મુખ પર ચોંટી ગયા અને આખો ચહેરો લાલચોળ થઇ ગયો, પણ ગુલાબથી ઉંચું જોવાયું નહિ. 'અરે ! કેમ આમ છે ? હવે ઘણું થયું ક્ષમા કરો.' 'ક્ષમા' શબ્દ સાંભળતાંજ આંસુથી પગનું પ્રક્ષાલન કરતી તે નીચે બેસી ગઇ અને 'હુંજ નમેરી નિર્દય છું, હુંજ આવા કોમળ હૃદયના કંથને સંતાપનારી છું.' એવું બોલી ગુલાબ છેકજ ખુલ્લું રડી પડી. ચંદુલાલે પાણી લાવી આપીને કહ્યું કે, 'ઠીક, એમ હશે. પણ હમણાં તો લો આ પાણી પીઓ, અને કાઢેલાં કપડાં વગેરેને ગોઠવી દો. વખત પાણીની માફક ચાલ્યો જાય છે.' તેણે પવાલું ગુલાબને ઓઠે અડકાડ્યું એટલે આંખમાંનાં આંસુ તો સુકાયાં ન હતાં ત્યાર પહેલું અંતરમાંથી ઉમળકાનું અને ઉંડા પ્રેમનું હસવું આવ્યું.

પવાલું તેણે પોતાના હાથમાં લઇ પાણી પીધું અને ગલીની બારીએ જઇ મુખ ધોઇ બારીમાંથી તે જેવી ફરી કે તરત ચંદુલાલે ટુવાલ સામે ધર્યો. ગુલાબ માન સૌભાગ્યને હર્ષે ખરેખર ખડખડાટ હસી પડી.

'કેમ ઘેલીએલી થઈ છે કે શું ? ઘડીમાં રુએ છે અને ઘડીમાં હસે છે ?'

'હા તમને જોઇને ઘેલી થઇ છું.' હમેશની ગમતમાં આવી જઈ ગુલાબ આમ બોલી તેના પ્રાણનાથને ભેટી પડી અને લાડકણે વચને બોલી કે 'આજને આજ જવાના છો ? રહેવાય તેમ નથી, કાલે જજો ?'

'આજ શું છે ?'

'કંઇ નહિ, સહેજ.'

'એમ કેમ, તમારે કદાપિ ગઇ કાલનાં રૂશણાં આજ પુરેપુરાં ભગાવવાં હોય' ચંદુલાલે ચુંબન કર્યું અને ગુલાબ બોલી કે, 'રૂશણાં તો જુઓને આ ભાગ્યાં.'

'ચાલો, હવે પેલો પોર્ટમેંટો લાવો. વખત થઈ જશે અને હમણાં બધા આવશે.'

'ક્યાં જાઓ છો અને કેમ જાઓ છો તે તો કહો ? પછી મૂકીશ.'

'સમુદ્રપુર જાઉં છું. પરમ દિવસે કે પેલે દિવસે પાછો આવીશ અને આવીશ ત્યારે કહીશ કે કેમ ગયો હતો ?'

કેશવચંદ્ર અંદર આવતાં મોટેથી બોલ્યો કે 'મિ. ચંદુલાલ ! શું નવ વાગ્યાની મેલમાં તમે સમુદ્રપુર જાઓ છો ? મેં બહારથી સાંભળ્યું તે શું ખરું છે ?'

'હા, જાઉં છું. બે ત્રણ દિવસમાં પાછો આવીશ.'

બેઉ જણ વાત કરવા બેઠા એટલે લુગડાં ગોઠવતાં ગોઠવતાં ગુલાબે કહ્યું કે, 'હવે તો તાપ પડે છે અને એણી તરફ વળી વધારે ગરમી હશે, ત્યારે ગરમ કપડાંની એકાદ જોડ બસ છેને ?'

'એક બે મુકો.' જેવી ને તેવીજ બોલચાલ હવે ચાલુ થઇ ગઈ.

કેશવચંદ્ર અને ચંદુલાલ વચ્ચે કેટલીક વાર કાઠિયાવાડનાં રજવાડાં સંબંધી વાત થઇ, દરમિયાન ગુલાબે ખુશ મિજાજથી કપડાં

ગોઠવી પેટી તૈયાર કરી. તે હવે નીચે ગઇ. રામચંદ્રશેઠ આવ્યા તેમણે ચંદુલાલ તથા કેશવચંદ્રને નીચે બોલાવરાવ્યા. શેઠે તેમને પોતાની પાસે બેસાડી કહ્યું કે 'ચંદુલાલ! આજ તું આ મુંબાઇનગરી છોડી દૂર જાય છે. આ તારું પહેલું પ્રયાણ છે અને ત્યાં તને નવી દુનિયામાં ગયો હોઉં એવું લાગશે. મને એ તરફનો અનુભવ નથી, પરંતુ લોકની વાતો અને વર્તમાનપત્રો વગેરે ઉપરથી જણાતું કાઠિયાવાડનું ચારિત્ર કંઇક વિચિત્ર ખટપટિયું અને લોભાવે એવું છે. પૈસો પેદા કરવા ઇચ્છનાર કેટલાક જણ એણી તરફ નજર દોડાવતા જોવામાં આવે છે, અને છે પણ એમજ. એકાદ રજવાડામાં ઠેકાણે પડી જનાર માણસ કદી પણ નાગોભૂખ્યો રહેતો નથી. આટલા બધા અર્થ ગુણ સાથે વળી એવા પણ કેટલાક દાખલાઓ મારા જોવા જાણવામાં છે કે, જેઓ કાઠિયાવાડથી પાછા ફરી આવતાં તેને નવગજના નમસ્કારજ કરે છે. નાનપણથી મુંબાઇમાં ઉછરેલા માણસને એ ભૂમિ વિચિત્ર લાગે એમાં નવાઇ નથી. અહિંની વિદ્યા સુધારો અને વિચારની છૂટ એ દેશમાં બિલકુલ નથી. કેળવણીનો હજી ત્યાં પ્રારંભ થાય છે. સુધારા સામે ત્યાંના લોક તિરસ્કારની નજરે જુએ છે. આણી તરફના માણસ ઉપર વિશ્વાસ મૂકતાં તેઓ અચકાય છે. એ સંબંધી તને શિખામણ દેવા બેસું તો પાર આવે તેમ નથી પરંતુ માત્ર એટલુંજ કે, નીતિનો માર્ગ પકડી સીધેસીધા ચાલવું, લોભ રાખવો નહિ અને બુરાથી દૂર રહેવું. જગતમાં મોટામાં મોટી શિખામણનો આટલામાંજ સમાવેશ થાય છે. નીતિને અનુસરી સારે માર્ગે ચાલનારો સ્વતંત્ર માણસ શરૂઆતમાં કદાપિ કંઇક નાસીપાસ થાય છે તોપણ આખરે તેનો જય થાય છે. નીતિથી ચાલનાર માણસને કોઇ દુશ્મન થતું નથી, અને જેને માથે દુશ્મન નથી તેને કદી ક્યાંહિ ભય નથી. ઉન્નતિ જોઈ બળનારા-દ્વેષી મોટા દુશ્મનમાં ગણાય છે પરંતુ તેઓ પ્રાણ લેવાનો કદી પણ યત્ન કરતા નથી તેઓ માત્ર આપણી ઉન્નતિનો દ્વેષ કરી પોતે પોતાની મેળે બળી મરે છે. કોઇની ઉન્નતિ ઉપર અથવા જય ઉપર આપણે દ્વેષ કરવો નહિ.'

માણસના પેટ ઉપર કદીએ પાટું મારવી નહિ. આ બાબત ઉપર હું તને ખાસ ભાર દઇને કહેવા માગું છું. તારું કલ્યાણ થાય એવી શુભેચ્છાથી હું તને કહું છું કે, કોઇપણ માણસ ઉપર ઉપકાર કરવા હમેશ તત્પર રહેવું. કોઇને પણ રોટલો મળતો હોય તેમાં આડે આવવું નહિ. ભગવાન વેદવ્યાસે કહ્યું છે કે 'પ્રાણ ધન અને મનથી માણસ માત્રનું શુભ કરવાની સમજુ માણસે નિરંતર ઈચ્છા રાખવી.' માણસ માણસનું શુભ કરવાને માટેજ જન્મ લે છે અને જો ધર્મવૃત્તિએ વિચાર કરીએ તો આપણાં પુરાણો આપણને ઈશ્વરના અવતારોમાંથી બીજો કોઈજ નહિ પણ એજ ઉપદેશ હમેશ આપે છે, માણસે માણસનું ભલું કરવું. માણસ પોતાની જાતિના ભલાને માટે યત્નવાન રહે તેમાં તે કંઇ નવાઈ કરતો નથી. ચંદુલાલ ! મારી નાનપણની ગરીબ દશા તો તેં ઘણીવાર જીજીને અથવા તારી બાને મોંએ સાંભળી હશે. હું જે કંઈ થોડું ઘણું કમાતો તેમાંથી પણ મારા ગજા પ્રમાણે પુણ્યદાન કરતો. આટલી બધી ઉમ્મરમાં મને યાદ નથી કે મેં કોઇ પણ માણસને મળતો રોટલો અટકે એવું કાર્ય કર્યું હોય ? મારું માનવું છે કે, દયાને લીધેજ હું આજ સુખી અને પનોતો છું. તમે મારાં ફરજંદ છો અને તમને હું વારસામાં મારો એજ ગુણ આપવા ઇચ્છું છું કે 'માણસ માત્રનું હિત કરવાની નિરંતર વૃત્તિ રાખવી.'

ચંદુલાલ ! બીજી શિખામણમાં વળી એટલું પણ તારે યાદ રાખવું કે, કદી કોઇ સારા માણસને ઉગારવાની કોશીશ કરવા જતાં આપણને ખમવું પડે તોપણ ડરવું નહિ. આપણી નીતિને અનુસાર સૌને સારો બોધ કરવો. બોધક ઘણાનો શત્રુ થાય છે પરંતુ આખરે લોક તેનો ગુણ માને છે. આ સઘળી બાબતો પોતાની બુદ્ધિ અને દેશકાળને અનુસરીને કરવાની છે, તેમાં પણ ખાસ કરીને કાઠિયાવાડમાં કરવાનું છે તે એજ કે, કોઇના બહુ આશ્રીપાશ્રી કરવી નહિ. રાજદ્વાર વિચિત્ર હોય છે એ વાત ખોટી નથી. ગમેતેવો ભણેલો રાજા હોય પણ લોક વ્યવહારથી તો અજાણ હોય છે. તે ઘણાં ખરાબ દગલબાજ માણસોથી વિંટાયેલો રહે છે. રાજગૃહમાં હમેશ એક બીજાનો જીવ

લેવાની તરકટી જાળો બંધાયા કરે છે. એવી ખટપટથી દૂર રહેવું. કાઠી રાજાઓનો અનુભવ મને મારા એક મિત્રે જણાવ્યો હતો, અને તેના મત પ્રમાણે જો હું ચાલું તો તને એ દિશામાં જવા પણ દેઉં નહિ. પરંતુ હોય સઘળે ઠેકાણે સરખું નથી હોતું. રાફડે રાફડે નાગ હોતો નથી. તું જેમ તને તારી સદ્બુદ્ધિ ચલાવે તેમ ચાલજે અને ન ફાવે ત્યારે અહિં આવવાનું રાખજે. આજ જા, એમને મળી આવ. જોજે તેની સહી અને સિક્કાનો હુકમ લીધા પછીજ આવજે. રાજાઓની મોઢાની વાત ઉપર કદી પણ વિશ્વાસ રાખવો નહિ, કારણ કે, અનેક વિષયોમાં રચીપચી રહેલા તેઓ ક્ષણેક્ષણની વાત ભૂલી જાય છે. હાલ તને ત્રણસે રૂપિયાનો પગાર મળશે. રહેવા માટે ઇસ્પિતાલ પાસે બંગલો મળશે. મેં બધી ગોઠવણ કરી છે તેમ છતાં પગાર તથા રહેવાની બધી બાબત હુકમમાં લખાવજે. પછી તારી બા વગેરે સાથે આવશે અને તમને ઘર માંડી આપશે. સઘળું નક્કી કરીને આવજે. સાહેબ ઉપર મેં મિ. જેકબ પાસે પત્ર લખાવ્યો છે એટલે ચિંતા નથી.'

'હું અને કેશવચંદ્ર એજ વાત કરતા હતા, પિતાજી!'

કેશવચંદ્ર સામું જોઇ શેઠ બોલ્યા કે 'કેશવચંદ્ર! મારું કહેવું ઠીક છેને?'

'હાજી, અક્ષરેઅક્ષર ખરું છે. એ લોકનો આપણે વિશ્વાસ રાખવો નહિ, કારણ કે, તેઓ આપણો વિશ્વાસ રાખતા નથી. ગુજરાતના રાજાઓને માટે તો જે કહીએ તે મનાય. એક વાત મારા સાંભળવામાં આવી ત્યારે હું તો ચકિત થઇ ગયો હતો. કહે કે, જે દિવાનને સાંજે કઢંગી રીતે રજા આપવાની હતી તે દિવાને જ્યારે લોકમાંથી સાંભળેલી પોતાને રજા આપવા બાબત બપોરે રાજાને પૂછી, ત્યારે તે એવું બોલ્યો કે 'દિવાનજી! લોકની વાતમાં તમે શા માટે વિશ્વાસ મૂકો છો? મારે તમને કાઢવા હોય તો શું હું શરમાઉં છું?' એજ રાજાએ આગલી રાતે બીજા દિવાનને પોતાની સહી કરી આપી હતી. ઉપલી વાત બની તેજ સાંજે નવા દિવાને ચાર્જ લીધો હતો આપણા પ્રાચીન સાહિત્યમાં એમના ચારિત્ર્યનું બહુ સારું વર્ણન છે.'

મોહનલાલ પણ એટલામાં આવ્યો. રામચંદ્રે તેને બોલાવી અભિપ્રાય લીધો. પછી ચંદુલાલના બીજા મિત્રો આવ્યા અને જવાની તૈયારી થવા માંડી સૌને બેસાડી ચંદુલાલ તથા રામચંદ્ર વગેરે જમવા ગયા. જમી ઉઠયા પછી ચંદુલાલ કપડાં પહેરી તૈયાર થયો ત્યારે સાડા આઠ વાગ્યા. ગાડી તૈયાર હતી. ગજરીએ ભાઈના કપાળમાં કુંકુનો ચાંલ્લો કરી અક્ષત ચોઢયા અને ડોસી જેકોરશેઠાણી શેઠ અને ગજરી વગેરે નીચે સુધી વળાવવા ગયાં. ગુલાબને મળી ચંદુલાલ નીચે ઉતર્યો અને કેશવચંદ્ર તથા મોહનલાલ તેને મૂકવા સ્ટેશન પર ગયા.



## પ્રકરણ ૯ મું.



## વરની મરજી.

ચંદુલાલ ગયો અને ઘરમાં તેની નોકરી સંબંધી વિચાર કરવા લાગ્યા. ગુલાબ તેના મનમાં મોજીલા વિવિધ મનોરથ કરવા લાગી. રજવાડી નોકરીની સાહેબી તેની આંખ આગળ તરવા લાગી તે પોતાના આવા વિચારમાં હતી ત્યારે જેકોરશેઠાણી ચંદુલાલ તરફની નિરાંતે હવે બધું ધ્યાન ગજરી તરફ લગાડતાં હતાં. એક દહાડો એકાંતમાં તેમણે રામચંદ્રને કહ્યું કે, 'હું અને જીજી તમને ગજરીને માટે કેટલુંએ કહીએ છીએ પણ જુઓને તમારી આંખ ઉઘડે છે ? આ પીને મિલમાં બપોરે જમ્યા કે મિલમાં અને સાંજે વાળુ કર્યું કે ફલાણાને મળવું છે અને ઢિંકણાને મળવું છે, એવી લાલુસ અને દોડાદોડી ! જેને માટે એ બધું કરો છો તે છોકરાંનું સારે ઠેકાણે પાનું નાંખ્યા પછી કરો એટલે બસ.'

'તને એમ લાગે છે કે મને એ બાબતની ચિંતાજ થતી નથી. અલબત, જીજીએ ને તેં પેલી વાત કહી ત્યારથી મારી ચિંતા સહેજ ઓછી થઈ છે. હવે કેશવચંદ્ર અઠવાડિયામાં જવાના છે ત્યારે એના બાપ ઉપર કાગળ લખી આપીશું. ગુલાબવહુ પાસે તું દાણો ચંપાવી

જોને ? છોકરો સારો છે અને જરૂર ભાગ્યશાળી નીકળશે. તારો ચંદુલાલ ઠેકાણે પડયો અને હવે ગજરીને ઠેકાણે નાંખીએ છીએ.'

'ચંદુલાલ મારો શાનો તમારો, અને ગજરી તે મારીજ.'

'છોકરી માનું અંતર અને દીકરો બાપનું અંતર, માટે તમે તમારા દીકરાનું કર્યું હવે મારી દીકરીનું સારું થાય એમ કરો એટલે બસ.'

'આ બી. એ. લગી આવેલો વર છે અને તારે આગળ ભણાવવો હોય તો તેનીએ મને ના નથી. જોઈએ તો બારિસ્ટર બનાવ.'

અત્યંત આનંદમાં આવી જઈ જૈકારશેઠાણી બોલ્યાં કે 'ના ના, ખરું કહો છો હોંશિયાર છે ? બારિસ્ટર કરવો હોય ત્યારે તો વિલાયત મોકલવો પડેને ?'

'વિલાયત ગયા વગર ચાલેકે ?'

'ત્યારે તો નહિ.'

'તેમાં શું છે ? શું વિલાયત સારું નથી ?'

'હશે, થવાનું હશે ત્યારે વાત. આગળથી આનંદ શો ? બી. એ. થાય એટલે બસ. હું એટલું અભિમાન લઈનેજ સંતોષ પામીશ કે 'નાતમાં પહેલવહેલો બી. એ. કોણ ? તો કહે મારો જમાઈ.'

'બારિસ્ટર કરીશ તો વળી વધારે અભિમાન લેવાશે. પંદર હજારની વાત એમાં શું વિસાત છે ?'

'ઠીક છે, તે વખતે વાત.'

'બારિસ્ટર કરવાની વાત હમણાં રહેવા દેવી હોય તો ભલે. ચારું બીજું શું કહેવું છે ?'

'તમે એના બાપને કાગળ લખીને નક્કી કરી નાંખો એજ. એ કરવા પાછળ મારો જીવાત્મા લાગી રહ્યો છે. આવો વર ફરીને મળવાનો નથી. જેમ બને તેમ એ બાબત વહેલી નક્કી કરી નાંખવી એવો મારો વિચાર છે અને તે બર લાવો, એટલે આપણે સંસાર સાગર પાર ઉતરી રહ્યાં.'

'હું પણ તારા જેવોજ અભિપ્રાય ધરાવું છું. ગજરીનું સારું

ઠેકાણું પડશે, ચિંતા કરીશ માં. વહુની પાસે કહેવરાવજે એટલે થયું.'

તેઓ વચ્ચે આ પ્રમાણે વાતચીત થયા પછી બીજે દિવસે જેંકારશેઠાણીએ ગુલાબને તે વાત કહી. નાની નણંદનું હિત કરવાને તે કેશવચંદ્રને ખુલાસે વાત કરવાનો લાગ શોધવા લાગી. એકવાર સાંજના ચાર વાગ્યા હતા અને કેશવચંદ્ર એક પુસ્તક લઈ ટેલતો ટેલતો વાંચતો હતો. દિવાનખાનામાં કોઇ ન હતું. ગુલાબ આ લાગ જોઇ ઉપર ગઈ અને બોલી કે, 'કેશવચંદ્ર! હમણાં બહુ વાંચવાનું ચાલે છે? તમે તો કંઈ ગમતે કરાવતા નથી.'

'મને ઘણો વખત છે, પરંતુ પરિચય નહિ હોવાથી હું બહુ બોલતો નથી. જો તમને નવરાશ હોય અને મને કંઇ પૂછો તો કહું, મને બોલવાની બહુ ટેવ નથી.'

ગુલાબ—અભ્યાસમાં ગમતથી સારી વિશ્રાંતિ મળે છે. ગજરાબાના ભાઇ તો ખાસ કરીને પરીક્ષાઓ પાસે આવે ત્યારે ગમતમાં વખત કાઢે.

કેશવચંદ્ર—ખરું છે. અમે પણ મિત્રોમાં સાંજનો તથા સવારનો થોડો થોડો વખત આનંદ અને રમતગમતમાં કાઢીએ છીએ. તમને હારમોનિયમ સારું આવડે છે અને તેમાં તમારી કુશળતા જોઇ ઘણીવાર હું મારી મેડીમાં બેઠો બેઠો પ્રસન્ન થાઉં છું. વધારે ખુશ થવા જેવું તો વળી એ છે કે, તમે ઇંગ્રેજી રાહ ઉતારી જાણો છો. ચંદુભાઇને આવડે છે કે નહિ?'

'એમને થોડી રાગિણીઓ આવડે છે, પણ વગાડતા નથી. એમને વગાડયા કરતાં સાંભળવાનો વધારે શોખ છે. હવે તમારે પરીક્ષાની કેટલીક વાર છે? પરીક્ષા પછી ક્યાં જવાનો વિચાર છે?'

'બે ત્રણ માસ મારે ગામ જવું, એમ ધારૂં છું. ઘણા વખતથી મારા પિતાજી અને સગાંવહાલાં મને ગામમાં રહેવાનો આગ્રહ કરે છે.'

'તમારી તરફ ન્યાતનો જથો સારો છે. હું ધારૂં છું કે ત્યાં બહુ બાળલગ્ન થાય છે.'

'એ બાબત હાલ સુધરે તેવી નથી. લોક જેમ જેમ ભણતા જશે તેમ તેમ સુધરશે.'

'તમેય પરણેલા હશો, નહિ વારુ?'

'ના, હજી હું પરણ્યો નથી. બી. એ. થયા પછી એમ થાય તો સારું એવો મારો વિચાર છે.'

ગંભીર મુદ્રાથી ઠાવકાં રહી ગુલાબે પૂછયું કે 'કેશવચંદ્ર અમારૂં ઘર કંઈ વિચાર કરે તો તે તમને ગમે કે કેમ?'

કેશવચંદ્ર બોલ્યો નહિ. તે આશ્ચર્યમાં પડયો.

'કેમ બોલ્યા નહિ?'

'એ બાબત કંઇ તમારાથી તેમ મારાથી નક્કી થાય એવી નથી. એ તો આપણાથી મોટાં અને વધારે જોખમદાર માણસના વિચારની વાત છે, હું શું કહી શકું.'

'તમે જાણતાજ હશો કે નાનાં બોલે તે મોટાની આડકતરી મરજીજ બોલે.'

'હા, એ હું સમજું છું પણ મોટાની વાત જુદી. મોટામાં પણ વળી જોખમદાર માણસનો સમાવેશ કરવો જોઇએ.'

'હું તમને ખાતરી આપું તો કેમ?'

'ખાતરી માટે હું એમ કહું છું? નહિ. તમે કહ્યું ત્યારનો હું સમજ્યો છું કે, તમે કોઈ બાબત છેવટની નક્કી કરવાને અધિકારવાળાં નથી અને તમે જે વાત કરો છો તે મારી તરફના બીજા વધારે જોખમદાર માણસને થઇ હોય તો વધારે ઠીક.'

'પણ'

'બસ. પણની જરૂર નથી. મારી બિલકુલ ના નથી. મારો મત તેજ એમનો મત એમ જાણજો, પરંતુ રીત એવી માટે કહું છું.'

'ત્યારે બસ, એમ કરવામાં અમને વાંધો નથી.'

'ઠીક છે. હું બહુ રીતે આ ઘરનો આભારી થઈશ.'

'વખત એવો છે કે, તમારા આટલા શબ્દો અમને ઉપકાર રૂપ લાગે છે. તમેજ વિચાર કરોને કે તમારા સિવાય—'

'ના, એવું બોલશો નહિ. આપણે શું જાણીએ છીએ ?'

**बहुरत्ना वसुन्धरा.**

'તમારો વિનય તમને એ વચન બોલાવરાવે છે પરંતુ અમે મારાં વડસાસુ જાણે છે અને કહે છે તેમ, નાતમાં તમારા જેવું બીજું કોઇ નથી. આ માણસને માટે ચિંતા ન રાખશો. કન્યાને માટે કેટલીક વાર પરણનારના મનમાં વિચાર આવે છે. ઘણીવાર મોટાની કન્યા લેતાં માણસ આનાકાની કરે છે, પરંતુ અમારા ઘરમાં એવું નથી. ઘરડાંના પુણ્ય પ્રતાપે અમને ધન સાહેબી સૌ મળ્યું છે, પણ તમારા ગામડાના કામમાં પણ એ માણસ જાય તેવું નથી. સુખ જોયેલું છે, સાહેબી ભોગવેલી છે, છતાં દુઃખ સહન કરવાં પણ ડગમગે તેમ નથી. મારાં વડસાસુની કેળવણી અને શિખામણ એવી છે કે, અમને કામ કરતાં જરાય દુઃખ લાગતું નથી. અમારા પિતરાઇમાં પહોર લગ્ન હતું, ને અમે બધાં ખંભાત ગયાં હતાં. કેશવચંદ્ર ! શું ધારો છો ? હું બેડે પાણી ભરી લાવતી. એ એમની શિખામણનો અને ઘરની કેળવણીનો પ્રતાપ. કદી કામ કરાવે ત્યારે મને રીસ ચઢતી પણ જ્યારે માથે બેડું લઇ ખંભાતની નાત વચ્ચે થઇ નીકળતી અને લોક મારાં વખાણ કરતા ત્યારે હું ઘુંઘટામાં મગરૂર થતી અને મારાં વડસાસુને આશીર્વાદ દેતી. તે વખતે એમની શીખ મને મોટું માન અપાવનારી થઇ તે માટે આભાર માનતી. જુઓ અમારા ઘરમાં રસોઇયો છે પણ ગજરાબાને દરેક દરેક જાતની રસોઇ શીખવી છે. પચીસ માણસની રસોઈ કરવી હોય તોપણ એ અકળાય નહિ.'

'એ વાત ખરી છે. કેળવણીનું સાર્થક એજ કે, દરેક સ્થિતિને યોગ્ય થવાય. ગમે તેવો ભણેલો ગણેલો માણસ હોય પણ પરિસ્થિતિને અનુકૂલ થાય નહિ, તે કેળવાયેલો કહેવાય નહિ. અમે એવી જાતની કેળવણીને પસંદ કરીએ છીએ. મારા પોતાના ટુંકા અનુભવથી હું માનું છું કે, તમારા ઘરની કેળવણી સઘળી સ્થિતિને બંધબેસતી થાય તેવી છે. તમારા ઘર માટે મને અભિમાન છે, પરંતુ તમે જે વાત મારી પાસેથી નક્કી કરી લેવા માગો છો તે મારાથી થાય નહિ.'

ગુલાબને ખાતરી થઇ પરંતુ વાત નક્કી કરવા માટે તેણે જે યત્ન કર્યો હતો તે સફળ થયો નહિ. થોડી વાર આડીઅવળી આમ તેમની વાતો કર્યા પછી તે પોતાના કામ તરફ ગઈ.

સંધ્યાકાળ થયો. કેશવચંદ્ર ચોપડી બંધ કરી એક આરામખુરસીમાં પડ્યો. ગુલાબ સાથે થયેલી વાતચીત ઉપર હવે તેણે વિચાર કરવા માંડ્યો. 'માણસ અરે ! પ્રાણી માત્રની પોતાના લાભ તરફ પ્રવૃત્તિ હોય છે. આ લોકની પણ તેવી હિલચાલ છે. કહે છે કે, નાતમાં એને યોગ્ય વર નથી, તેથી તેઓ મારી તરફ નજર પહોંચાડે છે. હું શું આવા ગૃહસ્થની ભણી ગણી ડહાઇ છોકરીને યોગ્ય છું ? ગજરીની કેળવણી કંઇ ઓછી નથી. તે ગુજરાતી સંસ્કૃત અને થોડું ઈંગ્રેજી પણ જાણે છે. સમજુ તેમ રૂપાળી છે. આટલા ઉપરથીજ મારે એને પરણવાનું નથી પણ ગુલાબે કહ્યું તેમ, એની ઘર સંબંધી કેળવણી પણ ઘણી સારી છે. ગામડાના કામથી તે કંટાળે તેવી નથી. શરીર અને મનની નિર્બળતા ન જોઇએ. સુખ હોય તો તે ભોગવવા માટે જેમ આરોગ્યની જરૂર છે તેમ દુઃખ પણ સહી શકાવું જોઇએ. દુઃખ અને સુખ એ બેઉમાં સમય પ્રમાણે વર્તી જાણે તેજ માણસ કહેવાય. હું જે કંઈ જોઉં છું તે ઉપરથી મને ખાતરી થાય છે કે, આ માણસ એવું છે. તન મનની સારી કેળવણીથી માણસ દરેક સ્થિતિને યોગ્ય બની શકે છે. ગજરી એવી છે. તેનું કાઠું નાજુક પણ મોટી થતાં ખીલે તેવું છે. એનું મન ઉદાર અને શરીર સુંદર છે, પણ મૂળ સ્વભાવ કેવો હશે ? માણસનો મૂળ સ્વભાવ સહજ કળાતો નથી. કેળવણી વિદ્યા અને સહવાસ સ્વભાવને ફેરવી શકતાં નથી. આપણામાં કહેવત છે તે ખરી છે કે, 'સ્વભાવ તો જે હુઆ તેજ હુઆ.' વળી જેમ ઉમ્મર વધતી જાય તેમ સ્વભાવ તેની પૂર્ણતા ઉપર જતો જાય છે. શરીર સાથે સંબંધ રાખતી પ્રકૃતિ શરીર સાથે ક્ષીણ થાય છે પણ સ્વભાવ તો મનની સાથે પાકો થઇ ઘડાતો ને ઉઘડતો જાય છે. તે પ્રાણીના ગુણોમાંની પહેલી અને બહુ અગત્યની વસ્તુ છે, કદીએ ઝટ પરખાતી નથી. બીજા ગુણોની માફક તે આગળ પડતો નથી અને

જેમ આગળ પડતો નથી તેમ ઝટ પરખાતો પણ નથી, છતાં મારા જેવા આટલા સહવાસીએ તો તે જાણવો જોઇએ. આવા સુંદર કલેવરમાં શું નઠારો સ્વભાવ રહે? ના ના, 'આકૃતિ ગુણો કહી આપે છે' અને તેમ જોતાં તો જેવું મોહક શરીર અને જેવું શીલવાન વર્તન છે તેવો રૂડો સ્વભાવ પણ હોવો જોઇએ. અસ્તુ! ગજરીનો સ્વભાવ કદાપિ સારો હશે, પરંતુ મારા સ્વભાવ સાથે તે મળતો હશે, એમ કેમ કહેવાય? મોટા થયેલા મિત્રો કહે છે કે, વહુઓનો સ્વભાવ સાસરે રહેતી થતાં વયસંધિના સમયમાં તેના પતિના સ્વભાવાનુકૂલ થાય છે. આ વાત ખરી હશે, મિત્રોના અનુભવની હશે પણ પોતાના અનુભવ વગર શા કામની? અલબત વયસંધિના વખતમાં સ્વામીને અનુકૂળ થઈ વર્તવાની પરિપાડીથી કન્યાઓ અથવા વહુઓ પોતાના સ્વામીના-સ્વભાવ રૂપી પર્વતની આગળ પાછળ ફરી તેને અનુસરી વહેતી નદીની માફક પોતાનો વોહ પકડતી હશે. એ વોહ હું ભૂલતો ન હોઉં તો તો પ્રારંભમાં નહિ પણ ચોમાસામાં જેમ પર્વતને હાનિકારક નીવડે, તેમ છોકરાં થયા પછી સ્ત્રીઓનો પેસો શરૂઆતનો અનુકૂળ સ્વભાવ સહેજ ફરી જતો હશે. ઘણીવાર મોટી ઉમ્મરનાં માણસોમાં જણાતો કંકાસ આવી રીતે ઉત્પન્ન થયેલો હોય છે.

હવે મારે મારા સ્વભાવનો ઝોક પણ વિચારવો જોઇએ. એકલા રૂપ તરફ મારો પક્ષપાત નથી. રૂપ હમેશ ભૂલ ખવરાવે છે. જુવાન માણસે તેજાંશ—રૂપમાં અંજાઈ જાય છે અને ગુણનો કે સત્કુળતાનો તેમને લગારે વિચાર રહેતો નથી. આપણા લોકમાં 'સ્ત્રી પુરુષનું લગ્નથી જોડાવું' એ એક પવિત્ર સંબંધ ગણાય છે અને તે કોઇ પણ પ્રસંગમાં કદી પણ તોડી શકાતો નથી. જીવનપર્યંત ન તૂટી શકે એવો આ સંબંધ બાંધવામાં તેમ છતાં આપણા લોક બહુજ બેદરકાર રહે છે. શાસ્ત્રકારોએ બહુ અચ્છા નિયમો બનાવ્યા છે પરંતુ કોઈ માણસ તે પાળતું નથી. પોતાના ઘોડીને સારો વછેરો થાય અને જાતવાન નીવડે, એમ દરેક ઘોડાવાળો ઇચ્છે છે ને તે માટે બહુ કાળજી રાખે છે, છતાં પોતાને સારી અને તંદુરસ્ત પ્રજા થશે કે નહિ?

તે ઉપર કોઇ પરણનાર લક્ષ આપતો નથી. પરણનાર બાળક હોય છે એટલે તે સમજે નહિ પરંતુ વરકન્યાનાં માબાપે તે વાત સમજતાં નથી, એ બહુજ દિલગીરીની વાત છે. પરણનાર જોડાનેજ નહિ કિંતુ તેની સંતતિને પણ જેનાં સારાં માઠાં ફળ ભોગવવાં પડે છે એવા લગ્ન સંબંધમાં ચાલતી આપણા લોકની બેદરકારી આ પ્રમાણે શોચનીય છે. હું ગુણનો પણ જોનાર છું અને સ્વભાવથીજ ગુણવાન માણસ ઉપર મારી સ્નેહાળ વૃત્તિ ખેંચાય છે. સૌંદર્ય અને બીજાં ભળતાં સાધનો તરફ જોનાર ઘણા હોય છે. રૂપ સામાન્ય રીતે કન્યાની મુખ્ય લાયકાત ગણાય છે. તે જુવાનને ખેંચનાર, નેત્રને આનંદ આપનાર અને મનને દૃષ્ટિપાતમાત્રથી ખુશ કરનાર છે. રૂપને લીધે જુવાન નેત્ર મોહવશ થાય છે માટેજ એક વિદ્વાને કહ્યું છે કે 'નેત્રનો વિશ્વાસ કરવો નહિ.' રૂપ–તેજને જોઈ મુગ્ધ થયેલાં પતંગિયાં બળતા અગ્નિમાં ઝંપલાઈ પડે છે, તેમ જુવાનની આંખો રૂપથી મુગ્ધ થઇ ગુણાગુણનો વિચાર નહિ કરતાં રૂપ પર મોહી પડે છે. જીવન દરમિયાન રૂપ નહિ પણ ગુણનું હમેશ કામ પડે છે. વળી રૂપ જીવનના દિવસો સાથે ઘસાતું જાય છે જ્યારે ગુણ જીવનના દિવસો સાથે અનુભવથી ખીલતા અને વધતા જાય છે. ગુણ હૃદયમાં ઉંડી લાગણી ઉત્પન્ન કરે છે. તેની અસર લાંબો કાળ પહોંચે છે. ભવભૂતિ જેવો માણસનાં હૃદય ચીતરવામાં અતિ કુશળ કવિ પણ કહે છે કે '**गुणाः पूजा स्थानं गुणिषु न च लिंगं न च वयः**' મારો સ્વભાવ ત્યારે એવો છે કે, જે ગુણ તરફ વળે, અને તેથી હું આને ચહાઉં છું.

હવે પરણવું કે નહિ ? એ બીજો પ્રશ્ન છે. દરેક કેળવાયેલા માણસને આ પ્રશ્ન થાય છે. ધર્મશાસ્ત્રો ઉપર નજર કરી વિચાર કરીએ તો પરણવું એવો સાર નીકળે છે, કારણ કે દરેક માણસ જગતની વૃદ્ધિ કરવાની ફરજ પોતાની સાથે લેતો આવે છે. જો તે કુંવારો રહી પ્રજા ઉત્પન્ન ન કરે તો એ ફરજ ન બજાવવા માટે દોષિત થાય. આપણા લોકમાં પુત્ર ઉત્પન્ન કરવાની મોટી અગત્ય બતાવી છે. એ અગત્ય એકવાર આ નવી કેળવણી લીધેલો માણસ ન સ્વીકારે તોપણ

ઉપર કહ્યું તે અગત્ય તો ખરીજ. મુઆ પછી પોતાનું શ્રાદ્ધ કરનાર મૂકવો અને એ પ્રમાણે ન થાય તો પિતૃઓનો ઉદ્ધાર થાય નહિ. આમ આપણા શાસ્ત્રકારોનું કહેવું છે. બીજી પ્રજાઓમાં એવો હેતુ હશે નહિ તે છતાં તેઓ પરણે છે અને પ્રજા ઉત્પન્ન કરે છે તેનું શું કારણ ? ઉપર જણાવ્યું તેજ. માણસ જાતિમાંજ માત્ર છોકરાં પિતાને સહાય આપે છે. બીજાં પ્રાણીઓમાં છોકરાંથી માબાપને કંઇ લાભ થતો હોય તેવું જણાતું નથી, છતાં તે પણ સંતાનોત્પતિ કરે છે. આથી એવું સિદ્ધ થાય કે, માણસે અથવા દરેક પ્રાણીએ પોતાની જાતિની વૃદ્ધિ કરવાને અર્થે સંસાર માંડવો જોઇએ. ટુંકામાં જેટલાં શાસ્ત્રો અને જેટલી પ્રજાઓ છે તે સર્વેનો અભિપ્રાય એકત્ર કરી તેમના સિદ્ધાંતનું તોલન કરીએ તોપણ પરણવું એ કર્તવ્ય ઠરે છે.

પરણવા સંબંધી મારો વિચાર કેવો છે ? તે આજે વિચાર ઉપર લેવાયું. એક પક્ષ વિરૂદ્ધ જાય છે પણ ઘણી વાતો તેના લાભની છે અને તે ઉપર વિચાર કરી જો હું મારા મનને પુછું છું તો અંદરથી એવો પણ કદી ઉત્તર મળે કે પરણવું તે દુઃખને આમંત્રવા બરોબર છે. ગુજરાતમાં સેંકડે એંશી પચ્યાશી લગ્ન દુઃખ રૂપ નીવડે છે. મોટી ઉમ્મરે એવાં સ્ત્રીપુરૂષ એક બીજા સાથે હળીમળીને ચાલે છે, તોપણ તેમની ખરી જુવાની તો કલેશ અને કંકાસમાંજ જાય છે. અસ્તુ. પરણવું હશે ત્યારે હવે તેની વાત.'



## પ્રકરણ ૧૦ મું.



### ક્યાં મન માને ?

'એક કોયલડી કાશમીર દેશ તણીરે,<br>
એ તો ભમી ભમી ભૂગોળ ખગોળ;<br>
બીજે કહિં મનડું માન્યું નહિરે.<br>
એને ખુશીમાં ખામી ન રહી લેશનીરે,

જ્યારે આંબે દીઠી આંબા ફળની ઓળ,
બીજે કહિં મનડું માન્યું નહિરે.' ક૦ દ૦ ડા૦

ગુલાબે ઘરમાં વાત કરી કે 'કેશવચંદ્ર સોમવારે ગામ જાય છે' ત્યારથી ગજરીનું મન અધીરું થઇ ગયું. કેશવચંદ્ર સાથે કવચિત્ તે બોલતી હતી, પરંતુ પોતાને માટે બોલવું તે કેમ બોલાય? એમ તેને થતું. કેશવચંદ્રના પ્રિય મિત્ર મિ. રસિકલાલની વહુ ચંદ્રાગૌરીને તે બે ત્રણ વાર મળી હતી. પટાંતરે તેણે તેને જણાવ્યું હતું કે, 'તે તમને ચહાય છે.' 'એ મને ચહાય છે ત્યારે હુંજ નિઃસ્નેહને કે એમને મળતાં લજવાઉં છું. એમની શરમ હવે ક્યાં સુધી રાખવાની! આવતે લગનગાળે પરણીને તરત સાસરે જવું પડશે ત્યારે શરમ ક્યાં રહેશે? પણ અરે! પરણવાનું હજી ક્યાં છે? ક્યારે શિયાળો આવશે અને ક્યારે પરણાશે? મારું એવું ભાગ્ય ક્યાંથી હોય કે હું એમનો હાથ ઝાલીને કૃતાર્થ થાઉં. સૌના ઉદ્યોગ ફળો અને ઈશ્વર મને સહાય થાઓ. નાતમાં આવો વર નથી એટલે મને અધીરાઈ થાય એમાં શી નવાઇ? મને એ ચહાય છે ત્યારે હું એમને ચહાતી નથી? શું કરવા માટે હું શરમાઉં છું? બસ એમના જતા પહેલાં એકવાર એકાંત જોઇને એમને મળું તો ખરીજ. અત્યારે મળું? વખત અનુકૂળ છે. જીજી કે દાદી કોઈ અત્યારે ઘરમાં નથી. મેડીએ એ એકલાજ બેઠેલા છે. શા માટે શરમાઉં?' આવો વિચાર કરી ગજરી પગને જોર આપી મેડીએ ચઢી.

રવિવારનો દિવસ અને સવારના આઠ નવ વાગ્યા વચ્ચેનો વખત હતો. જેકોરશેઠાણી સાસુ સાથે દર્શન કરવા બહાર ગયાં હતાં. ગુલાબ રસોઇની ખટપટમાં પડેલી હતી અને રામચંદ્રશેઠ મોટા દિવાનખાનામાં મિલના મહેતાઓ સાથે ચોપડા ઉથલાવતા બેઠા હતા. ચંદુલાલના શયનગૃહની બીજી બાજુએ પણ જરા ઓઠે ને એકાંતે કેશવચંદ્રની મેડી હતી. દેશ જવાનો વિચાર કરતો તે ત્યાં આરામખુરસીમાં બેઠો હતો. કોઇ આવી ચઢે તો 'ચંદુભાઈની મેડીએ અમુક પુસ્તક લેવા આવી છું' એવું કહેવાય તેમ હતું તેથી ગજરી ઉપર ચઢી ચંદુલાલના શયનગૃહમાં ગઇ. ત્યાંથી કેશવચંદ્રની મેડીને ભાવભરી આંખે જોઇ. તે ક્યાં

છે અને શું કરે છે, તે અગાસીની બારીમાંથી જોયું. પોતે કેમ બોલવું અને શું કહેવું તેનો વિચાર કર્યો. કંઇ વાર થઈ ન હતી પણ તેને તો એક પહોર વીતી ગયો હોય એવું લાગ્યું. 'ચાલ, એમાં શું છે? એ શું કરવાના છે, શા માટે જીવ! શરમાય છે?' એમ તેણે પોતાના મનને ઉત્તેજન આપ્યું પરંતુ પગથી આગળ વધાયું નહિ. મેડીના બારણામાં આવતાં દાદર પર દૃષ્ટિ પડી અને 'રખેને કોઇ આવે અને મારી ફજેતી થાય' એવી શંકા આણી મન પાછું પડયું. પ્રેમ તેને બહાર નીકળવા આગળ ધકેલતો હતો અને કુળવાન કન્યાને યોગ્ય લજ્જા તેને અંદર ખેંચી જતી હતી. બે ત્રણ વાર આમ થયું. મેડી બહાર પગ દે અને વળી પાછો ખેંચી લે. કેશવચંદ્રની ઓરડી તરફ જોઇ ઓઠે આંગળી દઈ પ્રફુલ્લ નેત્રથી આમતેમ જુએ અને શરમાઇ શરમાઇને પાછી પડે. પ્રેમના ઉછાળાએ તેને ઉશ્કેરી અને કામદેવે હડસેલો મારી આખરે આગળ ચલાવી. વિજળીની ઝડપે તે ચંદુલાલની મેડીમાંથી નીકળી અગાસીમાં થઈ કેશવચંદ્રની મેડીમાં દાખલ થઇ પરંતુ તેમાં પેસતાંજ હઠીલા ઘોડાની માફક તેના પગ પાછા જડ થઇ ગયા, મન વિચાર વગર ખાલીખમ થઇ ગયું અને ગજરી 'પોતે કયાં છે, કયાં જાય છે અને શું કરવા જાય છે?' તે કંઇ પણ સમજી શકી નહિ. કન્યા પોતાને અને પોતાના આત્માને ખરેખર ભૂલીજ ગઈ. ક્ષણવાર એક કોરે ઉભી રહી, વિચારો જતા રહેલા હોવાથી શૂન્ય—ખાલી પડેલા મને પુતળીની માફક ઉભીજ રહી પણ પાછું ભાન લાવી આગળ ચાલવાનું સાહસ કર્યું. કેશવચંદ્ર મેડીની પેલી બાજુએ એક આરામખુરસીમાં પડેલો હતો. ગજરીની સ્થિતિ તેનાથી જોવાય તેમ ન હતું, અને એમ હતું તેથીજ તે હિમ્મતથી વળી આગળ ચાલી. તેના પગ પાણીપાણી થઇ ગયા, અંગુઠામાંથી ઝણઝણી આવી છેક મસ્તક સુધી પહોંચી. વિજળી લગાડી હોય તેમ કંપાયમાન થઈ ગઇ. શરીર ઉપરનાં રુંવે રુંવાં ઉભાં થઈ ગયાં. પગ એવા કંપાયમાન થયા કે પાસે જતાંજ કેશવચંદ્રની આરામખુરસીની પીઠ પકડી લેવી પડી, અને તેમ કરતાં ધ્રુજતા હાથ પરથી બિલોરી બંગડીઓ એક બીજાને

અથડાવાથી રણકાર થયો. ખુરસી પકડાઈ ન હોત તો પગનો કંપ તેને અશરણ બનાવી દેત. બંગડીના ઝીણા તીવ્ર અને મનોહર રણકારે કેશવચંદ્રના કાનમાં અમૃત રેડયું. તે ચમકીને તેની તરફ જોઇ ઉભો થયો. ગજરીએ નીચું જોયું. તેનાં રોમાંચિત અંગ અને પગનો કંપ જાણે તેણે ઉછીનો લીધો હોય તેમ કસરત કરવાથી પુષ્ટ થયેલા તેના પગ પણ કોઇ ન સમજાય એવા વેગના જોસથી કંપાયમાન થયા. એક ક્ષણવાર બેઉ પ્રીતિને પહેલે પગથિયે ચઢતાં સ્થિર થઇ મૌન ઉભાં રહ્યાં. બેઉ એક બીજાને અને પોતપોતાને ભૂલી ગયાં. કેશવચંદ્રની આંખ ગજરીને નખશિખ જોઈ લઇ તેના વદન ઉપર સ્થિર થઈ. તેના કપાળ ઉપર પરસેવો આવી ગયો હતો. ગાલ અને મુખ જુસ્સાને લીધે લાલ થઇ ગયાં હતાં. કેશવચંદ્રના પગનો કંપ શમ્યો અને શરીર ગરમ થયું. પુરુષની ધૃષ્ટતાથી આખરે તે બોલ્યો કે 'આવ્યાં કેમ અને આવ્યાં તો પછી આમ મૌન થઇને ઉભાં રહ્યાં છો કેમ ?'

ગજરીથી બોલાયું નહિ. તે નીચુંજ જોઇ રહી. રોમાંચનો આવેશ આવી વળી તે કંપી. કેશવચંદ્ર ફરીને બોલ્યો કે 'કેમ, કેમ આમ ? બોલો, શું છે ?'

તે પાસે ગયો અને ખુરસી ઉપર મૂકેલો તેનો હાથ પોતાના હાથમાં લીધો. કેશવચંદ્રે હાથ પકડતાંજ તે પુનઃ નખશિખ ધડકતા તારની માફક નાડીઓની કંપારીથી કંપી. રુંવાં ઉભાં થઈ ગયાં. સ્ત્રીનો કન્યાનો રૂપવંતી ગુણવંતી ભણેલી સંસ્કાર પામેલી અને ધનવંતાની બેટીનો કમળના દંડ જેવો સુંદર પોચો હાથ પોતાના હાથમાં લેતાંજ કેશવચંદ્ર પોતે ક્યાં છે, કોના મકાનમાં, કેવી સ્થિતિમાં અને ક્યાં ઉભો છે? તે બધું ભૂલી ગયો. પોતે શું કરે છે, તે પણ વિસરી ગયો. હાથમાં હાથ લઇ સોનાની લતા હોય તેવી નાજુક કન્યાને તેણે પોતાની તરફ ખેંચી અને તેની કમ્મરે હાથ નાંખી અદ્ધર ઉપાડી લઇ અંગેઅંગ ભીડી લીધી. તે અશરણ હોય પોતાને ઓળખતીજ ન હોય તેમ કેશવચંદ્રને શરીરે લતાની પેરે વિંટલાઇ ગઇ. કેશવચંદ્ર તેને બારણાની સામેથી જરા દૂર ઉપાડી મૂકતાં ચુંબન કરી બોલ્યો કે 'કેમ છે; કેમ

બોલતાં નથી ? નીચે તો બહુએ મીઠાંમીઠાં મજેનાં મારા મનને પરવશ કરનારાં વચન બોલો છો.'

કેશવચંદ્રે ચુંબન કરીને તેને નીચે મૂકી એટલામાં તે બોલી કે, 'કેશવચંદ્ર ખસો ખસો, મને મૂકો અને જવા દો.'

'તમને કોણે રોક્યાં છે ?' તે મોહ ભરેલાં ને આનંદાશ્રુએ ભિંજાયેલાં નેત્રે તેના મુખ લાવણ્યને પીતાં હસીને બોલ્યો.

ગજરી ફરીને મૌન થઈ ગઇ. તેણે પાછું નીચું જોયું અને આગળ કંઇ બોલી નહિ. કેશવચંદ્ર બોલ્યો કે 'જાઓ, કેમ ઉભાં ત્યારે ? શો વિચાર કરો છો ?'

ગજરીની કન્યાની શરમ અને શરીર કંપ ઓછાં થયાં, તેને હિમ્મત આવી. તેણે પોતાને હિમ્મત આપીને કહ્યું કે, 'આજે મળ્યાં તે વિસરશો નહિ, અને વિસરશો તો ઇશ્વરના ગુનેગાર થશો.'

'ઇશ્વરનો ગુનેગાર તો થતાં થવાશે, પણ તમારો ગુનેગાર તો થયો માટે તમારે આ અપરાધી દેહને તમારાં ભુજાંતરની શૃંખલાએ કેદી કરવો ઘટે છે.'

'મારાં ભાભીએ તમને કહ્યું છે, અને ચંદાભાભીએ મને કહ્યું છે, તે યાદ રાખજો એટલે બસ.'

'યાદ ન હોય તો કેશવચંદ્ર આમ કહે ?'

'ત્યારે બસ, મેં નહિ તો તમે ભુજશૃંખલાનો ઉપયોગ કર્યો એટલે બસ. હું જાઉં છું. ભૂલતા નહિ. હું જાઉં છું.'

ગજરી ફરી અને એક ડગ આગળ ભરી બોલી કે, 'ત્યારે જાઉં છું, સંભાળીને જજો, ચંદાભાભીને લખજો.'

આ વખતની તેની આંખ કેશવચંદ્રે આ જગતમાં આવ્યા પછી પહેલીજ વાર જોઈ. હૃદયના ઉમળકાની સાથે 'હું વાત કહું ઉભાં તે રહેજો અલબેલી !' એમ બોલી ફરીને તેણે તેનો હાથ પકડ્યો. ગજરીએ વાંકી અલૌકિક આંખના ઇક્ષણ સાથે તે જોરથી ખેંચી લેવાનો યત્ન કર્યો એટલે તો પ્રત્યાઘાતનો હેલો આવે તેમ પુરુષના હાથે જોર કર્યું અને પુનઃ નાજુક બાળા તેના પડખા સરસી ખેંચાઇ

ગઇ. કેશવચંદ્રે અંબોડેથી મસ્તક ઉચક્યું એટલે 'આ તો ઠીક નહિ જુલમ કહેવાય ? કોઇ આવશે, મૂકો ખસો, મને જવા દો.' એમ તેણે આનાકાની કરી. બોલ્યું તેની પાસે રહ્યું અને કેશવચંદ્રે ફરીને અધરામૃત લીધું.

'તમે કેવા ડંખો છો મધુકર ! મૂકો, જુઓ કોઇ આવ્યું.'

કેશવચંદ્રની ભુજલતામાંથી છૂટી દૂર ઉભી રહી વધારે છૂટથી તે બોલી કે 'આ શું ? હું તો આવા નહતી જાણતી ? હવે મારે વારંવાર શું કહેવું !'

'હવે કહેવા કરવાનું કંઈજ નથી.' તે હસ્યો.

'તમારે નથી પણ મારે કહેવાનું છે તો, દુષ્યંતે અમને પુરુષ ચરિતનો ચટકો મારેલો છે.'

'ઓતત્તારી ! આ તો મોળું દહિ દાંત પાડે એવું દેખું.' વહાલથી કેશવચંદ્ર આગળ વધ્યો.

ગજરી હસી ગઇ અને 'ચાલો ખસો, અત્યારથી આવું ન બોલો, કોઈ સાંભળશે. તમારું એડ્રેસ આપો અને પત્ર લખજો. હવે ક્યારે આવશો અને ક્યારે મળીશું ?'

સરનામાનું કાર્ડ આપતાં કેશવચંદ્ર બોલ્યો કે 'હવે આથી વધારે અને મંગળ પ્રસંગે મળીશું.'

'મશ્કરી નહિ, જરૂર કાગળ લખજો. તમારો પત્ર નહિ આવે તો હું—' ગજરી આગળ બોલતાં લજાઇ પણ જતાં પાછી બોલી કે 'જો જો આ બધું યાદ રાખજો.'

ઉભાં રહો, ઉભાં રહો, કેશવચંદ્ર મેડીના બારણાં સુધી પાછળ ગયો અને 'ના ના પ્રેમીની વાતોનો તો પારજ ના આવે, ક્યાં સુધી ઉભી રહું, તમે યાદ રાખજો અને પત્ર લખજો, વળતે વેળતે દિવસે હું વાટ જોઇશ.'

'મારાં બે વાનાં લઈ જાઓ છો અને એક તો આપતાં જાઓ ?'

ગજરી ગદ્દગદ્દ થતી વળી ઉભી રહી બોલી કે 'વહાલા ! શું ? શું ? હું કંઇ સમજતી નથી, આપ શું કહો છો ? હું ક્યાં બે વાનાં




કેશવચંદ્રે ગજરીને બારણાની સામેથી જરા દૂર ઉપાડી
મૂકતાં ચુંબન કર્યું. ( ચિત્ર ૧ લું. )

લઇ જાઉં છું ? બોલો બોલો, હવે તો બહુ વાર થઇ ગઈ. ખોટી ન કરો.'

'મારું ચિત્ત અને સરનામું લઇ જાઓ છો, તો તમારું સરનામું તો આપો. હું તમને ક્યાં કાગળ લખું.' કેશવચંદ્ર તેનો હાથ પકડી બોલ્યો.

'તે હું આપીશ અરે ! મારા કાગળમાં લખીશ. વહાલા ! તમે તો અમસ્તી મને ખોટી કરો છો, બહુ ખોટું કરો છો. લો, ચાલો રજા આપો.'

'સાંજે મળશો ?'

'ચંદાભાભીજીને ત્યાં હું જરૂર આવીશ. ચાલો હવે જવા દો.'

ગજરી હસીને સટ દઇ બહાર નીકળી નીચે ઉતરી પડી અને કેશવચંદ્ર અગાસીમાંથી ઉત્સાહ પ્રેમ અને આનંદ ભર્યો ચંદુલાલના મેડીમાં જઇ હારમોનિયમ ઉપર બેઠો અને તાનની લેહમાં ગાવા લાગ્યો કેઃ—

ખસો અળગા અડશોની અલબેલા !
    છોરા ! નંદના ન થઇએ છટકેલા,
ખસો અળગા અડશોની અલબેલા !
અમો ગોરટડીરે ગુણી વણજારી,
તમે કાળા કુબડા ને ગૌચારી,
યદુનંદન ! આપણી ન્હોય યારી—
    ખસો અળગા અડશોની અલબેલા !
છોરા ! નંદના ન થઇએ છટકેલા,
    ખસો અળગા અડશોની અલબેલા !

આટલા ટુંકા મેળાપથી ગજરી પ્રસન્ન થઈ. તેને ખાતરી થઈ અને તે પોતાને કૃતાર્થ માનવા લાગી. તેના હૃદયમાં આનંદનો ઝરો વહેવા લાગ્યો. કેશવચંદ્ર પણ પરીક્ષાથી પરવારેલો હોવાથી અનુકૂળ અને આવા મોટા ઘર સાથે થનારા સંબંધથી આનંદ પામ્યો. જે દિવસે રાતના કેશવચંદ્રને જવાનું હતું તે દિવસે સવારના ચંદુલાલ

કાઠિયાવાડથી મુંબાઇ પાછા આવ્યાથી બે ચાર દિવસ રહી સૌએ સાથે જવાનો ઠરાવ કર્યો.



## પ્રકરણ ૧૧ મું.

### મિત્રોને મીજબાની.

ચંદુલાલ આવ્યો અને નોકરીની બાબત નક્કી થયેલી હોવાથી વાત બહાર પડી. લોકોએ અને મિત્રોએ ચંદુલાલને ધન્યવાદ આપ્યો. ઘરમાં ગુલાબવહુના ભાગ્યનાં મંજ્ઞાબાએ વખાણ કર્યાં. રામચંદ્રશેઠે હવે ઉજાણી માટે ચંદુલાલને કહ્યું. મિત્રોએ મોઢે ચઢીને માગેલી એટલે એક બે દિવસમાં તૈયારી કરી શનિવારે વાડીએ જવાનું ઠરાવ્યું, મોટા શેઠે હરિકથા ઠરાવી આ ઉજાણીમાં ભાગ લીધેલો હોવાથી ઘણા જણને આમંત્રવામાં આવ્યા. ચંદુલાલને દોસ્તદારોની ખોટ ન હતી, અને ઘણે ભાગે તેનું મિત્રમંડળ વિશેષે કરીને ગૃહસ્થ સારાં સારાં કુટુંબોના જુવાનોનું બનેલું હતું. સર્વેને આમંત્રણ કરી રામચંદ્રશેઠે સઘળાને અનુકૂળ પડે એવી ગોઠવણ કરાવરાવી.

'વાચક ! આ બધું ગૃહસ્થ મંડળ હતું. તેમાં નાચરંગ થવાના ન હતા. ગમત માટે વૃદ્ધો પ્રસન્ન થાય તેવો હરિકથાનો બંદોબસ્ત કર્યો હતો, કારણ કે, સુધરેલા અને જુના વિચારના એમ ઉભયને તે અનુકૂળ પડે એવું હતું. શનિવારે સાંજના શેઠ અને ચંદુલાલ વગેરે વાડીએ ગયા. પરોણાઓ આમંત્રણપત્રિકામાં જણાવેલા વખતે આવ્યા. જમનાર માણસ થોડું હતું પણ હરિકથામાં ભાગ લેનાર ઘણા હતા. સાત સાડાસાત વાગે જમણ થયું પછી નવ વાગે હરિકથાનો પ્રારંભ થતાં સૌ ભરાયું. સ્ત્રીમંડળ પણ મોટું હતું. હરિકથા કરનાર વિદ્વાન પંડિતે મહાભારતનો પ્રસંગ ઉપાડી નાના પ્રકારનાં રસવાળાં ચરિતો ગાનમાં અને ગદ્યમાં સંભળાવી શ્રોતાઓને આર્ય ચારિત્રનું આસ્વાદન કરાવવા માંડયું. બાર એકને અમલે કથા પુરી થઇ અને મોટા મોટા માણસો જેઓ પોતાની ગાડીઓ લઇ આવ્યા હતા તે વેરાઇ ગયા.

રામચંદ્રશેઠ અને એમના ઘરનું ઘરકું મંડળ પણ રાતેજ ઘેર ગયું. માત્ર ચંદુલાલ અને તેનું મિત્રમંડળ વાડીએ રહ્યું.

એક નાના હૉલમાં તેઓએ પછી ગમત ચલાવરાવી. હવે જે ગમત ચાલી તે નવાં ગાયનની હતી. મિ૦ પ્રેમવલ્લભ નાટકી બે ચાર સારૂં ગાનારા છોકરાઓને લઇ આવેલા હતા, તેમની પાસે હવે નાટકનાં ગાયનો જુવાનોએ શરૂ કરાવરાવ્યાં. ગાયનની વાહ વાહ બોલાઇ. ગાનતાન ઉપર તેમણે પછી વિચાર આપવા માંડયા. 'અનેક જાતની પ્રવૃત્તિમાંથી પસાર થતા માણસને દિવસમાં એકાદવાર આનંદના સાધનરૂપ ગાયનનો રસ લેવો જરૂરનો છે. કામકાજથી કંટાળેલું મન ગાયનથી પ્રસન્ન થઇ પાછું તાજું થાય છે, માટે ગાયન સાંભળવાની આવશ્યકતા છે. ઇંગ્રેજ લોકો દિવસના કામથી પરવારી એનો રસ લે છે. ગાયનમાં હિંદુઓ સર્વોપરી ગણાય છે, પરંતુ આપણામાં પાછળથી કેટલાક એવા રિવાજ પેસી ગયા કે ગાનતાન કરવાં પાલવતાં નથી. રાગડો ખેંચ્યો તેનો તો કશો ભારબોજજ રહેવાનો નહિ. ચોરી કરનાર કરતાં પણ ગાનાર હલકો. 'નાટકી છે, મસ્ત છે, ઘેલો છે લુચ્ચો છે અને એને પડખે જોજો ઉભા રહેતા?' એવીજ એની લોકમાં વાતો થવાની. પુરૂષોથી ગવાય નહિ તો પછી સ્ત્રીઓના તો ભાર શા કે ગૃહસ્થના ઘરમાં ગાય? એ તો મોટો ગુનો ગણાય. ઘરનાં નહિ પણ અડોસીપડોસી શિક્ષા કરવાને ઉભાં થાય. લગ્નવિવાહમાં જુવાન ઉચ્છૃંખલ છોકરીઓ ફટાણાં અને નઠારાં ગીતો ગાય તે માબાપ હસતાં હસતાં સાંભળે પણ ઘરમાં જો વહુ રાગ કાઢીને ગરબી ગાય તો તેના ભોગજ મળે. આથી આપણો સંસાર લુખો ને ઉદાસી લાગે છે.' આમ કેટલાક વાતો કરવા લાગ્યા, એટલે બીજાઓને પણ ગાયન ગમ્યું નહિ. કાન પેલી ટીકાભરી વાત તરફ ખેંચાયા. ચર્ચા કરવા જેવો વિષય હોવાથી ઘણા તે તરફ વળ્યા એટલે નાટકી ચતુર છોકરાઓએ તરતજ ગાયન બંધ કર્યું.

ગાયન ઉપરથી સ્ત્રીકેળવણીનો વિષય ચર્ચાવો શરૂ થયો. એકે કહ્યું કે, 'સ્ત્રીઓનું ઘર છે અને ઘર તે આનંદનું સ્થાન છે. ઘરમાં

થાકયાપાકયા પુરૂષને બધી રમણીયતા અને સર્વેન્દ્રિયોને આનંદ આપ-
નારી વસ્તુઓ વિચાર અને દેખાવ પ્રાપ્ત થવાં જોઇએ. ઘરનો આ
ઉદ્દેશ આપણે હિંદુઓ વિસરી ગયા છીએ અને તેને કલેશકંકાસ તથા
મહા પીડાનું નરકસ્થાન બનાવી રહ્યા છીએ. આનંદી સુખી મોહક
અને પરમ વિરામનું સ્થાન જે ઘર તે આપણે સ્ત્રીઓને અજ્ઞાન રાખી
ભડભડાટ બળતા દવવાળું મોટું ભયંકર વન બનાવી બેઠા છીએ.
પંખીઓ પણ જે ઘર તરફ આનંદથી ઉડયાં જાય છે તે ઘરથી કંટાળી
તથા ત્રાસ પામી કેટલાએ આશાભર્યા જુવાન માણસો બાવા અને
સંન્યાસી થઈ જાય છે. ઘર મનુષ્ય કેળવણીની પ્રાથમિક શાળા જેવું
છે. તેના મહેતાજીઓ સ્ત્રીઓ છે કારણ કે, છોકરાં જે કંઇ શીખે છે
તેનો આરંભ માતાના ખોળામાંથી થાય છે. આ મહાન્ પાઠશાળાને
વાઘવરુની બોડ જેવી રાખી તથા તેમાંના ગુરુઓ—સ્ત્રીઓને અજ્ઞાન
રાખી આપણે જો જગતની સુધરેલી પ્રજાઓની પંક્તિએ ચઢવા
માગતા હોઇએ તો તે આશા ખરેખર આકાશકુસુમવત્ ખોટીજ આશા
છે, માટે આપણે પ્રથમ સ્ત્રીઓને કેળવી તથા સુધારીને ઘરને આપણા
આનંદનું સ્થાન અને ભવિષ્યની પ્રજાની અલૌકિક પાઠશાળા બનાવ-
વાની જરૂર છે.'

આ લાગણી ભર્યા વિચારોને અનુમોદન આપતાં બીજા એક
ગૃહસ્થે બહુ જોરદાર ભાષામાં ગળાની નસો ફૂલી જાય એવા ધીરા
પણ ભારે અવાજે જણાવ્યું કે ' પુરુષ તો માત્ર વાતોજ કરી જાણે
છે. ખરો સુધારો તો સ્ત્રીઓ સુધરશે ત્યારે તેઓજ કરશે. વારંવાર
કહેવાતું રહે છે તેમ હું પણ કહું છું કે, જો આપણે સુધારો કરવો
હોય અને દેશને—અરે ! હિંદુ સંસારને ઉદ્ધારવોજ હોય તો સ્ત્રીઓને
ભણાવવી. છોકરીઓને હાલ લખતી વાંચતી કરવામાં આવે છે તેને
કેળવણી કહેવી જોઇએ નહિ. વિચારો કેળવાય અને ઉંચા પ્રકારનું જ્ઞાન
અપાય તોજ કેળવણીનું સાર્થક થાય. સ્ત્રીઓ ભણેલી હશે તો ઘરમાંથી
કેળવણી શરૂ થશે અને ભવિષ્યમાં સારા સંસ્કારવાળાં છોકરાં બહાર
પડશે. તેમની ઉપર આપણે ઉંચા વિચારોનો જેટલો ઓપ ચઢાવવા

માગીશું તેટલો ચઢશે. દાખલા તરીકે એક ભણેલી સ્ત્રીવાળું કુટુંબ લો અને તેનું બારીક નજરે અવલોકન કરો, એટલે તરત સમજવામાં આવશે કે સ્ત્રીઓ જુદી જુદી બાબતોમાં કેવો ત્વરિત સુધારો વધારો કરી શકે છે. ભણેલી સ્ત્રીઓ પોતાનાં છોકરાંનેજ સુધારતી નથી પરંતુ પોતાના વરને અને ઘરડાંને પણ સુધરવાની ફરજ પાડે છે. તેઓ એવી રીતે કામ કરે છે કે, એક બીજાની નિંદા થતી નથી અને સામી દેખાદેખી થઈ સુધારો વધે છે. એક કુટુંબમાં છોકરા બધા ભણેલા હોય પણ વહુઓ અભણ અને અજ્ઞાન આવે તો ભણેલા વર પણ પાછા અભણ થાય, ને ભણેલી કન્યાઓ અજ્ઞાન વરવાળા ઘરમાં જાય તો તે ઘર વિદ્યાવાળું થાય. સ્ત્રીઓ વિદ્યાનાં બીજ એવી રીતે વેરે છે કે, તે સઘળાં ફળદાયક થઈ સુધારો ઉત્પન્ન કરે છે. ભણેલો માણસ અભણ સ્ત્રી સાથે જોડાવાથી આખરે અભણ જેવો બની જાય છે, અથવા પોતાના વિચારને વળગી રહી સ્ત્રીનો દોષ કાઢી કંઇ પણ કરવાને પોતાને અશક્ત જણાવે છે. આપણા લોકમાં સ્ત્રીઓથી ગવાતું નથી એ વાત ખરી, પરંતુ તેમને ગાતાં શીખવો અને પછી જુઓ કે તેઓ કેવું મજેનું ગાય છે. વિદ્યા અને શોખ સંસર્ગથી વધે છે. સોબતની અસર બહુ મોટી ને અવિચળ છે. સારા માણસની સંગતમાં નઠારો માણસ પણ સારો થાય છે. અનુકરણ કરવું એ માણસનો સ્વભાવ છે. સારા દેખાવું, લોકથી વખણાવું અને બીજાના કરતાં 'મારામાં કંઇક વધારે છે' એવું જોઇ હમેશ ઉત્તેજન લેતા રહેવું ને આગળ વધવું, એ મનુષ્યને બહુ પ્રિય લાગતી ને મનને હુલાવનારી બાબત છે. ભણેલો માણસ અભણમાં પડી પોતાની વિદ્યા ગુમાવે છે. આ તો જો કે એક આડી વાત છે, પણ આપણે નથી જોયું કે, કેટલાક યુનિવરસિટીની કેળવણી લીધેલી હોવા છતાં પણ અભણ સાથે રહી અભણ થયા હોય ? ભણેલાને ભણેલો મળે ત્યારે જ્ઞાન વધે, તેમ તમે જો ગાયનના જાણ હો તો તમારું અર્ધાંગ પણ તે જાણતું થાય. તમારા ઘર પાસેની સ્ત્રીઓ પણ તમારા ઘરનું અનુકરણ કરે.'

'સુધારો કરવા ઇચ્છનારે પોતાના ઘરની સ્ત્રીઓને ભણાવવા

માટે પ્રથમ ધ્યાન આપવું જોઇએ. એમ કર્યા વગર કદી પણ સંસાર સુધરવાનો નથી, તેમ કજોડાં અને કંકાસ ઓછા થવાના પણ નથી. સ્ત્રી કેળવણીને બને તેટલી આગળ વધારવા યત્ન કરવો. એમાંથી સઘળાં સુખ ઉત્પન્ન થશે. આજથી કેટલાંક વર્ષ ઉપર જ્યારે કન્યાશાળાઓ નીકળી ત્યારે જે અભણ લોકો છોકરીઓને નિશાળે મોકલવા સામે વાંધો લેતા હતા તે લોકોજ હાલ પોતાનાં છોકરાંનાં છોકરાંને ખંતથી નિશાળે મૂકે છે. સ્ત્રીઓમાં કેટલાક સુધારા થયા છે તે તમારી આંખોને જુની કરી નાંખી જુઓ. હું તો જ્યારે મારા નાનપણના દિવસો યાદ કરી તે વખતના સ્ત્રીસંસાર સાથે આજનો સ્ત્રીસંસાર સરખાવું છું ત્યારે મને તો બહુજ સુધારો થયેલો જણાય છે. બસ, સ્ત્રીઓને ભણાવવી એજ સંસાર સુધારાનું સુકાન છે.'

મોડા સુધી આ પ્રમાણે સુધારાની વાતો અરે વાદવિવાદ કરીને સુતેલા જુવાનો એ વિચારમાં નિદ્રાદેવીને શરણ થયા. તેમણે પોતાની નિદ્રાનો અરધો ભાગ પણ લીધો ન હતો એટલામાં સોનેરી કિરણોથી સૂર્યનારાયણે જગતને અજવાળ્યું. ચંદુલાલ મુંબાઇ જઇ આવ્યો તે પછી તેના મિત્રો જેઓને ઘેર જઈ આવ્યા વગર છુટકો ન હતો તેઓ બાર વાગે પાછા ફરવાનાં વચન આપી આપીને ગયા. ચંદુલાલની વહુ રસોઈ કરાવવાની ગોઠવણમાં પડી. મિત્રોની સ્ત્રીઓ તેને એ કામકાજ બતાવવાને કહેતી હતી. આમ સવારનો વખત પસાર થઇ ગયો.

બે વાગે મિત્રો અને ઓળખીતા વગેરે પાછા આવ્યા. ચંદુલાલ માટે ગુલાબને પૂછવામાં આવ્યું ત્યારે તે તેને જગાડવા ઉપર ગઈ. તેણે બારણું ઉઘાડી ચંદુલાલને જગાડયો, તેની સાથેજ એક ખુણામાં સૂઇ રહેલી તારા ચંદુલાલને જગાડવાના સાદથી જાગી ઉઠી. ચંદુલાલ ઉઠીને બહાર ગયો પરંતુ ગુલાબના મનમાં આથી કંઈક ડપકો પડયો. બેઉ નિર્દોષ હતાં. તારા એકાંત જોઈ આગળથીજ તે ખંડમાં સુતેલી હતી અને ચંદુ 'તે છે,' એમ જાણ્યા વગરજ મિત્રોના ગયા પછી ત્યાં જઇ સુતો હતો. ગુલાબના મનમાં વહેમ પડયો અને વહેમ છે તે ખરેખર એક ભૂતના પડછાયા જેવો છે. ભૂતનો પડછાયો વહેમખાનારની

આંખ આગળ ક્ષણેક્ષણુ મોટો ને મોટો થતો જાય છે. વહેમ ઉત્પન્ન થયા પછી તે પણુ વધતો જાય છે. તેને અને તારાને વાત થઈ પણુ ગુલાબનું મન અસ્થિર હોય એવું તારાના સમજવામાં આવ્યું. બેઉ જણુ પછી બહાર ગયાં અને બીજાં બૈરાં સાથે વાતે વળ્યાં. ગુલાબના મનનો વહેમ ઓળાની માફક વધતો ગયો. તેના મનમાં આવ્યું કે 'જે માણુસ ગાંડું હોય તે સામાને ગાંડું દેખે.' પોતે રસિયા ને ફક્કડ છે તેથીજ એમને તે દિવસે મારા ઉપર વહેમ આવ્યો હતો. તારા ઉપરનો તેમનો પક્ષપાત શું હું નથી સમજતી? મનમાં પાપ હોય તે કોઇ દિવસ પણુ જણાય. આજ એમનાં બેઉનાં કર્તુક મારા જાણુવામાં આવ્યાં. 'ઠીક છે.' હું નિરીક્ષા કરતી રહીશ.'

'ગુલાબભાભી! તમારાં સખી ઝવેરણુભાભી આવ્યાં.' ગજરાએ વહાલ ભર્યો સાદ કર્યો, અને ગુલાબ વિચાર નિદ્રામાંથી જાગી હોય તેમ એકદમ આવકાર આપવા નીચે ગઈ. તેને આદર આપી ઉપર તેડી ગઇ. થોડીવાર એક બીજા સાથે વાત થયા પછી ચંદુલાલ પણુ તેને મળ્યો અને તેઓ વચ્ચે વળી થોડીક પ્રસંગને લગતી વાતચીત થઇ. ચંદુલાલે જણાવ્યું કે 'તમે તે દિવસે મને મળવા ખોટી થયાં, પરંતુ કામ પ્રસંગે હું બહાર ગયેલો એટલે મળાયું નહિ, માફ કરજો. વીરચંદશેઠ કાલે હરિકથામાં આવ્યા તે માટે ઉપકાર માનું છું.'

'તમે મોટા માણુસ છો.' એમ કહી તે હસી. મારા ઘરમાંથી કહે છે કે, એમને એકવાર આપણે ત્યાં બોલાવો, પરંતુ તમને ક્યારે વખત મળે છે?'

'વીરચંદશેઠનો પરિચય પાડવા હું કેવો આતુર છું, તે તમે આમને પૂછો.' ચંદુલાલે સારૂં લગાડયું.

ગુલાબ—મોંઘીબહેન! મેં તમને કહ્યું હતુંને કે એ મારા બનેવીના પરિચય માટે બહુ આતુર છે.

'વારૂ, હવે ક્યારે મળવાના?'

'આવતી કાલે સાંજના જરૂર તમારે ત્યાં આવીશ.'

સાંજ પડી અને મિત્રો ઓળખીતાં સગાં વગેરે જમણુમાં ભાગ

લેનારું મંડળ એકઠું થયું. ચંદુલાલ અને ગુલાબવહુ બેઉ મળવાના સરભરા કરવાના અને પોતાને માટે સારા શબ્દો ઉચ્ચારનારાંનો ઉપકાર માનવાના કામમાં પછી ગુંથાઈ ગયાં. વખત પાણીના રેલાની માફક ચાલ્યો ગયો. ચંદુલાલ આ પ્રમાણે મિત્રોને ઉજાણી આપી પોતાના ઉજમની તૃપ્તિથી પ્રસન્ન થયો.

## પ્રકરણ ૧૨ મું.

### ગોળગોળ જવાબ.

કેશવચંદ્રના પિતા ઉપર લખેલા પત્રનો જવાબ આવ્યો અને તેમાં લખેલી બાબત મંછામા આગળ વાંચી સંભળાવવામાં આવી. રાત્રે સૌ સૂઈ રહ્યા પછી જ્યારે રામચંદ્ર પોતાની વૃદ્ધ માતા પાસે બેઠા હતા ત્યારે જેકોરશેઠાણી ધીરે રહીને અંદર આવ્યાં અને બોલ્યાં કે 'જીજી! પેલા જશે અને પેલી વાત પાછી એમની એમજ રહી જશે. કંઈ કર્યું કે નહિ?'

રામચંદ્રશેઠ બોલ્યા કે 'ઠીક થયું તે યાદ કર્યું. આજેજ એના બાપનો કાગળ આવ્યો છે. ઑફિસવાળા મારા કોટના ખીસામાં છે. જાઓ લઇ આવો. જીજીને વાંચી સંભળાવું.'

શેઠાણી દિવાનખાનામાં જઇ પત્ર લઇ આવ્યાં એટલે શેઠે તે નીચે પ્રમાણે વાંચી સંભળાવ્યો:—

સ્વસ્તિ શ્રી મુંબાઇબંદરે મહાશુભસ્થાને રાજેશ્રી રામચંદ્ર સદાશિવ અને બાળગોપાળ સમસ્ત. પ્રતિ ગૌપુરથી લિ. રામશંકર જગન્નાથના નમસ્કાર વાંચજો. અપરંચ, તમારો કાગળ નંગ એક આવ્યો તે મળ્યો વાંચી વિગત જાણી. જવાબમાં લખવાનું કે કેશવચંદ્ર મોટો થયો છે અને બે અક્ષર દેખતા છોકરાનો વિચાર લીધા વગર અમારાથી કંઇ કરાય નહિ. આજનાં છોકરાં આપણું કર્યું માન્ય રાખે કે કેમ? તે કહેવાય નહિ. જો કે, કેશવચંદ્ર મેં કર્યું હોય તે ના પાડે એવો નથીજ, પણ સહેજ લખ્યું છે. જાની ખાનદાનમાંથી અમને પુછાવ્યું છે તેનો

પણ અમે હજી ઉત્તર દીધો નથી. એ તમારી તરફથી આવશે એટલે તમારી અને જાનીવાળી વાત કરી તમને જણાવીશું. પાસે હોય ત્યાં સુધી આઘે જવું ઠીક નહિ એવો અમારો વિચાર છે. જાનીની વહુ એકવાર અમારા ઘરમાં કહી ગયાં હતાં કે, કેશવચંદ્રને ભણાવવા અમે જોઇએ તેટલું ખરચ કરીશું. ઘરમાંથી એને કંઈ જવાબ આપ્યો ન હતો. આવી હકીકત છે, હવે જે થાય તે ખરું. હું ઘરડો થયો અને એ ઉમ્મર લાયક છે, એટલે આ વર્ષે કરી નાંખવું એવો તો મારો નક્કી વિચાર છે, પછી તો ઇશ્વરેચ્છા.

બીજું તમારી તરફના સમાચાર લખજો, કામકાજ ફરમાવજો અને કેશવને કહેજો કે પરીક્ષા પછી આણી તરફ આવે એજ મિતિ.

કાગળ વંચાઇ રહ્યો પણ કોઇ કંઇ બોલ્યું નહિ એટલે જેકોર શેઠાણી, કે જે કાગળની વાતથી અધીર અને નિરાશ થઇ ગયાં હતાં તે બોલ્યાં કે, ' જીજી ! જોયું. લોક સારો વર મેળવવાને કેવું કરે છે? મને તો કંઇ આશા લાગતી નથી. જો મારું માનો તો શરમ મૂકી કેશવચંદ્રને મોઢામોઢ વાત કરો, એનાથી ના પડાશે નહિ. દેશ તરફ જશે તો પછી થઇ રહ્યું. '

જેકોરને નિરાશ અને ગળગળી થઇ ગયેલી જોઇ મંછામા બોલ્યાં કે ' વહુ ! એમ શું કરે છે ? એ તો ગુજરાત તરફના માણસ છે તે ફરેબ દે. તું જાણે કે એકદમ હા પાડી દે ? ના. જુના લોક તેવા નથી. આપણે વિચાર કરીશું હિમ્મત શું હારી જાય છે. વારુ, જાની-વાળા કેવા છે રામચંદ્ર ? '

રામચંદ્ર-જાનીવાળા હાલ સુખી છે. જુના વખતના ગૃહસ્થ છે અને ત્યાં તથા અહિં તેમની શરાફી પેઢીઓ ચાલે છે. એ ત્રણ લાખની આસામી ગણાય છે.

જેકોર-જીજી ! ગૃહસ્થને શું ? વીસ પચીસ હજાર રૂપિયા છોક-રીને નામે ચઢાવી આપવાનું કહે, તો ભલભલો માણસ પણ લલચાય. મારી ગજરીને માટે કોણ એમ કરનાર છે ?

રામચંદ્ર-ગજરીને પચીસ હજાર રૂપિયાની પહેરામણી આપી

પરણાવવી ? જો તને એમજ કરવું ગમતું હોય તો તેમ કર.

જેકોર–ગમે તેમ કરીશ પણ આ વર તો હું જવા દઈશ નહિ. અંતરનાં ઓળખીતાં પાળખીતાંમાં વાત કરી જે 'મારી ગજરીને આની સાથે પરણાવીશ.' તે વર હવે હું જવા દઉં ? જીજી ! તમારે પાલવે તે ગોઠવણ કરો, પણ આમાં વિલંબ ન કરો. મારા ચંદુને કંઇ જોઇતું નથી, બધી સમૃદ્ધિ ઉડાવી દઉં પણ એને મારા મનથી જમાઇ માન્યો તે હવે ફરવા દઉં નહિ. જેકોરનું મન તપી ગયું.

મંછામાએ કહ્યું કે 'ઠીક છે વિચાર કરીશું. આવતી કાલે ચંદુને અને એને જવાનું છે તે માંડી વાળો અને કંઇક વિચાર ઉપર આવ્યા પછી જવાનું ઠરાવો. જેકોરવહુ ઠીક કહે છે. કેશવચંદ્ર અહિં છે ત્યાં સુધી બાજી હાથમાં છે અને ત્યાં ગયો તો પછી કંઈ નહિ થાય.'

## પ્રકરણ ૧૩ મું.

### ચંદાનો સંસાર.

'કેશવચંદ્રના બે પત્રો આવ્યા છે તે રામાએ તમને આપ્યા કે નહિ ?' ચંદાગૌરીએ દિવાનખાનામાં દાખલ થતાં રસિકલાલને પૂછ્યું.

'હા, ગઇ કાલે આવેલા તેના પત્રો સાથે તે પણ મૂકયા છે. હું ભૂલી જાઉં તો તમે આજે એ જવાનો છે માટે જરૂર યાદ કરીને આપજો.'

'કાલે એ આવ્યા ન હતા કેમ વારૂ ! આજથીજ સાસરિયામાં લીન થઇ આપણને ભૂલી ગયા કે શું ?'

'ના ના, કંઇ કામ હશે તેથી નહિ આવ્યો હોય ?'

ચંદાગૌરી અને રસિકલાલ આમ વાત કરતાં હતાં એટલામાં કેશવચંદ્ર ત્યાં આવી ચઢ્યો. તેને જોઇ ચંદાગૌરી પાલવે મોં ઢાંકી રસિકલાલ સામું જોઇ હસી અને બોલી કે 'આવો કેસુભાઇ !' ખુરસી ઉપર બેસતાં કેશવચંદ્ર બોલ્યો કે, 'કેમ વાત બંધ કરી ? મારાથી ખાનગી હોય તો બોલજો ?'

'કંઇ નહિ.' રસિકલાલે ગંભીર ચહેરે જવાબ આપ્યો પણ ચંદાગૌરી ફરીને હસી.

'ના કંઇક છે.'

રસિકલાલ–આ કહે છે કે, 'સસરાને ઘેર ધામા નાંખી આપણુને ભૂલી ગયા કે શું ?'

'એમને મારી મશ્કરી કરવાની છૂટ છે.'

'વારૂ, આજે જવાના છો ?' ચંદાએ વાત ઉડાવી પૂછ્યું.

'હા વિચાર તો છે.'

'લે કેસુ ! આ તારા કાગળો આવ્યા છે.' રસિકલાલે ચાર કાગળ કેશવચંદ્રના હાથમાં મૂકયા. કાગળો હાથમાં લઇ જે ભારે હતો તે કેશવચંદ્રે પહેલો ફોડયો, પણ તેમ કરતાં ભારે વસ્તુ તેમાંથી સરી જઇ નીચે પડી ગઇ. ચંદાગૌરીએ તે ઉપાડી લઇ જોઇને કહ્યું કે 'વાહરે કેસુભાઇ !' રસિકલાલને 'જુઓ, આ કોઇની છબિ છે !'

રસિકલાલ–છબિ છે ?

કેશવચંદ્ર–હું જાણતો નથી. કાગળ વાંચી લઈ ચંદાગારી સામું જોઇ 'ભાભી ! આ પત્ર લો અને છબિ લાવો.'

ચંદાગૌરીએ પત્ર લઈ છબિ આપતાં કહ્યું કે 'જુઓ આવતી રાણીનાં રૂપ.' કેશવચંદ્ર લે તે પહેલાં રસિકલાલે લીધી અને બેઉ સાથે જોવા લાગ્યા.

ચંદાગારી કાગળ વાંચી રહી પણ તેઓ છબિ જોઇ રહ્યા નહિ. ચંદાગૌરી તેમની પછવાડે ઉભી રહી જોવા લાગી. કેટલીક વાર થઈ પણ કોઇ કંઇ બોલ્યું નહિ ત્યારે ચંદાએજ રસિકલાલને ખભે હાથ મૂકીને કહ્યું કે 'કેસુભાઇ તો છબિમાં લીન થઇ જાય પણ તમે તેમાં શું જોઇ રહ્યા છો ?'

'એ તો તમારામાં લીન થયેલા છે. કહીને કહેવરાવવા માટે બોલતાં હશો નહિ વારૂ ?' કેશવચંદ્રે મશ્કરી કરી.

રસિકલાલે છબિને ટેબલ ઉપર ઢળતી મૂકતાં કહ્યું કે 'આ કન્યાએ મને તો કેસુને યોગ્ય લાગે છે. કેમ તને પસંદ પડે છે ?

અમારા કરતાં તમે એની ખુબી વિશેષ જાણો.'

'બૈરીઓ બૈરીઓની ફૂટડાઇ ન સમજે! એ તો પુરુષોજ જાણે કે જેમની આંખો હમેશ રૂપ શોધ્યા કરતી હોય.'

'સાંભળ્યું રસિકભાઇ?' કેશવચંદ્રે ટકોર કરી.

'મારી આંખે તો માત્ર તમારામાંજ રૂપ દીઠું છે બીજે ઠેકાણે હું તે નથી દેખતો. છતાં તમે આવું ગાંડું બોલો તે ઠીક છે?'

'એટલામાં માઠું લાગી ગયું.' ચંદાગૌરીએ સારૂં લગાડયું.

રસિકલાલ—આ કોની છબિ છે અને તેની સાથે પત્રમાં શું લખ્યું છે?

ચંદાગૌરી—અમદાવાદના કેસુભાઇની નાતના એક ગૃહસ્થની છોકરીની છબિ છે અને છોકરીની માએ લખાવેલો પત્ર તેની સાથે છે. છોકરીની મા બડી હોંશિયાર જણાય છે. કેસુભાઇને લલચાવવા તેણે કેવું કેવું લખાવ્યું છે અને કેવો કેવો લોભ બતાવ્યો છે.

રસિકલાલ—મોટી પહેરામણી આપવાનું લખ્યું હશે?

ચંદાગૌરી—પહેરામણી તો શું પણ કેસુભાઇને બારિસ્ટરનો અભ્યાસ કરવા જોઇએ તેટલા રૂપિયા આપવાનું પણ જણાવ્યું છે. અમદાવાદમાં ઘર લઇ આપવાનું વચન આપ્યું છે અને પોતાની છોકરીનાં કેવાં સારાં વખાણ કર્યાં છે.

કેશવચંદ્ર—એમાં કંઇ નહિ હોય તેથી તો વખાણ કરવાં પડયાં નહિ હોય?

ચંદાગૌરી—ઉમ્મર નાની છે એટલે એવો અભિપ્રાય અપાય નહિ. હજી તો લખે છે કે હમણાંજ દસમું વર્ષ બેઠું. એટલામાં શી હોંશિયારી હોય?

રસિકલાલ—દસ વર્ષની છોકરી સાથે પરણીને કેસુ હવે કયાં સુધી સંસાર લંબાવશે?

ચંદાગૌરી—એમને ઉતાવળ નથી અને તમને શું છે?

કેશવચંદ્ર—મને ઉતાવળ નથી એમ તમને કોણે કહ્યું?

ચંદાગૌરી જોરથી હસી પડી અને બોલી કે 'જોયું પરણવા

માટે કેસુભાઇ કેવા ઉતાવળા થઇ રહ્યા છે. આ મુંબાઇવાળી કન્યા એમના મનમાં વસી છે તો. ખાસ્સી પંદર સોળ વરસની મંગળફેરા ફરીને બીજેજ દહાડે ઘર ઉપાડી લે એવી કન્યા મૂકીને કેસુભાઇ દસ વર્ષનું બાળક લઇ આવે એવા ખરા તો ?'

કેશવચંદ્ર—હશે, હમણાં એ વાત અને વિનોદનો વખત નથી ચંદાભાભી ! મારે ઘણાં કામ કરવાનાં છે, માટે જવા દો.

ચંદાગૌરી—આજે અહિં જમીને જજો. સસરાને ઘેર આજ નહિ જમો તો શું ?

કેશવચંદ્ર—ગમે તેમ બોલોને. હમણાં હું સાંભળીશ.

રસિકલાલ—હવે રહેવા દો. કેસુ ! જા ત્હારે જે કામ હોય તે કરી આવ પણ મને મળ્યા વગર જતો નહિ.

કેશવચંદ્ર—એમ બને ? ઘણું કરીને તો બજારમાંથી પાછો ફરતાંજ અહિં આવું છું.

રસિકલાલ—ભલે જા.

કેશવચંદ્ર ત્યાંથી ઉઠીને બજાર તરફ ગયો. ચંદાગૌરી તેના ગયા પછી બોલી કે, 'આવો રૂડો વર મેળવવા કોણ પડાપડી ન કરે ? અહિંવાળાં મને કેટલુંએ કહે છે અને વારંવાર આજીજી કર્યા કરે છે. એમને મોંઢે હા ભણાવરાવો તો સારું. કન્યા પોતે, નહિ તમે બેઠા હતા ને તે દહાડે આવી હતી, તેણે પણ એકવાર લાજ મૂકીને મને કહ્યું હતું કે 'ચંદાભાભી ! આટલું કામ તમે નહિ કરાવો.' ખરેખર કેસુભાઇનાં ભાગ્ય ઉઘડવાનાં. કન્યા બહુ રૂપાળી છે. ગુજરાતી અને થોડું ઇંગ્રેજી ભણેલી છે, તેમજ કામકાજમાં નટખટ છે. અહિંવાળી સાસુ પણ કંઇ ઓછી હોંશીલી નથી. મારો તો વિચાર છે કે, કેસુભાઇ અહિં કરે તો સારૂં. વેળા છતું ઘર માંડીને બેસાય. આપણે કે'દહાડાનાં ઘરસંસારી થયાં છીએ. કેસુભાઈ બિચારા કુંવારા.' ચંદાગૌરી હસીને શરમાઈ ગઈ.

રસિકલાલ—આપણે શું બહુ મોટાં થઇ ગયાં ?

ચંદાગૌરી—નહિ ત્યારે ? મારી સાથે સાસરે રહેનારીઓના મોં

આગળ તો, આજ કેલૈયા કુંવર જેવા બબ્બે ત્રણ ત્રણ છોકરાંઓ રમે છે. તમને હજી નાનપણ લાગે છે ?

રસિકલાલ—તમને છોકરાંની વાત તરત યાદ આવે છે એમ કેમ ?

ચંદાગૌરી—મને યાદ આવે છે અને હુંજ મારી મેળે બળીઝળી રહું છું, તમને કંઈ કહું છું. તેની આંખમાં પાણી આવી ગયાં.

રસિકલાલ—શા માટે ઓછું આણો છો. આપણે કંઈ ઘરડાં થઈ ગયાં નથી ?

ચંદાગૌરી—હું તો ઘરડી થઈ નથી પણ કાકીજીને મન હું ઘરડી થઇ ગઈ છું. બહાર તેઓ કેવું બોલે છે તે તમે સાંભળો છો ? ઘરમાં કોઇ કોઈ વાર મને સંભળાવવાને માટે તે એવું એવું બોલે છે કે, જાણે મરી જઇએ ?

રસિકલાલ—મેં તો કદી એવું સાંભળ્યું નથી ?

ચંદાગૌરી—તમે શાના સાંભળો ? ગઇ વખત આપણે ઘેર—સ્વદેશ ગયાં અને અમુક કામ માટે મેં ચાકરને કહ્યું કે 'જા અમારી મેડી સાફ કરી નાંખ, હમણાં મામાજીને મળીને એ ઘેર આવશે ત્યારે ક્યાં બેસશે ?' ચાકર સાથે હું આમ વાત કરતી હતી અને વસંતબા વગેરે સૌ બેઠાં હતાં. મોટાં કાકીજી રાંધતાં રાંધતાં વ્યંગમાં બોલ્યાં કે 'ચંદાવહુ ! સાફબાફ બોલશો નહિ, તમારો ખોળો ક્યારે ગંદો થયો કે સાફ કરાવો છો, હજી તો સાફનું સાફજ છે તો ? ઝાઝી ટાપટીપ ને ઇસ્કાઈ રાખીએ નહિ. 'નારી ઝારી ને વેપારી' તો મેલાંજ સારાં.' સઘળાં બેઠાં હતાં ને આવું બોલ્યાં તે મને તો એમ થયું કે, જાણે હું શું કરું; જીભ કરડીને મરી જાઉં કે પૃથ્વીમાં સમાઇ જાઉં. તમને કહીએ ત્યારે તમે લડો. અમે શું કરીએ ? અમારાં ભાગ્ય ! ચંદાગૌરી ગળગળી થઈ એકદમ રડી ગઈ. તેની આંખમાંથી ડળક ડળક આંસુ નીકળી પડયાં. તેનો ગોળ ગૌરી સુંદર ચહેરો લાલચોળ થઇ ગયો. આંખો રાતા ઝાકળ ભર્યાં કમળના ડોડા જેવી થઇ ગઈ અને મુખ ઉતરી ગયું. રસિક કંઇ બોલ્યો નહિ. થોડી વાર બેઉ મૌન રહ્યાં. પછી ચંદાગૌરી પાલવથી આંસુ લૂછી રસોડા તરફ ગઇ.

ચંદાગૌરી દિલગીર થઇને ગયા પછી રસિકલાલ પણ જરા ખિન્ન થયો. તે મનમાં બોલ્યો કે ‘ અહો ! કેવા સંસ્કાર છે ? હિંદુની બાઈડી ગમે તેટલી ભણીગણી અને સમજુ હોય પણ તેને છોકરાં માટે તો બળતરા થવાની ને થવાનીજ. માણસ જેવા સંસ્કારવાળા ચારિત્રમાં ઉછરે તેવું થાય. શૂરવીર બાળક પણ સ્ત્રિયારાજ્યમાં ઉછર્યું હોય તો છોકરી જેવું થાય, અને સુધરેલો માણસ પણ વહેમી લોકમાં રહે તો વહેમી થઇ જાય. આપણી કન્યાઓના રજ માટે એમ કહેવામાં આવે છે તે ખોટું નથી કે, તેઓ નાગરિક સહવાસમાં રહેવાથી બારમે તેરમે વરસે વેગળી બેસે છે. ગુજરાતનાં ગામડાંની કન્યાઓ સોળ અને અઢાર વર્ષની થાય છે તોપણ સ્ત્રીપણામાં કંઈ સમજતીએ નથી અને તેમને રજે વહેલું ત્રાસ થતું નથી. તેર તેર વર્ષની ટચુકડીઓને ઉદર જેટજેટલાં છોકરાં લઇ લઇને જતી દેખે, એટલે આને અસર થાય, એ સ્વાભાવિક છે. ખરૂં છે કે, બા અને કાકી પણ આની તરફ કરડી નજરે જુએ છે પરંતુ તેઓ એમ વિચાર કરતાં નથી કે, આ વીસ બાવીસ વર્ષની થઈ એટલામાં શું વંઝા સિદ્ધ થઇ ચૂકી. સ્ત્રીઓના મનમાં છોકરાં માટે હમેશ મોટી ઉમેદ રહે છે. પ્રજા ઉત્પન્ન કરવી એ માણસને માથે ધર્મશાસ્ત્રકારોએ એક ફરજ નાંખેલી છે પણ માણસોને માથે બીજા શું ફરજ નાંખે ? જેમ ભૂખ તરસ ને બીજી હાજતો એની મેળે ઉત્પન્ન થાય છે તેમ પ્રાણી માત્રને પ્રજા ઉત્પન્ન કરવાની કુદરતી રીતેજ હાજત થાય છે. આપણે પુરુષો જ્ઞાનથી એનું વારણ કરીએ છીએ અને સ્ત્રીઓ તે લાગણી ખુલ્લી દેખાડે છે. તે ઉમેદમાં જ્યારે તેઓ પોતાથી નાની સખીઓ સાથે પોતાને સરખાવે છે ત્યારે તેમના મનમાં શોક થાય છે. દિલગીર રહેવાથી તેઓ પોતાની તબિયત પણ બગાડે છે. આ શું સમજતી નથી ? સૌ સમજે છે, પરંતુ બહારના વાતાવરણના તરંગો એના કોમળ મન ઉપર અથડાઇ જુદીજ અસર કરે છે. હશે, બીજી સ્ત્રીઓના જેવી તીવ્ર લાગણી એને નથી એટલું ઠીક છે, નહિ તો નઠારે રસ્તે દોરાઇ જાય. હજારો સ્ત્રીઓ સંતાનેચ્છાની તીવ્ર લાગણીને આધીન થઈ ધુતારા અને લુચ્ચા લોકની

જાળમાં સપડાય છે. સ્ત્રીઓના મનમાંથી આ લાગણી અવશ્ય દૂર કરવી જોઇએ.

રસિકલાલ આવા વિચારમાં લીન થઈ રહ્યો હતો એટલામાં ચાકરે આવી તેને નહાવાનું કહ્યું. તે ખુરસી ઉપરથી ઉઠી રસોડામાં ગયો અને ચંદાગૌરી સામે જોયું ત્યારે તેની આંખમાં આંસુ તો ન હતાં પરંતુ તેના મન ઉપર દિલગીરીનો છાયો પડી રહેલો હતો. રસિકલાલ તેની સામું જોઈ હસ્યો એટલે તે હસી તો નહિ પરંતુ બોલી કે, 'ચાલોની હવે કોની રાહ જુઓ છો ? રોટલી થઇ રહેશે ત્યારે જમવા બેસશો ?'

'હા, હું ને તું સાથે બેસીશું, તું દિલગીર થયેલી છે, એટલે પછી ન ખાય ત્યારે ?'

'હું તો નથીજ જમવાની, કારણ કે મને આજ ઠીક નથી. જોજો પાછા તમે એનો ઉલટો અર્થ લેતા. મેં તમને સવારમાં ચા ભેતાંજ કહ્યું હતું. યાદ છે કે નહિ ?'

'એવી ક્યાં સુધી અરૂચિ રહે ?'

'મને ચીઢવો નહિ. તમે નહાઈ લો. જુઓ રામો હસે છે ?'

'વારૂ ઠીક છે.' રસિકલાલ નહાવા ગયો અને ચંદા રોટલી કરવા લાગી, એટલામાં બહારથી એક માણસ આવ્યો તેણે પૂછ્યું કે 'કેશવચંદ્ર અહિં આવ્યા છે ? જો આવે તો કહેજો કે, ચંદુલાલશેઠે જવાનો વિચાર આજ માંડી વાળ્યો છે અને તમને પણ જવા દેશે નહિ.'

ચંદાગૌરી—વારૂ, તમે ત્યાં ઘરમાં કહેજો કે 'કેશવચંદ્ર અહિં જમવાના છે. અમારા ઘરનું નામ જાણો છોની ?'

'ના જી.'

ચંદાગૌરીએ રામાને બૂમ મારી એટલામાં રસિકલાલ નહાઇને આવ્યો અને તેણે પેલા માણસને કહ્યું કે, 'રામચંદ્રશેઠના ઘરમાં કહેજો કે, કેશવચંદ્ર રસિકલાલને ત્યાં જમવાના છે માટે રાહ જુએ નહિ.' 'વારૂ' કહીને પેલો માણસ ગયો એટલે રસિકલાલ ચંદાગૌરી તરફ જોઇને બોલ્યો કે, ત્યારે તો આપણે કેશવચંદ્રની વાટ જુઓ. હું જમી

લઉં તે ઠીક નહિ.'

'પણ તમારે દીપચંદશાહની પેઢીએ જઇ પેલો હિસાબ કરી આવવાનો છે તે?'

'કાલે થશે.'

'ના, કેશવચંદ્ર ક્યારે પરભાર્યાં છે. હું રોટલી કરવાની રહેવા દઇશ અને તમે જમીને જઈ આવો. સાસુજીના ઉપરાઉપરી કાગળો આવે છે. ઘર તરફ પણ હવે તમે થોડું થોડું લક્ષ આપતા જાઓ. તમારે માથે કોણ છે તે કામ કરવાનું કહેશે. સસરાજીના મરણ પછી શું ખરચ થાય છે અને શું નહિ, તેનો તમે હિસાબ રાખો છો? વાણિ-યાનો હિસાબ, તમે કકડેબચકે નાણાં ઉપાડો, તમને લાગે નહિ પણ એને ત્યાં તો સરવાળો થતો રહે. દીપચંદશાહની પેઢીમાંથી જે હોય તે હિસાબ કરીને હવે ઉપાડી લાવો. મને એકવાર બાએ કેટલો બધો ઠપકો આપ્યો હતો અને કહ્યું હતું કે, બાપા! અમારે હવે શું છે? એ પૈસા હશે તો તમે વાપરશો ને ભોગવશો? દીપચંદશાહની પેઢીએ જે પચીસ હજાર રૂપિયા પડ્યા છે તે પરદેશમાં શું કામ રાખવા? તમારો સસરો જીવતા હતા ત્યાં સુધી તો જાણે ઠીક હતું, કારણ કે તે દીપચંદશાહ અને એના બાપનેએ પહોંચી વળે એવા હતા, પણ હવે એને ત્યાં નાણાં રાખવાં એ મને ઠીક લાગતું નથી. રસિકની પછવાડે થઈ હવે મુંબાઇ જાઓ ત્યારે એનો હિસાબ કરાવરાવજો. આપણે આવવા નીકળ્યાં ત્યારે તમે તો પાછળ હતા એટલે શું જાણો? કાકીજીએ અને બાએ ફરીને તે વાત મને સંભારી આપી હતી. આજ મુંબાઈ આવ્યે ત્રણ મહીના થયા અને હું હમેશ કહું છું પણ તમારી ઉંઘ ઉડતી નથી. મારાથી કેટલું કહેવાય, માટે આજે તો બસ જાઓજ. હિસાબ કરીને આવો, પછી બાને પુછાવી જોઇ રૂપિયા ઉપાડી લાવજો.'

રસિકલાલ—વાહરે! ડહાઇ, ખુબ ભાષણ ચલાવ્યું?

ચંદાગૌરીએ શૃંગાર લજ્જા કરી મુખ નીચું નમાવ્યું. જરા હસી અને ફરી બોલી કે, 'જુઓ! તમને કહીએ ત્યારે તમે આમ મશ્કરી કરો.'

રસિક–મશ્કરી નથી કરતો, ખરેખર, તમે સ્ત્રીઓ અમારા કરતાં નાની વયમાં પણ સાંસારિક બાબતોમાં વધારે દક્ષ અને સમજુ હો છો ?

'જાઓ, એવું ન કહો !' ચંદાએ શરમાઇ નીચું જોયું.

રસિક–હજી તારા માનવામાં નથી આવતું, પરંતુ ખરેખર હું મશ્કરી નથી કરતો, પણ ખરૂંજ કહું છું. જોને ચૌદ વર્ષની છોકરી સાસરે જાય છે ત્યારે કેવી ડહાઈ અને સમજુ જણાય છે અને ચૌદ વર્ષના છોકરાઓ પછી ભણવા ગણવામાં તેઓ ગમે તેવા હોંશિયાર હોય તોપણ સંસારમાં કંઇજ સમજતા નથી.

'એ દાખલો પણ મારા ઉપર લાવો છો તે હું સમજું છું, હોકે' ચંદાગૌરીએ તીરછી આંખે ઉંચું જોઈ ઉત્તર આપ્યો.

'ના, હું તો એ દાખલો લેતો ન હતો પરંતુ તેં યાદ આપ્યો, હા, જોને તને સાસરે રાખી ત્યારે તું તેર ચૌદ વર્ષની હતી અને હું પંદર વર્ષનો હતો પણ કંઇ સમજતો હતો ?'

'હવે એ વાત રહેવા દો, ચાલો પાટલા ઉપર બેસો, મેં તો થાળી પણ પીરસી દીધી.'

રસિકલાલ જમવા બેઠો અને પહેલા આણાની હલેતાઇ ભરેલી ચંદાગૌરીને લજવતી અને આનંદ આપતી વાતથી જમણનો વખત આનંદમાં ગયો. રસિકલાલે ચંદાગૌરીનું ઉદાસ મન ખુશ કરવાને એ વાતને વધારી વધારીને કહી અને અંદર અંદર શૃંગાર અને રસનાં ચટકાં મૂકી તેને વધારે રસપ્રદ બનાવી. અરધો કલાક વીતી ગયો અને રસિકલાલે જમી ઉઠતાં કહ્યું કે. 'આવી આવી વાતો કાઢીને બહુ ખવરાવ્યું'

'મેં તો એ વાતો સાંભળીજ નથી ને મને તે સાંભરતી પણ નથી.' તે હસતે લાડકે વચને બોલી.

રસિકલાલે દિવાનખાનામાં જઇ કપડાં પહેર્યાં અને પાન ખાધું એટલામાં રસોડું બંધ કરી સોળાભેર ચંદાગૌરી દિવાનખાનામાં આવી. રસિકલાલ ટોપી પહેરી દીપચંદશાહની પેઢીએ જવા નીકળ્યો. ચંદાગૌરી દાદર સુધી પછવાડે ગઇ. ટોકી ટોકીને તેને કહ્યું કે, 'નક્કી કરીને

આવજો. હવે ફરી પાછો તે વાયદો કરે નહિ.'

રસિકલાલના ગયા પછી થોડીવારે કેશવચંદ્ર આવ્યો. તે નહાઈ ધોઈને જમવા બેઠો. ચંદાગૌરીએ રામચંદ્રને ઘેર કહાવી મોકલ્યું હતું તે અને બીજી વાતો કરી. જમી રહ્યા પછી કેશવચંદ્ર દિવાનખાનામાં જઈ આરામખુરસીમાં સુતો. સુતે સુતે તેણે આવેલા કાગળો અને છબિ સંબંધી વિચાર કરવા માંડ્યા, ત્યારે આણી તરફ ચંદાગૌરીએ ઘાટીને ખાવાનું આપી પોતાનું કેટલુંક કામ આટોપી નાંખ્યું. કેશવચંદ્ર નિદ્રાની લહેરમાં પડ્યો તે ચંદાગૌરી ત્યાં આવતાં લગી જાગ્યો નહિ. તેણે દિવાનખાનામાં આવતાં કેશવચંદ્રને બોલાવ્યો પણ તે બોલ્યો નહિ એટલે રસ્તા ઉપર પડતી બારીએ જઈ બેઠી. તેણે પોતાનો રૂમાલ ગુંથવા માંડ્યો. લગભગ એક વાગ્યાનો સમય થયો ત્યારે બહારથી ધીરે રહીને બૂમ પાડી ગુલાબવહુ ચંદુલાલ દાક્તરની પત્ની ચંદાગૌરીને મળવા આવી. પહેલાં બે ત્રણ વાર તેઓ એક બીજાને મળેલાં હોવાથી તેમની વચ્ચે પરિચય પડેલો હતો તેથી ચંદાગૌરી બારીએથી ઉઠી સામી ગઇ અને માનથી તેને બોલાવી દિવાનખાનામાં લાવી બેસાડી.

દિવાનખાનામાં પેસતાં પલંગમાં સુતેલા કેશવચંદ્ર સામું જોઇ ગુલાબ બોલી કે, 'અહિં ઉંઘી ગયા છે કે ?'

'હા, અહિં ઉંઘ્યા છે. તમે આજ જવાનું માંડી વાળ્યું ને ?'

'તમને કહેવરાવ્યું જ હતું તો.'

'કેમ માંડી વાળ્યું ?' ચંદાગૌરીએ પૂછ્યું.

'કંઇ કારણો હશે.' તમારાથી ખાનગી રાખવા જેવાં નથી. 'તમે રજા આપશો એટલે જઈશું.'

'હું રજા આપું એવું શું છે ?'

'આપણે ખાનગીમાં બેસીએ ત્યારે એ વાત થાય.'

ચંદાગૌરી—ચાલોને પેલી ઓરડીમાં બેસીએ. બેઉ જણ દિવાનખાનામાંથી ઉઠીને ઓરડી તરફ ચાલ્યાં ત્યારે ગુલાબની નજર ટેબલ ઉપર પડેલી પેલી અમદાવાદવાળી કન્યાની છબિ ઉપર પડી, પરંતુ તેણે તે શું છે ? તેની પડપુછ કરી નહિ. ઓરડીમાં જઇ બેઠા પછી

કેટલીક વાતો કરતાં કરતાં ગુલાબ બોલી કે, 'ચંદાબહેન! તમારૂં એક મોટું કામ છે અને મારાં સાસુએ મને અત્યારે ખાસ તે માટે તમારી પાસે મોકલી છે.'

'તમે બપોરનાં બહાર નીકળો પણ નહિ તો? તમે આવ્યાં ત્યારની મને ખબર પડી છે કે, ગુલાબબહેનને કંઈક ખાસ વાત કરવાની હશે.'

'એ વાત શું છે તે તમે જાણો છો અને આપણે બે ત્રણ વાર એની એજ વાત થયેલી છે. મેં અને મારાં સાસુએ વાત કરી, પરંતુ કેશવચંદ્ર અમને ખાતરી આપતા નથી અને મારા સસરાજીએ એમના પિતા ઉપર કાગળ લખ્યો હતો તેનો એવો જવાબ આવ્યો છે કે, મારાં સાસુજી તો બિલકુલ નિરાશ થઇ ગયાં છે. ચંદાબહેન! મેં શું, કે મારી સાસુએ શું, જેને તેને એવી વાત કરેલી કે 'આમની વેરે ગજરાબાને પરણાવવાનાં છે.' હવે આ વાત મારી જાય તે ઠીક નહિ. કેશવચંદ્રના પિતાના કાગળ ઉપરથી જણાય છે કે, તેઓ અમારા કરતાં નજીકનું મળે તો ત્યાં કરવા તરફ વધારે ઢળે. ચંદાબહેન! આજ કાલ ગાડી થવાથી દૂર અને પાસેનું શું રહ્યું છે? ચાર ગાઉ ગામડે જવું હોય તો ન જવાય અને પાંચ રૂપિયા નાંખી દઇએ એટલે અહિંથી જમીને બેસીએ તો કાલે જમવાને વખતે ત્યાં પહોંચી જવાય, તે કંઇ દૂર કહેવાય? અમે બીજા લોક કરતાં સારો રીતરિવાજ કરીએ તેવાં છીએ, એ શું તમને નથી ખબર? મારાં સાસુજી બહુ હોંશીલાં છે અને અત્યારથીજ કેશવચંદ્રને જોઇને સોસો મોઢે થઇ જાય છે તે પણ તમે નથી જોતાં? ગજરાબાને સારે ઠેકાણે નાંખવા માટે તો તે ગમે તેટલું ખરચ કરવાને તૈયાર છે, અને હમેશ ચિંતા કર્યા કરે છે. આજ જવાનું બંધ રાખવાનું પણ એજ કારણ છે અને એમનો એવો મત છે કે, કેશવચંદ્ર જાય ત્યાર પહેલાં આ વાત નક્કી કરી લેવી. ચંદાબહેન! અમને સહાય કરવી એ તમારૂં કામ છે. તમે હા કહો એટલે અમને ખાતરી થાય.'

ચંદાગૌરી–ગુલાબબહેન! કેસુભાઇ ઉપર પણ–બિચારાની ઉપર

આત્રીજ જાતનો ભાર આવી પડ્યો છે. હું તો જાણતી નથી પરંતુ હમણાં હું તમને બતાવીશ. અમદાવાદથી એક કન્યાની છબિ આવી છે, સાથે કાગળમાં મોટાં મોટાં પ્રલોભન બતાવ્યાં છે. મારા ઘરમાંથી એ છબિ જોઇને કહેતા હતા કે, 'આ કન્યા નાની છે અને કેસુ આને પરણીને ક્યાં સુધી એનો સંસાર લંબાવશે?' મારો મત પણ એવો છે કે, સારાં માણસ સાથે સંબંધ જોડવો. હું તો હમેશ એમને એજ વાત કહ્યા કરું છું. એમને તમારાં નણંદ અને તમારૂં ઘર પસંદ પડ્યાં છે, પરંતુ એ બિચારા મનમાં ને મનમાં અમુંઝાય છે, તે બીજું કંઇજ નહિ પણ પેલા સુરબ્બી આગળ આ બધી વાતનું સ્પષ્ટીકરણ કેવી રીતે કરવું તે છે. મારાથી બનશે ત્યાં સુધી તો હું તમારા ઘરવાળું ચોક્કું બેસડાવીશ અને ગુલાબબહેન! તમને ખબર તો હશેજ, ને હું તો સારી રીતે જાણું છું કે, તમારાં નણંદ પોતે પણ એમને એકવાર મળ્યાં છે?'

ગુલાબ–હું તે જાણતી નથી, પરંતુ મળ્યાં હશે. એ કંઇ નાનાં છે? ચંદ્રાબહેન! તમારા આગળ ખરું કહું છું કે, તેમને પંદરમું વર્ષ ઉતરી સોળમું બેઠું અને ત્રણ મહીનાથી વેગળાં સુદ્ધાં બેસે છે. આ વાત હું ને મારી સાસુજ જાણીએ છીએ. જોને કોઇને કહેતાં? આપણા લોકમાં કન્યાઓ નાનપણથી પરણાવી દેવાની એટલે એકાદ કન્યા આમ મોટી થાય ત્યારે લોકો વાતો કરે. કહે છે કે, શાસ્ત્રમાં તો સ્ત્રીધર્મમાં આવ્યા પછી પણ બે ત્રણ વર્ષ લગી કુંવારાં રહેવાનું કહેલું છે. ગજરાબા ડહાયાં છે ને આ બધું સમજે છે. મને આજીજી કરી કરીને પાલવ પાથરે છે, પણ બહેન! હું શું કરું? મારાથી થાય તેટલું તો હું કરું છું.

ચંદ્રાગૌરી–શાસ્ત્રમાં તો સારો વર ન મળે તો આખો જન્મારો પણ કુંવારાં રહેવાનું કહ્યું છે. આ તો આપણા લોકની ખોટી સમજનું પરિણામ છે. રહો, હું તમને પેલી છબિ બતાવું. જુઓ તો ખરાં, એ કન્યાએ સારી છે, તમારી નાતમાં પણ રતન છે?

દિવાનખાનામાંથી છબિ લઈ આવી ચંદ્રાગૌરીએ ગુલાબને આપી.

ગુલાબ તે જોઇ કેટલીક વાર સુધી તો કંઇ બોલી નહિ પણ પાછી આપતાં બોલી કે 'હોય, કન્યાઓ તો બે ત્રણ સારી છે. આ તો જેને ને તેને કંકુનો ચાંલ્લો ગમે–વરના સાંસા પડ્યા તેથી આમ કરવું પડે, શું કરીએ ? સૌ સારા ભણેલાગણેલા વર માગે તે ક્યાંથી મળે ?'

ચંદાગૌરી બોલી કે 'તમે કેશવચંદ્રને વાત કરો.'

'ના, હવે હું તેમ નહિ કરું, તમેજ અમને નક્કી કરી આપો.'

ચંદાગૌરી–ત્યારે ગુલાબબ્હેન ! એમ કરો. હમણાં બે ત્રણ દિવસ જવાનું બંધ રાખો. આમને તો હું અહિં રાખીશ. હું કે તમે કોઈ પણ વાત કરીએ તેના કરતાં એ બે જણ વચ્ચે વાતચીત અને અનુરાગ થાય તો ઠીક. તમારાં નણંદ એક બે વાર મારે ઘેર આવેલાં છે, તો હવે મારાથી શા માટે શરમાય છે ? કેસુભાઇને પરણશે તો પછી મારી શરમ ક્યાં રહેશે ? બબ્બે ઘડી તમે એમને અહિં મોકલતાં રહો. હું એમની શરમ ભાગી નંખાવીશ અને એમની વચ્ચે અનુરાગ થાય તો પછી 'મિયાં બીબી રાજી તો કયા કરે મિયાં કાજી !' એવું થશે.

ગુલાબ–પણ તેમ કરતાં કોઈના જાણવામાં આવે તો ?

'આમાં શું જાણવામાં આવવાનું છે ? તમે ક્યાં મારે ત્યાં નથી આવતાં ?'

'ઠીક, એમ કરીએ. સુધરેલાંનો સુધરેલો માર્ગ.' ગુલાબ હસી.

'હાસ્તો, સુધરેલો માર્ગ. જેવો રાજા તેવી પ્રજા. ગુલાબબ્હેન ! યુરોપિયનોનો સુધરેલો કોર્ટિંગનો માર્ગ ખરું પૂછો તો બહુ ખોટો નથી. આપણામાંએ અસલને વારે વરકન્યા વચ્ચે અનુરાગ થતો. તમે આ વાત તમારી સાસુબાસુને કહેતાં નહિ. હું ને તમે બેજ જાણીએ. તમે ગજરાને અહિં મોકલજો, પછી હું છું અને એ છે. એમને એક બીજામાં ઘેલાં થઇ જાય એવું હું કરાવરાવીશ. મને પ્રસંગ કાઢતાં અને વાત કરતાં સૌ આવડે છે.

ગુલાબ–એની તો મને ખાતરીજ છે. ચંદાબ્હેન !

ચંદાગૌરી–ત્યારે તમે કે તમારાં સાસુ બીજી કશી ચિંતા કરશો

નહિ. આ ગોઠવણુ બહુ સારી છે. આપણે કોઇને કંઇજ કહેવું પડશે નહિ. પ્રીતિ પ્રીતિનો માર્ગ એની મેળે કરશે. એમનાં મન એક થશે તો પછી કેશવચંદ્રના પિતાનું કે કોઇનું કંઇ ચાલશેજ નહિ.

ગુલાબ—તમારી વાત ઠીક છે, પરંતુ તેનો ઘાટ તમે સારો ઉતારો ત્યારે સારું. ગજરાબાને અને એમને ખાનગી મુલાકાત થવા દેશો નહિ. એમાંથી કંઇનું કંઇ થાય તો આપણે બનીએ.

ચંદાગૌરી—તમારે એવી એવી કંઈ ફિકરજ રાખવી નહિ. હું બધું સંભાળીને પાકું કામ કરી આપીશ.

'ઠીક છે, એમ કરીએ.' ગુલાબને આ વાત ગમી. પછી કેટલીક આડીઅવળી આમતેમની વાતો કરી અઢી વાગે તેણે ચંદાગૌરીની રજા લીધી.



## પ્રકરણ ૧૪ મું.



### આશા નિરાશા.

**चलणो भलो न कोशको, दुहिता भली न एक.**

ઘણા દિવસ સુધી જેને માટે મનોરથ કર્યા તે વર રામચંદ્રના ઘરનાંને મળશે કે નહિ તેનો દગદગો લાગવા માંડ્યો. બે દિવસ તે રસિકલાલને ઘેર રહ્યો, એટલે તેમને વળી વધારે સંશય ઉત્પન્ન થયો. રામચંદ્રની ડોસીને શંકા પડી. તેણે બીજા કોઈ પણ કારણને આગળ નહિ કરતાં પોતાના સહેજ ઉતરતા કુળને મનમાં આણી, કેશવચંદ્રના બાપની 'ના' ઉપર અનેક તર્કવિતર્ક કર્યા. તેને એમજ લાગ્યું કે, ગુજરાત તરફના બ્રાહ્મણો કુળને માટે ઘણું અભિમાન રાખે છે તેમાં વળી કેશવચંદ્રનો બાપ ઘરડો છે એટલે તેના મનમાં જરૂર કુળાભિમાનજ હશે. જાની જેવા કુળવાન અને ખાનદાન કુટુંબની કન્યા આવતી હોય તો આપણી કન્યાની ના પાડે એ સ્વાભાવિક છે, એમ તેને લાગ્યું. જેમ જેમ વિચાર કરતી ગઇ તેમ તેમ એજ વાત તેને વધારે અને વધારે સાચી લાગતી ગઇ. કેશવચંદ્રના બાપના મનમાં આ વાત હો કે

નહિ, પરંતુ આ લોકને તો જાણે ખરીજ પડી હોય એમ થયું. કેશવચંદ્ર મોટો થયેલો અને ભણેલો ગણેલો હોવાથી તેણે તો સહેજ લખ્યું હતું, પરંતુ ડોસીના મનમાં તો ઉપરના વિચારોથી તેનું લખવું 'તરવારના ઘા' જેવી સાફ નાનુંજ સમજાયું. ડોસી તેના મને કલ્પેલા પરિણામથી દિલગીર થઇ મનમાં ને મનમાં મુંઝાઈ રહી. ઘરડાં માણસોમાં અપત્યના કલ્યાણની જે તીવ્ર લાગણી હોય છે તે લાગણીએ ડોસીને ઉશ્કેરી ને રામચંદ્ર તથા જેકોર ઉપર ક્રોધ ઉપજાવરાવ્યો. 'આ લોકોએ છોકરીને મોટી કરી અને હજી વર જોયો નહિ, ત્યારે આ મુશ્કેલીનો વખત આવ્યો. કેશવચંદ્ર ના કહે તો છોકરીને આંખો મીચાને કુવામાં નાંખવી પડશેને? આગળથી આપણા બરાબરિયા સાથે વેશવાળ કરી મૂક્યું હોત અને વરની પાછળ ચાર પૈસા ખગાડ્યા હોત તો કંઇ સંકડામણ આવત નહિ. રામચંદ્ર એમ ધારીને બેસી રહ્યો કે, જ્યારે વખત આવશે ત્યારે થઈ રહેશે. એ તો એમ પણ કહેતો કે, વિધિ છે તે કન્યાને અનુરૂપ ભર્ત્તા સદાય આપે છે. વિશ્વાસે બેસી રહ્યાનાં ફળ પરિતાપમાં આવે, તે આપણે જોઇએ છીએ. જેકોરવહુનું મુખ ઉતરી ગયું તે કંઈ બોલતી નથી તેથી મને ઘણી અસર થાય છે. માને દીકરી માટે લાગણી થાય છે. જેકોરને એમ થાય તેવોજ વખત આવી લાગ્યો છે. છોકરી મોટી થઈ, હવે કંઇ રાખી મુકાય? અસ્તુ! હરીચ્છા જે થવાનું હશે તે થશે. મારો ઇષ્ટદેવ મને વિશ્વાસ આપે છે, પછી તો જે થાય તે ખરૂં.' મંછાડોસી મનમાં ને મનમાં આ પ્રમાણે બડબડી.

રામચંદ્રની વૃદ્ધ માતાના મનમાં જ્યારે પૌત્રી માટે આ પ્રમાણે સંતાપ થયા કરતો હતો ત્યારે જેકોરશેઠાણીના મનમાં કેવું થતું હશે, તેનો વાંચનારેજ વિચાર કરી લેવો જોઇએ. કેશવચંદ્રના બાપનો કાગળ વાંચી સંભળાવ્યા પછી તેનું મન બિલકુલ પડી ગયું હતું. તેની ઉમેદો નાસીપાસીના વિચારો આવતાં ઉદ્વેગમાં પરિણામ પામતી હતી. વખતો વખત તેને ગજરી ઉપર જાણે ક્રોધ આવતો હતો. ભણેલીગણેલી અને લાડકોડમાં ઉછરેલી છોકરી માટે વરની ખોટ પડવી, એ માબાપના

મનને હિંદુ સંસારમાં ખરેખર બહુજ સંતાપજનક થઇ પડે છે. 'એ મુઇ કેટકેટલાય રોગમાંથી બચી? એને માટે વર ન હતો ત્યારે ઈશ્વરે એને ઉછેરીજ શું કરવા? પશુ પંખીનાંએ વિધાતા જ્યારે જોડાં સરજાવે છે ત્યારે આ છોકરોને કેમ જોડ વગરની સરજી હશે?' આ પ્રમાણે તે પોતાના મનમાં અને મનમાં કહતી અને જીવ બાળતી. રામચંદ્ર અને ચંદુલાલ પણ પેલો પત્ર આવ્યા પછી શાંત પડી ગયા હતા. ઘરનાં મોટાં માણુસ આમ વિચારમાં પડી ગયાં તેથી ગજરીના મન ઉપર ભારે અસર થઇ. તેણે જ્યારે કાગળની નાસીપાસ કરનારી હકીકત જાણી ત્યારે તેના મનમાં પણ વિચાર આવ્યો કે, 'હું એમને મળી, અને ન બોલાવાય એવી એક કન્યાને એમણે શા માટે બોલાવી? શું તેમને મારે માટે કંઇ પણ નહિ લાગતું હોય? પુરુષ જાતિ કઠોર મનની હોવાનું બૈરાંમાં કહેવાય છે તે ખરું હશે કે શું? મને એમણે કેમ કંઇ કહ્યું નહિ? શા માટે એમણે મારો હાથ તેમના હાથમાં લીધો. હવે એ મને ન પરણે તો મારા એક ભવમાં બે ભવ ના થાય? મારે શું માનવું. યયાતિએ દેવયાનીનો હાથ પકડી તેને વરીડામાંથી બહાર કાઢી એટલાજ ઉપરથી તે યયાતિને પરણી, તો હું શું હવે બીજાને પરણું? નહિ. હું કદી પણ બીજાને પરણનાર નથી. સતીનું સત્ય શામાં છે? મારે ને એમને કંઇ વાત નથી થઇ, તોપણ એમના વગર બીજાને પરણવું તે આ મન કેમ માને? કેશવચંદ્ર! કેશવચંદ્ર! તમે ગમે તેમ કરો પણ હું તમારા સિવાય બીજાનો હાથ પકડી હવે અપવિત્ર થવાની નથી. હું કુંવારી રહીશ, તમારા નામનો જપ જપવામાંજ આ જીવનને કુંવારું ગાળીશ, પણ જે દેહ તમને અર્પાયો છે તે બીજાને અર્પી આર્યદેશની સ્ત્રીઓના અભિમાન રૂપ સ્ત્રીટેકને લાંછન લગાડીશ નહિ. તમારે જોઇએ તે વિચાર કરજો. તમે મારા નહિ હો એમ માનવાનું મને હજી કંઇ કારણ મળ્યું નથી, પરંતુ શંકામાં પડેલી વાત મને હવે ચિંતા કરાવરાવે છે. ગઈ કાલના તમે અત્રે આવ્યા નથી, તેનું શું કારણ?' ગજરી એકલી બેઠી બેઠી આમ વિચાર કરતી હતી એટલામાં ગુલાબ તેના ઓરડામાં આવી ચઢી. ગુલાબનું મન

પણ ઘરનાંની માફક મંદ પડી ગયું હતું. ચંદાગૌરીએ બતાવેલી યુક્તિ તેના લક્ષમાં આવી હતી. ગજરીના મુખ ઉપરની નાસીપાસી તે પામી ગઈ અને બોલી કે, 'ગજરાબા ! કેમ આજ અહિંજ બેસી રહ્યાં છો ? મારી મેડી તરફ જરાએ જણાયાં નથી ? ઉંઘી ગયાં હતાં કે શું ?'

'ના, સહેજજ ભાભી ! અહિં સુતી પરંતુ નિદ્રાજ આવી નહિ. ઘરમાં ચાલતા વિચારે મને તરેહવાર બહાવરી બનાવી દીધી છે.'

'તમારે તેનો વિચાર કરવો નહિ. એક બાબત જે મેં અને ચંદાગૌરીએ ગોઠવી છે તે પ્રમાણે તમારે હવે કરવાનું છે. ગઇ કાલે બાના કહેવાથી હું ચંદાગૌરીને મળવા ગઈ હતી તે તમે જાણો છો ?'

'હા, હું જાણું છું, પરંતુ ત્યાંથી તમે શા સમાચાર લઈ આવ્યાં તે જાણુતી નથી.'

'તમે મળ્યાં નહિ એટલે મેં તમને કશું કહ્યું નહિ. એ વાત એકાંતમાં કરવા જેવી છે. બાપાજી વગેરે હોય ત્યારે કંઈ વાત થાય ?'

'વારુ, તે શી વાત છે બોલો, હવે તો આપણે એકાંતમાં છીએને ભાભી ?'

'હા જુઓ ગજરાબા ! મારો અને ચંદાગૌરીનો વિચાર તો એવો છે કે ચંદાગૌરીને ઘેર જતાં આવતાં રહી તમે પોતેજ એમના મનનું હરણ કરી લો.'

'ભાભી ગુલાબભાભી ! આ ગરીબ બિચારી નણંદની શું કરવાને આમ મશ્કરી કરો છો ?'

'ના ગજરાબા ! હું તમારી મશ્કરી કરતી નથી ખરુંજ કહું છું. આ વાત કંઇ મશ્કરી કરવા જેવી નથી. ઘેલાં થયાં, બહેન ! હમણાં કંઈ હસવાનો વખત છે ? ચંદાગૌરી સાથે તો તમને પિછાન થયેલું છે. તેણે તમને મદદ કરવાનું મને વચન આપ્યું છે. વળી કેશવચંદ્રને તેમણે ત્રણ ચાર દિવસ રોક્યા છે અને બનશે તો તે પોતે તમારી સમક્ષ એવું વચન લઇ લેશે. એ ખાનદાન ઘરની કુલીન સ્ત્રી છે. જો એ વચમાં હશે તો કેશવચંદ્ર પછી કંઇ આડુંઅવળું બોલી શકશે નહિ. મારું એજ માનવું છે કે, હમણાં તમે ચંદાને ત્યાં

જાઓ. ચંદાગૌરીએ તો ગઇ કાલેજ સાંજે તમને ત્યાં મોકલવાનું મને કહ્યું હતું; પરંતુ મને આવતાં વાર થઈ, કારણ કે, હું પેલાં મોતીગૌરીને ઘેર ગઈ અને તેમણે વાતે વળગાડી ઉઠવાજ દીધી નહિ. હવે સાંજનો વખત થયો છે અને તમે આજ એમને મળવા જાઓ. તમારે કેમ વર્તવું, તે હું શું કહું, એ તો ચંદાગૌરી તમને સઘળું બતાવશે. એ કહે તેમ કરજો. પરિચયથી માણસનું મન એક થયું તો પછી ગમે તેમ થાય તોપણ તે જુદું પડતું નથી.'

ગજરી અને ગુલાબ આ પ્રમાણે વાત કરતાં હતાં એટલામાં રસિકલાલના ઘરનો ઘાટી આવ્યો તેણે ગુલાબને કહ્યું કે, 'ચંદાશેઠાણીએ કહાવ્યું છે કે કાલ વાત કરીને ગયાં અને ફરીને કોઈ જણાયું નહિ તેનું શું કારણ? એમને બોલાવે છે.'

'હા, તું જા અને એ હમણાં આવશે.'

ઘાટીના ગયા પછી ગુલાબે ગજરાને કહ્યું કે 'ગજરાબા! હવે ઉઠો. ચાલો મારી મેડીએથી કપડાં પહેરીને જાઓ. આપણા ઘાટીને સાથે લેતાં જજો. બા પૂછશે તો હું કહીશ કે બહાર ગયાં છે. એની તમે કંઈ ચિંતા કરશો નહિ.'

ગજરીએ જવાબ દીધો કે, 'ઠીક છે, તમારી મેડીએ આવવાનું શું કારણ છે? મારી પાસે સૌ છે. તમે તમારે જવું હોય ત્યાં ખુશીથી જાઓ.'

'વખત છે અને બહાર જવાનું થાય માટે સારાં કપડાંલત્તાં પહેરીને જજો.'

ગજરી હસી ગઇ અને નણંદભોજાઇ સાથેજ એક ઓરડામાંથી બહાર નીકળી જુદી જુદી બાજુએ ગયાં.

ગજરીના મનમાં અનેક વિચાર થઇ આવ્યા. જુવાન કન્યાનું મન 'શું પહેરું ને શી શી ટાપટીપ કરું અને જાણે કેમ સારી દેખાઉં' એમ જુદી જુદી ફેશનો ઉપર ફરવા લાગ્યું. છેલ્લામાં છેલ્લી ફેશન પ્રમાણે અને બાપની સમૃદ્ધિને શોભે તેમ અલંકૃત થઇ વળીવળીને તખતામાં ઠીકઠાકપણું જોઇને તે નીચે ઉતરી રસિકલાલને ઘેર ગઇ.

---

# પ્રકરણ ૧૫ મું.

## વિવાહનું વચન.

મારી આંગળી સિંજાય ને મારો નખ નમેરે,
આંખો ફરૂકે છે, ડાબા પગનો લંક,
કિયા ભાઈ આવ્યા ને કિયાં વહુ આવશેરે.

સાંજના ચાર વાગી ગયા હતા. રસિકલાલ તથા કેશવચંદ્ર સૂઇ ઊઠી મુખ ધોઇ, 'ચાની કેટલી વાર છે?' એમ પૂછતા દિવાનખાનામાં બેઠા હતા એટલામાં ઘરના ઘાટીએ અંદર આવી ચંદાગૌરીને કહ્યું કે, 'હમણાં આવશે' એમ કહાવ્યું છે. ઘાટી આટલું કહીને ઉભો રહ્યો એટલે રસિકલાલે પૂછયું કે, 'કોના વિષે વાત કરો છો? આને કોઇને બોલાવવા મોકલ્યો હતો?'

'હા, તમારા દોસ્તદારનાં આવતાં વહુને તેડવા મોકલ્યો હતો?'

રસિકલાલ—તમે બહુ વધારે બોલો છો? અત્યારથી આવું બોલવું ઠીક નહિ. કેશવચંદ્ર એને ન પરણ્યો તો? તમે બૈરાં લોક બહુ ઘાલમેલિયાં થઈ જાઓ છો અને ગમેતેમ મનગમતા મનોરથ કરો છો?

'ના કેમ પરણે? ના પરણે તો એમની વાત એ જાણે?'

કેશવચંદ્ર—પણ તમે તે માથે રાખ્યું છે? એમ હોય તો તે મને કહી દેજો.

'હવે પરણ્યા વગર ચાલવાનું નથી? હું તો એને ગજરાવહુ કહીને બોલાવી ચૂકી. મને ગમી છે અને એનેજ પરણવું પડશે. અમદાવાદવાળા રૂપિયા દેખાડે એટલે તમે બીજા લોકમાં થાય છે તેમ ફરી જાઓ એવું થવા દેવું નથી. તમારે શું વેચાયેલો વર બનવું છે?'

કેશવચંદ્ર—પરંતુ આટલો બધો ગુસ્સો શું કરવાને કરો છો?

ધીરાં બોલો. તમે વહુ કહી તે મંજુર.

રસિકલાલ—અલબત, આ વાતમાં તારે કેટલોક વિચાર કરવા જેવું હશે. મારો અભિપ્રાય પૂછે તો હું તને અહિંજ કરવાની સલાહ આપું.

'પણ જુઓને તમે બે જણ સાથે રહેના અને બાળમિત્ર હોવા છતાં હજી એમણે તમને કંઇ પૂછ્યું છે? વહુને તો એ પોતે મળી ચૂક્યા. હું બધું જાણું છું અને સમજું છું.'

કેશવચંદ્ર હસ્યો. રસિકલાલ બોલ્યો કે 'કેસુ! આ શું કહે છે? મારે મોઢે તો તેં કોઈ દિવસ મને કશી વાતજ કરી નથી?'

કેશવચંદ્ર અપૂર્ણ છે, એમાં તમને શું કહું. હું કંઇ ઠરાવ ઉપર આવ્યો નથી. અહિં કરવું એવો મારો વિચાર છે, પરંતુ પિતાજીનો અભિપ્રાય જરૂર જુદો પડશે. અમદાવાદ એમને પાસે લાગે છે. તે તરફ એમનું વલણ વળશે.

રસિકલાલ—એ તો ખરું, પરંતુ અહિંવાળી વાત આમના કહેવા પ્રમાણે ઘણી આગળ વધી છે. તારી તરફથી આ અને કન્યાની તરફથી એનાં માબાપ તથા ઓળખીતાંએ તને એના વર તરીકે પસંદ કરી જાણે નક્કી કરી દીધું હોય એવું લાગે છે. આટલે બધે સુધી ગયેલું બધું તોડી નાંખી અમદાવાદ કરવું, એ તો મને લગારે ઠીક લાગતું નથી. એ કન્યા તો નાની છે. ગઈ કાલે પેલી છબિ આવેલી તેને? મારો તો એવો મત છે કે, જો તારે સુખીજ થવું હોય તો આ ઘર સાથે સંબંધ બાંધવો. તારા પિતાને મારી પાસે લઈ આવજે. હું તેમને ખરી બાબત સમજાવીશ. વિવાહ કરવા તે કંઇ એક દિવસનું કામ નથી. એમાં શરમ રાખવી અને તે પણ મોટા થયા પછી? આપણે સમજણા થયા ત્યાર પછી શરમ રાખીએ અને માબાપ કુવામાં નાંખે તે સહન કરીએ એ તો યોગ્ય કહેવાય નહિ. નાના હોઇએ અને પરણાવ્યા હોય તેની વાત જુદી, કારણ કે, તે વખતે આપણને તેની પરીક્ષા હોતી નથી. તું હવે કંઈ બાળક છે? શું તું સારાસાર સમજતો નથી? તારા પિતા તો કહેશે કે, એક ગામડિયણ કુળવાન છે અને તેની સાથે

લગ્ન કરવાં છે, તો તે તું શું મુંગે મોઢે હા કહીશ? અમદાવાદવાળાં તને ધનનો લોભ દેખાડે તોપણ તે તરફ ખેંચાઈ જતો નહિ. તું ભણ્યોગણ્યો છે અને તારે સસરાના પૈસાને શું કરવો છે? કાલે સવારે તું નોકરી લેવા નીકળીશ તો તને સારી જેવી જોઈએ તેવી જગા મળશે.'

કેશવચંદ્ર-રસિકભાઈ! તેવું કંઈજ નથી? મારા પિતાથી મને પૂછ્યા વગર કંઈ થાય તેમ નથી પરંતુ મારાથી તેમને કંઈ કહેવાતું નથી. અલબત, હું આમાં અદ્યાપિ કંઈ નિશ્ચય કરી શક્યો નથી, પરંતુ મારું મન આ તરફ છે. આ ઘર સારું છે. એમની રીતભાત અને હોંશથી હું પ્રસન્ન થયો છું. સારા સુધરેલા અને ધનવાન કુટુંબ સાથે સંબંધ બંધાય, તે મને ન ગમે એમ હોય? આપણી રીત પ્રમાણે મને આ બાબતમાં બોલતાં શરમ લાગે છે. પિતાજીને મોઢે ચઢીને હું શું એમ કહું કે, 'હું તો મુંબાઈજ લગ્ન કરીશ.' ગુંચવણ માત્ર આ છે. આ આગળ પડેલું કુટુંબ છે અને કન્યા પણ—

'પણ શું? કેસુભાઈ! આ કન્યા તમને નથી ગમતી?'

'ચંદાભાભી! હજી સાંભળો તો ખરાં, પછી અભિપ્રાય આપજો. મર્યાદા મૂકી મારે ત્યારે શું એમજ કહેવું કે, હું તો મુંબાઈવાળા ઘર સાથે સંબંધ જોડવા ઇચ્છું છું.'

'એટલું કહેતાં તમે શરમાના હશો નહિ વારૂ?' ચંદાગૌરીએ મજાકની રીતે હસીને કટાક્ષમાં કહેવા માંડ્યું. 'તમને ઠીક સમજાવતાં આવડે છે? અમદાવાદવાળાનો અનુભવ લેવો અને કન્યા જોવી, ત્યાર પછી આમને ઉત્તર આપવો, એવું તમારા મનમાં છે. તમે કાલે છબિ જોતા હતા તે ઉપરથી હું સમજી તો છું, પણ ખાતરી રાખજો કેસુભાઈ! કે, એ કન્યા ગમે તેવી હશે, તોપણ આની તુલનામાં નહિ મુકાય અને જન્મારો બગડશે.'

રસિકલાલ-તમે એની બાજુ વકીલાત કરો છો?

'શા માટે ના કરું? મને એ પસંદ પડી છે. તમે બે દોસ્તદાર અને અમે બે સખીઓ થઈએ તે કેવું મજેનું લાગે. કેસુભાઈ કોઈ

ગામડિયું રેચું પકડી લાવે અને તે આ ઘરમાં આવે તો કેવું દેખાય? હું તો એને બોલાવુંએ નહિ, અને કહિં બહાર જવું હોય તો સાથે પણ તેડી જાઉં નહિ. આ કેવી સુધરેલી અને ફેશનેબલ લટકાળી સ્ત્રી છે? બોલવા ચાલવામાં જાય તેવી છે કે શું?'

કેશવચંદ્ર—ઠીક છે, ચાલો ચા લાવો.

'ચાલો, દિવાનખાનમાં બેસો, ત્યાં મંગાવું છું.' ચંદાગૌરી ઉઠી.

રસિકલાલ અને કેશવચંદ્ર દિવાનખાનામાં ગયા. ત્યાં તેમણે એક બીજાના મનના ખુલાસા કરવા માંડ્યા. રસિકલાલે કેટલીક અગત્યની બાબતો, જે પોતાના અનુભવમાં આવેલી હતી તેનાં ઉદાહરણ આપી આપીને કેશવચંદ્રને ઉત્તમ અને ભણેલી સ્ત્રી પસંદ કરવાનો આગ્રહ કર્યો. ચંદાગૌરી ચાના પ્યાલા લઇ આવી અને ત્રણે જણ દિવાનખાના વચ્ચે આરસના ગોળ ટેબલ ઉપર ચા પીવા બેઠાં. હજી તો તેમણે ચાને મુખેએ અડકાડી ન હતી એટલામાં ગજરી આવી. તેણે ધાટીને પાછા જવાનું કહ્યું તે સાંભળી તથા તેનો સાદ ઓળખી ચંદાગૌરીએ ખુરસી ઉપરથી મુખ ફેરવી જોયું. ગજરી દિવાનખાનાના બારણામાં આવી પણ ત્રણેને સાથે ચા પીવા બેઠેલાં જોઈ ખમચાઇ.

સંભ્રમથી પાછી ફરતી ગજરીના કાનના હીરાના એરિંગને ઝબકારે જાણે તેના સૌભાગ્યનો મોદક ઉત્કર્ષ સૂચવતી હોય તેમ મંદ હસી કેશવચંદ્ર સામું જોઇ ચંદાગૌરી ખુરસી ઉપરથી ઉભી થઇને બોલી કે 'આવોને, અંદર આવો. તમારીજ રાહ જોઇ બેઠાં છીએ.'

ચંદાગૌરીને પોતાની તરફ આવતી જોઇ ગજરી વધારે આગળ હઠી, રસોડા તરફ સુવાની ઓરડી હતી ત્યાં ઓઠે જઇ ઉભી રહી. ચંદાગૌરીએ પાસે જઇ કહ્યું કે 'આવો આવો, દિવાનખાનામાં આવો. ત્યાં ચાલો મારા સમ.'

'ના, મારાથી નહિ અવાય.' ગજરીએ શરમાતાં શરમાતાં ઉત્તર આપ્યો.

'હું જરા છુટી છું, વધારે બોલતી હોઉં તો માફ કરજો, પણ હવે શરમાવાનું કંઇ કારણ નથી. કોનાથી શરમાઓ છો? અમારે ઘેર

તમારી શરમને નહિ બને ? આમને ને કેસુભાઇને તો સગા ભાઇઓ જેવું છે. આપણે દેરાણી જેઠાણી જેવું બનાવવું છે કે નહિ ?'

'પણ રસિકભાઈ બેઠા છે તેથી હું શરમાઉ છું. એમને તો મેં આજે જોયાની ?'

'હશે, ચાલો ચાલો. ચા ઠંડી થઇ જશે.'

રસિકલાલે ચંદાગૌરીને બોલાવી અને તે સમજાવી પટાવીને શરમાતી અને અંગને અંગમાં સમાવી દેતી ગજરીને દિવાનખાનામાં લઇ આવી. બે મિત્રો ટેબલ ઉપર અને ચંદા તથા ગજરી ગાદીતકિયે જઇ બેઠાં. ચંદાએ થાટીને બૂમ મારી બીજો પ્યાલો મંગાવ્યો. રસિકલાલ અને કેશવચંદ્ર ચા પીવા લાગ્યા તે પછી ચંદાએ તથા ગજરીએ પણ પીવા માંડી.

દિવાનખાનામાં મૌન પ્રસર્યું. ગજરી શરમાઇ. તેનું મન અરધું અરધું થઈ ગયું. વાળીને એક હાથે ઉંચી ઝાલી આડું જોઇ તેણે ચા પીધી. ચંદાગૌરીની આંખો અને મુખ કૌતુકથી કેશવચંદ્ર અને ગજરી સામે ફર્યાજ કરતાં હતાં. રસિકલાલે ગજરીને જોઇ ન હતી. તે તેને જોઇ પ્રસન્ન થયો. તેના રૂપ તથા ગુણની તેને એક ક્ષણમાં પરીક્ષા થઇ. કેશવચંદ્રના ભાગ્યને તે મનમાંને મનમાં ધન્યવાદ દેવા લાગ્યો. હતું પણ તેવુંજ. ચૌદ પંદર વર્ષની તરુણ ધન વૈભવના તન્મનાટથી ભરેલી ગૃહસ્થની કન્યા ગૃહસ્થાઇમાં અને લાડકોડમાં ઉછરેલી હોય કંઇ નાની ન હતી. તેની ઉપરનાં ઓઢણી ચણિયોજ તેને કન્યા કહેવરાવતાં હતાં. ગજરીનું શરીર જાડું પણ નહિ તેમ પાતળું પણ નહિ એવું સાધારણ હતું. ઉંચી ને પાતળી સોનાની લાકડી જેવી તે લાગતી. તેનું મુખ ગોળ અને શકાદાર હતું. તેના હાથ પગ તેની સ્વચ્છતા અને ચંચળતા બતાવી આપતા હતા. તેની ઉપર શરમ અને સમજણની છાપ હતી. મુંબાઇનો સુધારો મુંબાઇની કેળવણી અને મુંબાઇની ફેશન તેનામાં પુરેપુરી હતી. ગજરીનો પોશાક તેની બેસવાની ઢબ બોલવાની ગંભીરતા અને ચતુરાઇ કોઇ પણ કેળવાયેલા વરને તેને પરણવાની ઈચ્છા કરાવે એવાં આકર્ષક હતાં, તો પછી

કેશવચંદ્ર જેવો રસજ્ઞ તેની તરફ ખેંચાય એમાં શી નવાઇ!

આ વિવાઇ રહી. પણ મૌન ભાગ્યું નહિ. ચંદાગૌરીએ આખરે બોલવું શરૂ કર્યું. ગજરીનાં એરિંગ સંબંધી કૌતુકથી તેણે વાત ઉપાડી, ઘરેણાં, લુગડાં વગેરે સંબંધી પ્રશ્ન પૂછ્યા અને ધીરા ગંભીર પુરુષવર્ગની મર્યાદા સાચવતા લજ્જાવાળી હળવી હલકભર્યા મજેના સ્પષ્ટ સ્વરે તેણે ઉત્તર દીધા. કેશવચંદ્ર અને રસિકલાલ પોતામાં વાતો કરતા હતા પરંતુ ગજરીના બોલ જુદે જુદે ભાવે તેમના કર્ણમાં અથડાતા. પુસ્તક ઉઘાડી તેમાંથી કંઇ વાંચન વાંચતા હોય એમ કરતા ને વાતે વળતા હતા. તેમની વચ્ચે થતી વાતચીત રસથી સાંભળતા હતા. ગજરીનાં વચન ઉપરથી તેની રીતભાત વિદ્યા અને રૂપનું નિરીક્ષણ કરતા હતા. ચંદાગૌરી વાત લેવામાં અને માણસનું મન ઉકેલવામાં બહુ ચતુર સ્ત્રી હતી. ધીરે ધીરે વાતમાં ને વાતમાં તેણે ગજરીને જુદી જુદી બાબતો ઉપર ચઢાવી બોલતી કર્યા પછી પૂછ્યું કે, 'તમે ઉંચે મને શરમાતાં બેઠાં છો એમ મને વાત કરતાં કેમ ફાવે? તમે તોળેલા શબ્દોમાં મને ઉત્તર આપો અને મનમાં લજવાઓ એમ કેમ બને? આ લોકો બેઠાં છે તેથી તમને બેસતાં અને બોલતાં ફાવતું ન હોય તો ચાલો આપણે પેલા ઓરડામાં જઇને બેસીએ?' ચંદાગૌરી આમ કહીને ઉઠી અને તેને બીજા ઓરડામાં લઇ જઇ વાત કરવા મંડી. ગજરીની શરમ તેણે બહુ ઉતરાવી અને બહાર લગભગ પાંચ વાગવાનો વખત થયો.

દિવાનખાનામાં બેઠેલા મિત્રોએ તેમના ગયા પછી ખુલ્લે મને કેટલીક વાતો કરી. પાંચને ટકોરે તેમને વિચારમાંથી જગાડ્યા. કેશવચંદ્ર દિવાનખાનામાંથી ઉઠી પેલી ઓરડીમાં જઈ બોલ્યો કે, 'ચંદાભાભી! બહુ વાતોમાં પડ્યાં હો એમ લાગે છે?'

કેશવચંદ્ર અંદર આવતાંજ ગજરી ખુરસી ઉપરથી ઉભી થઇ ગઇ. ચંદાગૌરી, જે એક સેફામાં સુખે બેઠેલી હતી તે ટટાર થઈ સ્વસ્થ બેસતાં બોલી કે 'આવો ભાઇ! તમને પરણાવવાના છે એટલે મારે વાતો તો કરવીજ પડેને? લોકની કહેવતે નથી જાણતા?'

ગજરી સામેની બારી આગળ જઇ કમળના નાળ જેવા ગોર

ને કોમળ હાથ ઉપર મસ્તક ટેકાવી તથા આંખ કાન અને મન પાછળ રાખી કંઈક હસતી ને લજવાતી ત્યાંજ ઉભી રહી. કેશવચંદ્ર ગજરી બેઠી હતી તે ખુરસી ઉપર ચંદાગૌરીની સામે બેઠો. ચંદાગૌરીએ કહ્યું કે, 'કેસુભાઈ! તમે તે કેવા માણસ છો? હું કહુ છું, આ કહે છે, બીજાં સૌ કહે છે, તેને કોઇને તમે તમારું મનજ કાઢી આપતા નથી? બહુ મેલ્લા લાગો છો બા? આ લોકો તમારી પંજશી કરી કરીને વાજ આવ્યાં, ગુલાબબહેન બિચારાં વાત કરી થાકયાં પણ તમે તો જાણે કંઇ જવાબજ દેતા નથી. આ તમને મળ્યાં અને તમે બેઉએ કંઈ ગોઠો કરી તે હું જાણું નહિ. વાહ કેસુભાઇ! તમે તો મને અક્ષરે કહ્યો નહિ. ત્યારે હવે શું કરવાને આમને તલસાવો છો? આ જુઓ.ને કેવાં થઇ ગયાં? તે દહાડે મને મળ્યાં ત્યારે એમનું શરીર કેવું હતું. બિચારાં તમારે લીધે સુકાઈ સોરાઇ ગયાં. તમને દયાએ છે કે નહિ? આજથી આવા થશો તો આગળ શું કરશો? ગજરા! તમે હવે શું કરવાને મારાથી શરમાઓ છો? આમ જુઓ. ચંદાગૌરી સોફા ઉપરથી ઉઠી ને ગજરી આડું જોઇ હસી.

કેશવચંદ્ર—ચંદાભાભી! એ વાતને વારંવાર પૂછવાનું શું કારણ? મારા ઉપર તમને કે એમને વિશ્વાસ નથી?

ગજરીને ખભે હાથ દઇ 'મને તો વિશ્વાસ છે, તમારાં આમને અને એમના ઘરને વિશ્વાસ નથી.'

'મને તમે એમને અવિશ્વાસ કરવા જેવો ગણાવશો નહિ. જાઓ આજેજ ગુલાબશેઠાણીને કહેવરાવો કે, મારી તરફની બિલકુલ ના નથી, જરૂર જરૂર.'

ગજરીના કાનમાં આ શબ્દો મારફતે અમૃત રેડાયું. તેના હૃદયમાં આનંદનો ઉભરો આવ્યો. બીજું કંઈજ નહિ બોલતાં આનંદથી મોટા થયેલા સ્વરે આગળ વધી તે બોલી કે, 'ભાભીજી! હવે મને રજા આપો.'

ફાટ્યું ગુમડું વૈદ થયો વેરી,
મોહન વ્હેલા આવજો મથુરાંથી.

પરિહાસની લહેરમાં ચંદાગૌરીએ લલકાર્યું.

'એવું કંઇ બોલશોજ માં, મને હવે રજા આપો.'

'હવે રજા નહિ અપાય, કંસાર જમીને જજો.'

'ચંદાભાભી ! એને ના સતાવો, જવા દો, આટલું બધું શું છે ?' કેશવચંદ્ર ખુરસી ઉપરથી ઉભો થતાં થતાં બોલ્યો.

'તમે પણ બહાર જતા નહિ. રહો હું આવું ત્યાં સુધી અહિંજ ઉભા રહો ચંદાગૌરી બહાર ગઈ. રસોડાનું બારણું ઉઘાડી ગોળ અને ધાણા લઈ અંદર આવી. ચંદાગૌરી બહાર ગઈ અને ગોળ લઇ બે મિનિટ પહેલાં તો પાછી આવી દરમિયાન કેટલીએ વાર ગજરીની આંખે ઉંચાં થઇ થઇને કેશવચંદ્ર સામું જોયું, કેટલીએ વાર હૃદય હસ્યું અને કેટલીએ વાર તારામૈત્રક થયાં. ઉભયનાં મન હસી રહ્યાં.

ચંદાગૌરીએ ગોળધાણા સાથે ઓરડામાં પેસતાં 'એ અહિં આવોની' એમ કરી બૂમ પાડી રસિકલાલને પણ બોલાવ્યો. તે આવતાંની સાથેજ તમારા 'કેસુભાઇનો આ મારી તમારી સમક્ષ વિવાહ થયો, તેના ગોળધાણા લો.'

ગજરી રસિકલાલ આવતાં બારી તરફ ફરી ગઇ અને કેશવચંદ્ર બોલ્યો કે, 'ચંદાભાભી ! ઘેલાંઘેલાં તો થયાં નથીને ?'

'હશે, એ ઘેલી થઇ હશે તો ઘેલી કહીશું, પણ બોલ હું ગોળ ધાણા ખાઉં કે ?'

'હા હા ! ઠીક પૂછ્યું.' ચંદાગૌરી તાળી પાડી હસીને બોલી કે, 'હું તો એ વાગદાનનો અગત્યનો પ્રશ્નજ ભૂલી ગઇ હતી. એમની રજા લઇને ગોળધાણા ખાવા જોઇએ. તમે કેસુભાઇની રજા લીધી ત્યારે હું કન્યાની રજા લઉં ?'

આનંદમાં મગ્ન થયેલી ચંદાગૌરીએ ગજરી પાસે જઇ તેના હાથમાં ગોળ આપ્યો અને બોલી કે, 'કેમ રજા છે, ખાઉં કે ?' આડી નજરે કેશવચંદ્ર અને રસિકલાલ તરફ જોઈ રહેલી સ્વસૌભાગ્યથી સોહામણી ગુર્જરીએ મુખ મલકાવ્યું, સૌએ ગોળધાણા લીધા. 'જોજે હમણાં રામચંદ્રશેઠને ત્યાં જઇને પણ અમૃતના વરસાદ વરસાવી આવું

છું. એમ કહી ચંદાગૌરી બોલી કે, 'ગજરાવહુ! ઉભાં રહો. ચાલો હું પણ કપડાં પહેરો તમારી સાથે તમારે ઘેરજ આવું છું.' રસિકલાલને 'આવો મને જરા પેલું કમાટ ઉઘાડી આપો.' બેઉ જણ આ રીતે પેલાં બેને એકાંત આપી બહાર ગયાં. ચંદાગૌરીના છુટા બોલાપણાથી અને સંશયમાં રહ્યા કરેલી વાતને છેવટની નક્કી કરવાની જરૂરથી ગજરી પણ કન્યાની લજ્જાને હવે ન ધરી રાખતાં હિંમતથી બોલી કે, 'ચંદાભાભીજીનો દોર ખૂબ છે. હવે આમાં કંઇ કહેવાનું છે?' કેશવચંદ્ર બોલ્યો કે, 'તમને વિશ્વાસ ન હતો. હું તો પહેલી મુલાકાતેજ તમારાથી ને તમારા ઘરથી જીતાયેલો છું.'

દિવાનખાનામાં આવી ચંદાગૌરીએ કપડાં પહેરવા માંડ્યાં. કેશવચંદ્ર આવ્યો અને ત્રણે જણ વચ્ચે કેટલીક અધીરાં-ઉતાવળાં નહિ થવા સંબંધી વાતો થઈ. પોતેજ વડી હોય તેમ આદેશક વાણીથી ચંદાગૌરીએ વાત કરી અને આનંદના જોરમાં ને જોરમાં વળી બોલી કે, 'આ હું તો મારે ત્યાં જાઉં છું અને જેકોરને ખાતરી આપી આવું છું. જોઉં છું પછી કે તમે શું કરો છો?'

'સૂર્ય પશ્ચિમમાં ઉગશે પણ ચંદાભાભીનું વચન નહિ જાય પછી શું?'

રસિકલાલ-શાબાશ કેશવ! 'તું આજ કંઇ વાત કરતી નહિ.'

'શા માટે ના કરું?'

'કરજે, કરજે.' કેશવચંદ્ર તેને ખુશ કરવાને બોલ્યો. 'ભલે તમને ગમે તે વાત કરજો પણ કાલે હું જવાનો છું તે સાથે સાથે તેમને કહેજો.'

'ભલે આજેજ જાઓની. હવે અમારે કંઈ કામ નથી.'

'એમ નહિ.'

'ત્યારે? આમને કાલે અહિં બોલાવવાં છે એમ?'

કેશવચંદ્ર હસીને બોલ્યો કે, 'હા, એમ.'

'ઠીક છે.' એવું કહી કપડાં પહેરી ચંદાગૌરી બહાર ગઇ અને ગજરાને બોલાવીને કહ્યું કે, 'ચાલો, ગજરાબહેન કહું કે વહુ કહું કે

ગજરાભાભી કહું ?'

'તમને જે ગમે તે કહો.' ગજરીએ મધુરે હસતે મુખે અને આભારભર્યાં અંતઃકરણે ઉત્તર આપ્યો.

'તમે સાંભળ્યું, એમણે કહ્યું કે, કાલે આવજો.'

'ઠીક છે, તમારી સેવામાં હાજર થઈશ.' ગજરીએ આગળ વધતાં કેશવચંદ્રને સંભળાવવા મોટે સાદે જવાબ આપ્યો. બેઉ જણ દાદર ઉતરી ચાલ્યાં. રસ્તા ઉપર આવી આગળ વધતાં માથે ઓઢવાને મિષે ગજરીએ એક બે વાર ઉંચું જોયું પરંતુ કેશવચંદ્ર બારીએ ન હતો એટલે આગળ ચાલી, પરંતુ તેનું મન તો પેલી મેડીમાંજ રહી ગયું.



## પ્રકરણ ૧૬ મું.

## વિવાહ નક્કી થયો.

ચંદાગૌરીએ ખાતરી આપ્યા પછી રામચંદ્રના ઘરનાંને આશા વળી. તેમને નિરાંત થઇ અને જેકોરશેઠાણી બહુ રાજી થયાં. જે દિવસે ગજરી ચંદાગૌરીને મળી અને ચંદાગૌરીએ તેને ખાતરી આપી તેજ રાતે જેકોરશેઠાણીએ રામચંદ્રને પણ બધી વાત કરી.

રામચંદ્રશેઠને સ્ત્રીઓના કહેવા ઉપર હજી વિશ્વાસ આવ્યો નહિ. તેમના મનમાં એમ હતું કે, 'જાનીવાળાએઃએ જ્યારે તેને મદદ નહિ તોપણ આંગળી દેખાડી સન્માર્ગ દાખવેલો છે ત્યારે કેશવચંદ્રના બાપથી તેમનું કહેવું ઉત્થાપાશે નહિ. સ્ત્રીઓની વાતમાં જો કે કંઈ પણ સાર અને સત્ય હશે તથા કદાપિ કેશવચંદ્રે તેમને હા ભણી હશે તોપણ તેનાથી એના બાપના ઉપરિક થઇ આ કાર્ય કરાશે નહિ.' મોઢેથી જેકોરશેઠાણીને શેઠે પોતાની ખુશાલી બતાવી પરંતુ મનમાં થતા આવા વિચારોએ તેમને વાતમાં અનવધાન પ્રતીત કર્યા. પુરુષોનાં હૃદય વાંચવામાં નૈસર્ગિક કૌશલ્ય ધરાવતી સ્ત્રીજાતિથી તે ગુપ્ત રહ્યું નહિ. ચાલતી વાતમાં રામચંદ્રનું દુર્લક્ષ જોઇ શેઠાણી હસીને

બોલ્યાં કે, 'મોઢે તમે વાત કરો છો પરંતુ મનમાં કંઈ બીજાજ વિચાર ચાલતા જણાય છે ? ગજરીના વિવાહ કરતાં બીજી કોઇ વધારે અગત્યની વાત હોય તો બોલોની, હું વળી બીજે પ્રસંગે વાત કરીશ.'

'તમારી વાતમાં મારું લક્ષજ છે અને વિચાર કરું છું તે પણ એનોજ.'

હવે તમે બીજો કશો વિચાર કરશોજ નહિ. હવે તો લગનની તૈયારીઓનાજ વિચાર કરજો. આવતી કાલ એ જવાનો છે પણ મેં એવો વિચાર કર્યો છે કે તેને નક્કી કહી દેવું અને માર્ગશીર્ષમાં લગ્ન થાય એવું એના બાપને કહેવરાવવું.'

'ભલે, કહેજો,'

'ના, તમારા મનમાં હજી કંઈક અવિશ્વાસ છે ? મારા સમ હજી તમને શું એમ લાગે છે કે નહિ થાય ?'

'મને જરા શંકા રહે છે. સ્ત્રીઓસરનું કામ તે ઉપર લગનની તૈયારીઓ કેમ થાય ? એનો બાપ કદાપિ ના પાડે તો એ શું તેનો ઉપરિટ થઇને કરવાનો છે ? જાનીવાળાઓ સાથેની જુની મહોબત તેઓ એમને ના પાડીને એકદમ તોડી નાંખશે ?'

'હા, તોડી નાંખશે ? એ કન્યા તો હજી નાની બાળ છે, અને આને તો ઘડીએ ઘુંટ ભરાય છે સમજ્યા.'

'ઠીક છે. ઇશ્વર જે કરે તે ખરું,' રામચંદ્રે ઠંડો જવાબ આપ્યો. જેકોર સાથે નકામો વાદ કરવો એ તેમને ઠીક લાગ્યું નહિ. દરમિયાન ચંદુલાલ આવ્યો તેથી વાત બંધ થઈ.

બીજે દિવસે કેશવચંદ્રને જવાનો વખત થવા આવ્યો ત્યારે ગુલાબ ગજરીને લઈ ચંદાગૌરીને ઘેર ગઈ. ગુલાબ તેનાં સાસુને એવું કહીને ગઈ કે, 'અમે રાતના કેશવચંદ્ર સ્ટેશનપર ગયા પછીજ રસિકલાલને ઘેરથી આવીશું.' તેઓ આમ કહીને ગયાં પરંતુ જેકોરના મનમાં એકવાર કેશવચંદ્રને કંઇક વહાલભર્યાં વચનો કહેવાની હજી હોંશ હતી. આઠેક વાગ્યાને અમલે ચંદુલાલ બહારથી ઘેર આવ્યો. પુત્રને જોઈ માતાના મનમાં કેશવચંદ્રને બોલાવવાનો વિચાર સ્ફુરી આવ્યો.

તેણે કહ્યું કે, 'ચંદુ ! તું કેશવચંદ્રને મળ્યો ? શું એ ગાડી ઉપર ગયા ?'

'બા ! હું તો એ વાતજ ભૂલી ગયો. ગાડી તૈયાર છે. કહે તો હું જાઉં અને મળી આવું.'

ચંદુલાલની આવી ભાવના જોઇ જેકોરશેઠાણીને કેટલાક ભાવભર્યા વિચાર થઈ આવ્યા. કેટલીકવાર હ્યુપચું કરી તેમણે કહ્યું કે 'જા, અને વખત હોય તો આપણી ગાડીમાં એમને આણી તરફ લઇ આવજે. હમણાંના મને તો એ મળ્યાજ નથી.'

'ચાલ જાઉં ત્યારે.' ચંદુલાલ નીચે ઉતરી તરત રસિકલાલના ઘર તરફ ગયો. રસિકના ઘર આગળ સ્ટેશન ઉપર જવાની તૈયારી થયેલી હતી. વિક્ટોરિયા નીચે ઉભી હતી અને ઘાટી સરસામાન લાવી તેમાં મૂકતો હતો. ચંદુલાલની ગાડી આવી અને કોચમેનને ઓળખી કેશવચંદ્ર સાથે 'આવજો આવજો, જોજો ભૂલતા.' એમ કહેતી ગુલાબવહુ બોલી કે, 'લો એય તમને મળવાને આવી પહોંચ્યા.' 'અહો ! ચંદુભાઇએ તસ્દી લીધી.' એમ કહી કેશવચંદ્ર હસી ગયો. ચંદાગૌરીએ દાદર ઉતરતાં તેના કપાળમાં કંકુનો ચાંલ્લો કરી વિદાયગીરી આપી. ગજરીથી તેની મોટી ભાભી હાજર હોવાથી કંઈ બોલાયું નહિ, પરંતુ તેની આંખે તેના રસ્તાનું કુશળ ઇચ્છયું, હૃદયે તેના હૃદયમાં જઈ વાત કરી અને દાદર ઉતરતાં તેની આંખે ફરીફરીને કેશવચંદ્રને તેના મનમાં રહેલી વાત સંભારી આપી. તે નીચે ઉતર્યો અને સ્ત્રીઓનાં મુખ ઉપરનો આનંદ સૂર્ય સાથે જેમ તેનાં સોનેરી કિરણો નિસ્તેજ થાય તેમ મંદ પડી ગયો. ગજરીની આંખમાં કનીનિકાને છાઇ રહે એટલું આછું પાણી ભરાયું અને ચંદાગૌરીની પાંપણો પલળી. દાદર આગળથી તેઓ રસ્તા ઉપરની બારીએ ગયાં. કેશવચંદ્ર તથા ચંદુલાલ રામચંદ્રશેઠવાળા બ્રુમમાં બેઠા ત્યારે ચંદાગૌરીએ વળી ઉતાવળે સાદે કહ્યું કે 'કેસુભાઇ ! સંભાળીને જજો. અમારે ઘેર જરૂર જજો. મારાં બાને કહેજો કે, સૌ સારાં છે અને અઠવાડિયા સારાં આવશે.'

બ્રુમમાંથી મસ્તક બહાર કાઢી કેશવચંદ્રે ઉંચું જોઇ ઉત્તર આપ્યો. ૭ આંખોને જુદા જુદા ભાવ ભરી જોઈ અને હાથથી 'હો' એમ કર્યું.

ગાડીઓ પછી સપાટાબંધ આગળ ચાલી. એક બારોબાર ચર્નિરોડને રસ્તે ગઈ અને બીજી ભૂલેશ્વર તરફ વળી. નજર પહોંચી ત્યાં સુધી સૌ બારીએથી જોઇ રહ્યાં.

ચંદુલાલ કેશવચંદ્રને લઇ પોતાને ઘેર આવ્યો ત્યારે જેકોરશેઠાણી તેની વાટ જોઇ છજામાં ઉભાં હતાં. ગાડીમાંથી ઉતરી બેઉ જણ ઉતાવળા ઉતાવળા ઉપર ચઢ્યા. આનંદથી ઉભરાઇ જતે મોઢે સામાં આવતાંજ જેકોરશેઠાણીએ કહ્યું કે, 'કેશવચંદ્ર! તમે તો ઘણા દિવસથી જણાયા ન હતા. ચંદુનાં જીજી રોજ યાદ કરતાં હતાં.' કેશવચંદ્ર હસી ગયો. મંછામાના ઓરડા તરફ તેઓ સૌ ગયાં. કેશવચંદ્ર અંદર પેસતાંજ બોલ્યો કે, 'મંછામા! હું અત્યારે અમદાવાદ જાઉં છું.'

મંછાડોસી ખુરસીમાં ટટાર થયાં અને મોટા તથા જાડા 'મેગનિફાયર' ગ્લાસનાં સોનાનાં ચશ્માં નાક ઉપર ચઢાવી તેની સામું જોઇ બોલ્યાં કે, 'બાપુ! સંભાળીને જજો, મેં તો જાણ્યું કે હું તમને જતી વખતે નહિ સાંભરું? પણ સાંભરી તો ખરી. કુળવાનનું છોકરું એની કુલીનતા છોડે નહિ તો? આ ઘરને તમે વિસારશો તોપણ આ ઘર તમને વિસારશે નહિ. તમને અમારું ચાલશે તો આ ઘર વિસરવા દઈશું પણ નહિ. તમને અગત્યની કહેવા જેવી વાત કહેવાયેલી છે તે લક્ષમાં રાખજો. આ ઘરથી તમો અને અમો સુખી થઇએ એવો વિચાર કરજો. તમારા જેવો મારી વહુને પૂજ્ય મળે અને હું નવા જોડાને આશીર્વાદ દેવા પામું એવી મને બહુ હોંશ છે.' મંછાડોસીની આંખમાં બોલતાં બોલતાં આનંદનાં આંસુ આવ્યાં. પાસે ઉભેલાં જેકોરશેઠાણીના હૃદયમાં વાત્સલ્યનો ઉભરો ચઢી આવ્યો. કેશવચંદ્રે નીચા પડી મંછામાને પ્રણામ કર્યા અને કહ્યું કે, 'ઘરડાંના બોલ કોઇથી ઉત્થાપાય છે મંછામા! હવે બહુ વખત થયો એટલે રજા લઇએ છીએ.' 'સુખેથી જાઓ, ને મંગળ કરવા વહેલા વહેલા આવજો. આનંદ કરો.' ડોસીએ ઉમળકાથી માથે હાથ મૂક્યો.

કેશવચંદ્ર આગળ થયો એટલે જેકોરશેઠાણીએ ચંદુલાલની પાછળ દાદર સુધી જઈ 'કેશવચંદ્ર! કાગળપત્તર લખજો. મંછામાએ કહ્યું તે

યાદ રાખજો.' કેશવચંદ્રે શરમથી ઉત્તર આપ્યો નહિ એટલે ફરીને, 'અને લો આ વિદાયગીરી,' તેણે સામું જોયું અને જેકોરની આંખમાંનું વાત્સલ્ય હર્ષાશ્રુમાં ટપકતું દીઠું. પ્રસન્ન અંતઃકરણે તેણે એક 'ગીની' કેશવચંદ્રના હાથમાં મૂકી અને બેઉ મિત્ર નીચે ઉતરી ગાડીમાં બેઠા. વખત ઘણો થઇ ગયો હતો તેથી ગાડી પછી જોરથી સ્ટેશન તરફ ચલાવી દીધી.



## પ્રકરણ ૧૭ મું.

### ચંદુનું જવું.

'ભલે જાઓ શકુન જોઈ સંચરી,
કુળવૃદ્ધિનાં કરવાને કાજ,
વહુવર ! વહેલાં આવજો.
સુખે શેઠાણી દુઃખે દાસી થઈ,
રહેજો ઘરનાં થઇ પરધાન,
વહુવર ! શીખ એટલી.'

'આ જોશી તો કહે છે કે, આજના જેવો ચોખ્ખો દહાડો આ મહીનામાં કે આવતા મહીનામાં બીજો એકકે નથી. વહુનેએ સાથે મોકલો, દમ્પતીને બહુ સારો ચંદ્રમા છે. હવે બોલો તમારો શો વિચાર છે?' જેકોરશેઠાણીએ મંછામાને પૂછ્યું.

ટટાર થઈ મંછામા બોલ્યાં કે, 'ભલે, વહુવર બેઉને મોકલો. બ્રાહ્મણનું વચન માથે ચઢાવો. તારાવહુને અહિં રાખો અને મોહનને પંદર દહાડા ગુલાબવહુને ત્યાં ગમતું થાય ત્યાં સુધી રહેવા અને બધી ગોઠવણ કરી આપવા તેમની સાથે મોકલો. આજ સવારના પહોરથી મને સારું અને શુભ દેખાય છે. બહાર જવાથી છોકરાં હોંશિયાર થાય છે, માટે ભલે જવા દો.'

'મોહન પાછો આવ્યા પછી ગજરીને લઇને વળી હું પણ થોડા દહાડા ત્યાં જઇ આવીશ.' જેકોરશેઠાણીએ દીકરાવહુનાં ગૃહરાજ્ય જોવા

જવાની હોંશ દેખાડી.

'તારાથી તો શું જવાય ? ત્યાર સોરો તો લગનગાળો આવશે, અને એમનેજ આંહિં બોલાવવાં પડશેને ? આ લગનગાળે પણ શું બેસી રહેવું છે ?' મંછામાએ ટાંણો માર્યો.

'હવે બેસી રહીએ તોય શું ? ગુર્જરી મારી મોટી થાય છે. ચંદાગૌરી કહેતી હતા કે, એ વરઘોડિયાંમાં હવે કંઇ વરવાંધો આવવાનો નથી. એ તો પરણ્યાંજ.' જેકોરશેઠાણીએ મક્કમ વિચારે ખાતરી બતાવી.

સાસુ વડસાસુ આમ વાત કરતાં હતાં એટલામાં ધમધમસી ગુલાબવહુ અંદર આવી અને શ્વાસભરી બોલી કે, 'જીજી ! કેશવચંદ્ર ઉંચે નંબરે પાસ થયા અને તેમને સારાં સારાં ઇનામો અને ચાંદ પણ મળ્યા. જુઓ કેવા ભાગ્યશાળી !'

જેકોરે પૂછ્યું કે, 'તમને કોણે કહ્યું ? હજી તો ચારે વાગ્યા નથી. પરીક્ષાનાં પરિણામો તો સાંજે જણાય છે. કોઇએ ગપબપ તો મારી નથીને ?'

'ના, ગપબપ કંઇ નથી. રસિકલાલ જોઈ ખાતરી કરી કેશવચંદ્રને તાર કરીને ઘેર આવ્યા, અને ચંદાગૌરીએ હું આમ આવતી હતી ત્યાંથી ખાસ બોલાવીને મને કહ્યું. એ તો રસિકલાલને પોતાને તમને કહેવા માટે અહિં મોકલતાં હતાં.' ગુલાબવહુએ સાસુની શંકા ભાગી.

મંછાડોસી ઉત્સાહથી આંખો ચગચગાવી હસતે ચહેરે જેકોર સામું જોઇ બોલ્યાં કે, 'મેં તને નહિ કહ્યું કે, આજનો દહાડો મને સવારના પહોરથીજ સારો લાગે છે. ચાલો, બહુજ સારું થયું. દીકરો એ દાક્તર થયો, અને જમાઇએ તારે તો તારે તોરણે આવતા પહેલાં ગ્રેજ્યુએટ થયો. રામચંદ્રને હું તો હવે એજ કહીશ કે, ચંદુની માફક એને પણ કહિંક સારે ઠેકાણે નાંખી દે.'

'એ તો હજી નાનો છે અને આગળ ભણ્યા વગર રહેવાનોજ નથી. એના ઉપર કંઇ આપણું બળ છે ? એના બાપને વર્ષ પહોંચ્યાં

છે એટલે કદાપિ નોકરી લે તો કોણ જાણે ? બાકી આપણે કંઈ ઉતાવળ નથી. મંગળ ફેરા ફેરવીને હું તો મારી ગજરીને હજીએ વર્ષ બે વર્ષ મારી પાસે રાખીશ. એને ભણવું હોય તો ભલેને ભણે !'

'તારી સાસુ કહે છે તે સાંભળ્યું કે ગુલાબવહુ ! તને તારી નણંદ મોટી થઈ હોય એમ નથી લાગતું ?' મંછાડોસીએ જેકોરના વિચારની વહુ પાસે તુલના કરાવવાને પ્રશ્ન કર્યો. પોતાના, વહુના અને તેની વહુના, એમ ત્રણ પેઢીના જમાનાનું ડોસીએ નાનીવહુને મોઢે તારણ કઢાવવા માગ્યું. ગુલાબવહુ ગંભીર પણ છુટા મોંની સ્ત્રી હતી. તે બોલી કે, 'જીજી ! આપના મારાં સાસુજીના અને મારા જમાનામાં આશમાન જમીનનો અંતર પડી ગયો છે. આપ વૃદ્ધોની આમન્યાને લીધે શું કહીએ ? બાકી મારા વિચાર તો મારાં સાસુજીથીએ બે વર્ષ આગળ વધી જાય એવા છે. છોકરો અઢાર ઓગણીસ વર્ષનો થાય ત્યાં સુધી ઉમ્મરે પહોંચ્યો કહેવાય નહિ, અને છોકરી બિચારી તેર ચોદ વર્ષની થઈ એટલે મોટું ઘૈરુ થઈ ગઈ ! એમ કેમ કહેવાય ? એ કોના ઘરનો ન્યાય ? અમે તો છોકરાઓને વીસ ને પચીસ વર્ષના અને છોકરીઓને અઢાર વીસ વર્ષની કરવા માગીએ છીએ. ગજરાબાને પંદર વર્ષ થયાં અને મારાં બા બીજાં બે વર્ષ ખમવાનું કહે છે, તેમાં મને તો જરાએ નવાઈ જેવું લાગતું નથી ? જો કદાપિ મારું રાજ્ય હોય તો હું તો ખાસ્સાં અઢાર વીસ વર્ષનાં થવા દઉં. એમાં શું ? આપણા ધર્મમાં તો જીજીમા ! વ્યાસજી એકવાર કહેતા હતા કે, આગલા જમાનામાં ખાસ્સી મોટી મોટી થઈનેજ સર્વે કન્યાઓ પરણતી હતી. સીતા દમયંતી અને દ્રૌપદી જેવી સતીઓ જે સ્વયંવરથી પરણી હતી તે શું અગિયાર અગિયાર વર્ષની અણસમજુ બાળક છોકરીઓ હશે ? કન્યા વરને પસંદ કરતી અને પોતાના માબાપને કહેતીએ ખરી કે, અમને ફલાણાની સંગાથે પરણાવો.

મંછામા તો પુત્રના પુત્રની વહુનાં આ વચન સાંભળી આભાંજ થઈ ગયાં અને તેને આગળ બોલતી અટકાવી વચમાંજ બોલ્યાં કે, 'એવી નિર્લજતા તો કદાપિ હોયજ નહિ. જેકોરવહુ ! તેં એવું સાંભળ્યું

છે કે, પરણનારી છોકરી કહે કે, મને ફલાણો વર ગમે છે અને તેની સાથે મને પરણાવો. એ તો કન્યાએ રાંડ માંથે છેડોજ નાંખ્યો કહેવાય? હાય હાયરે બાપ ! આપણી હિંદુ મરજાદાને માથે ત્યારે તો મીઠુંજ મુકાયને ?'

ગુલાબવહુ બોલતાં શું બોલી તો ખરી પણ વડસાસુનો ચહેરો જોઇ નરમ પડી ગઇ, અને પછી બોલી કે, 'જીજીમા ! અમે એવું ગાઇએ છીએ, અને હું તેનો એવોજ અર્થ સમજુ છું. જુઓને આપણા લોક નથી ગાતા કે 'દાદાજી ! એ વર જોજો, એ વરે મારાં મન વસ્યાંરે; નિશાળે ભણતેલો દીઠો, અક્ષરે મારાં મન વસ્યાંરે.'

મંછામાએ તરતજ અભિપ્રાય આપ્યો કે, 'ઓહો ! એ તો માત્ર લગનનાં જોડકડાં.' 'ના ના જોડકડાં તો નહિ.' જેકોરશેઠાણીએ વહુના બચાવમાં અને પોતાના સમર્થનમાં હવે બોલવું શરૂ કર્યું. 'જોડકડાં તો નહિ અને કદાપિ જોડકડાં હોય તોપણ શું ? આગલા જમાનામાં કન્યાઓ ખાસી મોટી અને સઘળું સમજે એવી તો થતીજ. નહિ તો સપ્તપદીમાં વરવહુ જે સામસામે પ્રતિજ્ઞાઓ લે છે તે અગિયાર વર્ષની કન્યા શી રીતે લે ? હજીએ રાજદરબારમાં અને ગામડાંમાં તો કન્યાઓ ખાસી મોટી વયની થાય છે. બાર તેર કે ચૌદ વર્ષની કન્યા પાસે સંસાર મંડાવવો, એ તો હું જુના વિચારવાળી થઈ જઇને વિચાર કરું છું તોપણ મને ઠીક લાગતું નથી. દુધિયા દાંત પડીએ રહ્યા ન હોય તે પહેલાં છોકરી બિચારીને સંસારમાં નાંખવાથી તેનું શરીર અને મન બેઉ બગડી જાય છે. એવાં હલેતાં બાળક દંપતીને સંસાર સુખકર નહિ પણ સામો દુઃખતર નીવડી આયુષ્યે ઓછું કરે છે. સંસારથી શરીર અને મન તૂટી ગયા પછી કદી જીવે તોપણ શું ? હાડપિંજર જેવી અને પવન આવે તો ઉડી જાય એવી આપણે કેટલી બધી સ્ત્રીઓ અહિં તહિં જોઇએ છીએ. એવાંને સંસાર શું વહાલો લાગતો હશે ?'

'સંસાર વહાલો ન લાગવાથી ત્યારે કોણ વેરાગણ થઈ, તે તો બતાવ ?' ડોસીમાએ ચિઢાઇને જવાબ દીધો.

'વસ્તાર વળગ્યો હોય એટલે વેરાગણો તો શી રીતે થાય, પણ મુઆ જેવું જીવન ગાળે.' જેકોરે વાતને વાળી લીધી. ગુલાબ બોલી કે, 'ગજરાબા તો ઉપર હશે, નહિ બા?' એમ અનુજ્ઞાત્મક પ્રશ્ન કરી ઓરડાની બહાર નીકળવા લાગી એટલે વળી મંછામા બોલ્યાં કે, 'જો સાંભળ વહુ! તારે પણ આજે જવાનું ઠર્યું છે. ઝટ તૈયારી કરજે. મોહનલાલ તમારી સાથે આવશે, ને થોડા દિવસ રહી તમને બધો બંદોબસ્ત કરી આપી પાછો આવશે. સંભાળીને રહેજો.'

જેકોર–હા, જોશી કહે છે કે, આજનું મુહૂર્ત બહુ સારું છે, અને જીજીમા પણ કહે છે કે 'મોકલો,' માટે તમારે જે તૈયારી કરવી હોય તે કરો. રાતના મેલમાં જવાનું છે.

સાસુ વડસાસુનાં વચન સાંભળી ગુલાબ મનમાં તો ખુશ ખુશ થઈ ગઈ, પણ ઉપરથી ખુશાલી નહિ દેખાડતાં બોલી કે, 'બેચાર કલાકમાં હું કેવી રીતે તૈયાર થઈ શકીશ? ગજરાબાને હું તો મારી સાથે લઈ જઈશ. આવા ભર્યાભાદર્યા ઘરમાં રહેલી મને એકલીને ત્યાં પરદેશમાં ગમે કેમ?' વહુએ મજેનું હોંશીલું લાડ ઉચ્ચાર્યું.

'ગજરીને ના મોકલાય. તારી સાસુ ગજરીને લઈને પછી આવશે. હમણાં મોહનલાલ આવે છે. તને ગમતું થાય ત્યાં સુધી તેને ત્યાં રાખજે. મોહનભાઈથી કે બીજાથી તમારે ક્યારે ઓઝલ છે કે અણગમો થાય? ચંદુએ ક્યાં બહાર જવાનો છે? દવાખાનામાંજ રહેવાનું છે જાઓ, હવે તૈયારી કરો બેટા!' ડોસીએ ટકોર મારી વળી મલમપટો કર્યો.

ગુલાબ હોંશભર્યા મને પોતાની મેડીએ ગઈ. તેના ગયા પછી ડોસીએ જેકોરશેઠાણીને કહ્યું કે, 'તું કશી ચિંતાચિંતા કરતી નહિ. તારી વહુ બડી હોંશિયાર છે. પહેલા નંબરનું ઘર ચલાવશે. જા આપણને શોભે તેવા દાગીના પણ કાઢી આપ. ત્યાં રાજદરબારમાં કહિં જવું આવવું પડે ત્યારે સારા દાગીના જોઈએ. અહિં મુંબાઈમાં એક અછોડો કોટમાં નાંખ્યો અને હાથે તાંતણા જેવી ચાર બંગડીઓ પરોવી એટલે મોટી શેઠાણીમાં ખપાય! પરંતુ એણી તરફ ગુજરાત

કાઠિયાવાડમાં તો દાગીનો દાગીના જેવો ભારે જોઇએ. લુગડાંથી ત્યાં ગૃહસ્થાઇ કહેવાય નહિ, સમજી વહુ ! જા, ચાર સારા ભારે દાગીના કાઢી વહુને આપ.'

'પણ બા ! એ દાગીના એમને ગમશે નહિ. મુંબાઈમાં તો ઘેરઘેર હવે એવું થઈ ગયું છે. દાગીના એટલે અવેજ જેવું કંઇજ નહિ. એક ગૃહસ્થની બૈરી પાસે બસેં પાંચસેંના દાગીના અને એક ગરીબની બૈરી પાસેએ એ. તમારા અમારા વખતમાં દાગીનાની જે લક્ષ્મી ગણાતી તે હવે નથી.' વચમાંજ ડોસી બોલ્યાં કે, 'અને તેમાંજ લોકો જોત જોતામાં તૂટી જાય છે.' મંછામાએ જુના અર્થશાસ્ત્રનાં પાનાં ઉકેલતાં વળી આગળ ચલાવ્યું કે, 'આગળ તો લોકો પોતાની સમૃદ્ધિનો લગભગ ચોથો ભાગ દાગીનામાં રોકતા. દાગીના એટલે ઘરેણુંજ નહિ પણ અણુમહોર્યું સોનું–પાટલા. અણીની વેળાએ અસલના દાગીના ઘરની એન રાખતા. કોઇવાર હું બારીએ બેઠી હોઉં છું અને એકાદ ગૃહસ્થના ઘરનો મોટો વરઘોડો જતો જોઉં છું ત્યારે મને આજની ઉપરચોટિયા ટાપટીપ ઉપર ખરેખર હસવું આવે છે. આગળની જાનો એજ હાલના વરઘોડા કે બીજું ? આગળ એક જાન લુંટાય તો કહેશે કે, લાખના દાગીના ગયા. હાલનો મોટા શેઠ સાહુકારના ઘરનો વરઘોડો જોઇએ ત્યારે ભાગ્યે પંદર વીસ હજારના દાગીના નજરે પડે. હાલનો દાગીનો ટાપટીપનું શોભાનું ઘરેણું ગણાય છે. અમારા વખતનો દાગીનો સમૃદ્ધિનો એક મોટો ભાગ ગણાતો.'

'વળી આજના દાગીનાનું સોનું પણ સારું હોતું નથી. લોક જેમાંને તેમાં છાશિયાં સોનાં વાપરે છે. અણીને વખતે તેનું શું ઉપજે ?' જેકોરશેઠાણીએ ટાપસી પુરી.

'છાશિયાં સોનાં વગર મશીન પૉલિસ ચઢે નહિ તો ! લોકને જે ને તે ઝગઝગાટ જોઇએ છીએ. ઉપરની ટાપટીપ ને ઘોળકું ! દાગીનો તો એવો જોઇએ કે, અડીઓપટીએ જવાબ દે. હાલના લોકને તો ગૃહસ્થાઇ માત્ર દેખાડવી છે, અને તે પણ સામા માણસને આંજીને ઠુતવા માટે. અમારા જમાનામાં તો સારી ગૃહસ્થાઇ અને ખાનદાની

વગર સારો દાગીનો કે લુગડું કોઈ પહેરતુંજ નહિ. આજ તો બાઇ-
સાહેબના દાગીના કરતાં કપડાની કિંમત વધે! શરીર ઉપર જેટલાના
દાગીના ન હોય તેના કરતાં વધારે કિમતનાં કપડાં હોય, અને તેએ
વળી કપડાની પોતાની કિંમત નહિ પણ મોંઘી સિલાઈની કિંમત!
આવા આવા ઉપરચોટિયા ફંદ અને ભભકા વધ્યા એટલે વેપારમાંથી
બરકત ગઈ. કોઇ કોઇની સાખ ન રાખે એવું થઇ ગયું. તેમાં વળી
સારા ભભકાદાર અને બાદોશ ગણાતા લોકોએ ગરીબોને ખોટાં બણગાં
ફુંકાવી ફુંકાવીને મારી નાંખ્યા. પોતે આત્મઘાત કર્યો એટલે જાણે
છૂટયા! મુઆઓને ધર્મ નડતો નથી. આત્મઘાતીને નરકમાં પડવું પડે
છે તેનીએ એમને બીક લાગતી નથી'

'સારા સારા અને શેઠિયા ગણાતા લોકોએજ ગરીબને લુંટવા
માંડયા ત્યાં પછી શું કરવું? ગાડીઘોડા ને વાડીબંગલો જોઈ જોઇને
લોક બિચારા ભરમાઇ જાય અને જ્યારે પાપનો ઘડો ફૂટે ત્યારે હાય-
પીટ કરે, પરંતુ પછી પાણી વહી ગયે તેમનું શું વળે? 'લોભે લક્ષણ
જાય' સામો માણસ તો ગમે તેવી સફાઇ ને ટાપટીપ દેખાડે પણ
આપણે લોભમાં લપટાઇએ શું કરવા, કે જીવનગાળો ગુમાવીએ?
જેકોરશેઠાણીએ આધેડવયનું ડહાપણ બતાવ્યું અને પોતાના શાણપણની
કસોટી કરાવવાને વળી આગળ ચલાવ્યું કે, 'બા! મારા દાગીના તો
એવા ટાપટીપિયા નથી. હું તો મારે આપની અને મારાં ઘરડેરાંની
શિખામણે મૂળથીજ એવું સમજેલી કે, દાગીનો તે તો અવેજ અને
છોકરાંનો વારસો.'

મંછામા બોલ્યાં કે, 'તું ડહાપણથી ચાલી તો અત્યારે સુખી
છે. તારા દાગીના અને રામચંદ્રનો રોકડ અવેજ બેય સરખાં. બે
છોકરા હોય તો બેઉને બે જણાં સરખું આપી શકો. વારું, એ વાતને
બહલાવીએ અને દાગીનાનો અવેજ ગણતરીએ ચઢાવીએ નહિ. હવે
જાઓ વહુને એમાંના બે ચાર સારા ભારે દાગીના કાઢી આપો.'

જેકોરશેઠાણી ઉઠનાં હતાં એટલામાં ચંદુલાલ બહારથી આવ્યો
તેણે પણ આનંદભર્યે ચહેરે કહ્યું કે, 'બા! કેશવચંદ ઉંચે નંબરે

પાસ થયા. બહુ સારી નામના મેળવી. મેં તેમને તાર કરી મુબારકબાદી આપી છે. વળી કાઠિયાવાડથી મારા પિતાજીની ઓફિસમાં તાર આવ્યો છે અને મારે આજેજ જવાનું ઠર્યું છે. '

'હા, મને ખબર થઇ ગઇ છે. હું તે જાણું છું અને જોશીને પૂછ્યું તેણે આજનો દહાડો સારો કહ્યો તેથી મેં અને તારી દાદીએ હમણાંજ ગુલાબવહુને તૈયાર થવા કહ્યું છે. તારાં જીજીની એવી મરજી છે કે, તમે વરવહુ બન્ને જાઓ. મોહનલાલને સાથે લેતાં જાઓ. એ તમને બધી વ્યવસ્થા કરી આપશે. તારાવહુ એ આવે ત્યાં સુધી આપણે ઘેર રહેશે, કારણ કે ગજરીને અને અમને ગમે નહિ. મોહનને એટલી ખબર ટેલિફોનથી આપ, અને જા તું એ તારી બધી તૈયારી કર. તમે મોટાં અને સમજુ છો એટલે હું હવે શી શિખામણ દઉં, માત્ર એટલુંજ કે આપણી જાત અને આબરૂ સંભાળીને રહેજો. '

જોતજોતામાં વખત જતો રહ્યો. ગુલાબવહુએ હોંશમાં ને હોંશમાં પોતાને જવાની બધી ગોઠવણ કરી નાંખી. ગજરીને પેલી વાત કહેવાનું તે ભૂલીજ ગઇ, પણ દીકરીને તેની હોંશીલી માએ તે વાત કરી. રસિકલાલને ઘેર જઈ તેણે પણ હોંશમાં પોતાના જીવનપ્રભુની પ્રભુતાના હર્ષનો પત્ર લખી કાઢ્યો. રામચંદ્રશેઠના ઘરમાં આજ આનંદ આનંદ થઇ રહ્યો હતો. ઘરનાં જુવાન અને આશા ભર્યાં માણસોનો આનંદજ ઘરને સ્વર્ગ જેવું રળિયામણું દેખાડે છે અને ખરેખર આજ સાંજનો વખત અહિં એવોજ આનંદી થઇ રહેલો હતો. ગુલાબવહુ બહારથી જાણે ગંભીર હોય એમ દેખાડો કરતી હતી પરંતુ એના મનમાં તો ભવિષ્યની સ્વતંત્રતાના આનંદનાં મોજે મોજાં ઉછળી રહ્યાં હતાં. ગજરીના મનમાં પણ તેવોજ આનંદનો ઉદધિ રેલી રહ્યો હતો. તે પણ હોંશીલી ઉમેદભરી કન્યા હતી એટલે બહારથી તો મર્યાદાશીલ ઠાવકી રહેવા યત્ન કરતી હતી પરંતુ પતિની ફતેહ સાંભળી તેનું મન ગાંડુ ઘેલું થઈ ગયું હતું. રસિકલાલને ત્યાંથી આવી એવીજ ધમકારાબંધ તે તેની ભાભીની મેડીએ ચઢી અને અંદર પેસતાંજ બોલી કે, 'એટલામાંજ નણંદને ભૂલી ગયાં તો પછી ત્યાં જઇને શું સંભારવાનાં છો ?'

'આવો આવો, ગજરાબા ! હું તો તમને કેશવચંદ્ર પાસ થયા તે કહેવાનુંએ ભૂલી ગઇ. મેં જેવું સાંભળ્યું તેવુંજ પહેલવહેલું જીજી-માને અને બાને વધામણી આપી. તમને કહેવા આવતી હતી એટલામાં ઓચિંતું બાએ અને દાદીએ આજ મનેએ તમારા ભાઇ સાથે જવાનું ઠરાવી દીધું, એટલે કામમાં પડી ને ભૂલી ગઇ. તમે શું રસિકલાલને ત્યાં જઇ આવ્યાં ?' ગુલાબે પહો બાંધીને પ્રશ્ન કર્યો.

'તમે કોઇ વાત કહેવી ભૂલી ગયાં હો તે હું યાદ કરતી નથી. મેં તો તમે પોતે જવાનાં છો તેને ઉદ્દેશીને પૂછ્યું કે, એટલામાં નણંદને ભૂલી ગયાં કે શું ?'

'નારે બા, નણંદ અમને ભૂલી જશે પરંતુ અમારાથી કંઇ નણંદને ભૂલી જવાશે ? અમારે તો નણંદ નણદોઇનાં સહેજે કામ પડશે.' ગુલાબે પોતાના સારા દહાડાનું ભવિષ્યના મનોરથમાં અજાણેજ સૂચન કર્યું. નણંદ હસવાનો પ્રસંગ મળવાથી બીજાજ આનંદમાં ખડખડાટ હસી.

'હસો, કહો તો હુંએ હસવા લાગું.' ભાભીએ નણંદની મજાક કરતાં કહ્યું.

'તમે શું સમજતાં હશો અને હું શું હસતી હોઇશ ભાભી ?'

'એ તો સૌ સૌનાં મન જાણે. મારા કરતાં તમારે તે વધારે સમજવા જેવું છે. તમારાં બધાંની ગમતમાંથી સ્નેહમાંથી ને સસરાજીના રાજ્યની શીળી છાયામાંથી બહાર જતાં મારે તો હસવા જેવું કંઇ છેજ નહિ. હસવા જેવું તમારે છે ને ઉંડા અંતરના આનંદથી હસો છો પણ તમેજ.'

'ભાભીને ઠીક ફેરવી વાળતાં આવડે છે.' ગજરીએ કાવકે મુખે જવાબ આપ્યો એટલામાં તારાગૌરી પણ છોકરાંને લઇ ત્યાં આવી પહોંચી.

'ઓચિંતું આજેજ ક્યાંથી જવાનું ઠરાવી દીધું ?' તારાગૌરીએ સવાલ કર્યો.

'જુઓને ભાભીજી ! બાએ અને જીજીમાએ એકદમ મનેએ

મોકલવાનું નક્કી કર્યું અને તે પણ મને તો છેક ત્રણ વાગે કહ્યું. મારી મોંઘીબ્હેનને મળવાનો તો મને વખતે નહિ મળે. જો તે કોઈ મને કહેશે કે 'કહ્યુંએ નહિ અને મળ્યાંએ નહિ વાહ!' ગુલાબે ઉત્તર આપ્યો.

તારા બોલી કે, 'જાઓ, તમારાં બ્હેનને મળી આવો. કાકાજી આવ્યા તેમની ગાડી નીચે તૈયારજ ઉભેલી છે. પાંચ મિનિટમાં મળીને આવતું રહેવાશે.'

'હા, જાઓ ભાભી!' ગજરાએ અનુમોદન આપ્યું.

ગુલાબ અને મોંઘીનાં સહીપણાં કેવાં છે તે વાંચનાર જાણે છે. આવી પ્રિય સખીને મળ્યા વગર પરદેશ જવું તે ગુલાબના મનમાં ખુંચતું હતું. મોંઘી તેને ઠપકો દેવામાં પણ બાકી રાખે તેવી ન હતી કુદરતી લાગણી અને ભક્કાબોલા માણસનો ભય એ બે વાનાં પ્રીતિમાં પરિચય રખાવનારાં છે. તરતજ તે તૈયાર થઇ અને સાસુની રજા લઇ ગાડી તૈયાર હોવાથી ઝવેરીને ઘેર ગઈ. ચંદુલાલ પણ તેના મિત્રોને મળવા ગયો.

ઘરમાં તેમના જવાના બધી તૈયારીઓ થઇ રહી હતી. રામચંદ્રશેઠ દિવાનખાનામાં મોહનલાલને તેમનું વરવહુનું ઘર જમાવી આપવાની કેટલી વ્યાવહારિક સુચનાઓ આપતા હતા એટલામાં જેકોરશેઠાણી એક તાર લઇને દિવાનખાનામાં ગયાં અને બોલ્યાં કે, 'આ ચંદુનો તાર આવ્યો છે. રામચંદ્રે તાર લઇ મોહનલાલને આપ્યો ને કહ્યું કે, તાર ફોડવામાં હરકત નહિ, જોને મોહન! કોનો છે અને શું બાબત છે?'

જેકોરશેઠાણી બોલ્યાં કે, 'જુઓને, રસોઇ થઇ ગઇ છે સાત વાગવા આવ્યા પણ વરવહુમાંથી કોઇએ જણાય છે? ભાઇ મિત્રોને અને વહુ તેમની સખીઓને મળવામાંથી પરવારતાંજ નથીને? આવું ત્યાં ક્યાંથી લાવશે?'

તાર ફોડી તે વાંચીને મોહનલાલ બોલ્યો કે, 'આ તો ચંદુભાઇએ કેશવચંદ્રને પાસ થયાની મુબારકબાદી આપી હશે તેનો તેમણે

વળતો ઉપકાર માન્યાનો તાર છે' આમ કહી તેણે મોટેથી ઈંગ્રેજીમાં રામચંદ્રશેઠને તાર વાંચી સંભળાવ્યો.

રામચંદ્રશેઠે હસીને કહ્યું કે, 'મોહન ! તારી કાકીને તેના અક્ષરે-અક્ષરનું ભાષાંતર કરીને સંભળાવ.'

'મારે એમાં સાંભળવા જેવું શું છે?' જેકોરશેઠાણીએ ઉત્તર આપતાં ચલાવ્યું કે, 'જુઓને કેવો વિનયી છે. હું ધારું છું કે આજે પરિણામ જણાવાનું જાણીને તે ખાસ અમદાવાદ આવેલો હશે, નહિ તો ગામડે તાર ક્યારે જાય અને જવાબ ક્યાંથી આવે? રસિકલાલને અને એને એવી ઘરવટ છે કે અમદાવાદે પેતાનું ઘર હોય એમ તે રહે છે એટલે જરૂર અમદાવાદ આવેલો હશે. ચંદુએ તાર કર્યો ત્યારે તરત ને તરત તેણેએ સામો તાર કર્યો. છોકરાંનો ઉદય અને તેમનામાં આવો સ્નેહ તથા કલોલતા હોય એ તો મને બહુ ગમે છે.'

મોહન—જુઓ, સાંભળો કાકી! અમદાવાદથી તે લખે છે કે 'તમારા તારને માટે ઉપકાર માનુંછું. મારા પિતાને પેલી વાત કબુલ છે.'

જેકોરશેઠાણી હસ્યાં અને રામચંદ્ર સામું જોઈ બોલ્યાં કે, 'લો હવે તમારે કંઈ કહેવાનું છે? ભૈરાંસડી વાત તેમાં શો વિશ્વાસ? એમ કહ્યા કરતા હતા તે હવેએ માનશો કે નહિ?'

મોહન—ન માનવા જેવું શું હતું. આપણા જેવું ઘર એને ક્યાંથી મળે? ગજરીબહેનના જેવી સુશીલ ડહાઈ ભણેલી ગણેલી કન્યા એને પણ બીજે ક્યાં મળે તેમ હતું કે ના કહે? મેં તો તેજ દિવસે નહિ કાકી! તમને ખાતરી આપી હતી.

રામચંદ્ર—મોહન! તમારી જુવાનોની એ બહુ મોટી ભૂલ થાય છે કે, તમો હમેશ પોતાની બાજુને ઉજળી જોઇ બીજી બાજુનો ઝાઝો વિચારજ કરતા નથી. તમે એવું અભિમાન રાખો છો કે, આપણા જેવું કોણ છે? પણ નહિ, દુનિયામાં આપણા જેવાં બહુએ છે અને આપણે કંઇજ ગણતરીમાં નથી, એમ માનવું. હુંજ હોશિયાર અને ગૃહસ્થ એવું મનમાં અભિમાન આણવું નહિ. તારાં કાકીને પૂછ કે અમારા જેવું—અરે! અમને ટકાર મારે એવું ઘર એને કન્યા આપ-

વાને અમદાવાદમાં તત્પર છે કે નહિ? વારું, આ તો બહુ સારું થયું છે, પણ એવું અભિમાન ન રાખવું કે, આપણા જેવું કોણ છે? ગજરી મારી ભાગ્યશાળી તે આ ચોકઠું બેસી ગયું. હું તો આને હમેશ કહેતો હતો કે, ઇશ્વર સૌ સૌને ઘટે તેવું ઠેકાણું કર્યાજ કરે છે અને તેની ઉપર વિશ્વાસ રાખ. છોકરો સારો છે, તેમ કુટુંબે જીજીના કહેવા પ્રમાણે અસલ ખાનદાન અને કુળવાન છે. એનાં માબાપ અને આગળ પાછળનાં માણસ કેવાં હશે તે આપણે જાણતા નથી.'

જેકોરશેઠાણીથી રહેવાયું નહિ તે વચમાંજ બોલી ઉઠયાં કે, 'એનાં માબાપ અને આગળ પાછળનાં માણસ ગમે તેવાં હશે, તેમાં આપણે શું? તેમની સાથે કયારે આપણે માથા સરસા જડયા છે. આપણે તો વર જોગો છે, અને વરમાંથી ઘર થશે. મોતીના દાણા જેવો વર છે પછી શું? જુઓને કેવી શાબાશીભેર પાસ થયો. મોહનલાલ! ચંદુ આવે એટલે તું સામો તાર કર કે તે સ્ટેશન ઉપર તમોને સવારે મળે.'

'તારે કંઈ ભેટબેટ મોકલવી છે?' રામચંદ્રશેઠે ઉશ્કેરવા પ્રશ્ન કર્યો.

'હા હા, ભેટ પણ મોકલું, કેમ ન મોકલું? બીજી કોઈ રીતે નહિ તોપણ આપણી જ્ઞાતિના અને આપણે ઘેર થોડા દિવસ રહીને ઉંચે નંબરે માનભેર પાસ થયેલા એક ગૃહસ્થને ભેટ મોકલાવું તોપણ ખોટું નથી.'

રામચંદ્ર–બરોબર છે, આપણે ઘેરથી પાસ થયેલા એક વિદ્યાર્થીને ભેટ મોકલવામાં આવે તો તેમાં કંઇ વધારે પડતું કર્યું એવું કહેવાય નહિ. વારું ચાલો, હવે તૈયારી કરાવરાવો, વખત જાય છે અને ગાડી કંઈ આપણી વાતોની વાટ જોશે નહિ.

ચંદુલાલ અને ગુલાબ તેમનાં સ્નેહીઓને મળીને ઘેર આવ્યાં ત્યારે ઘર આગળ બધી તૈયારી થઈ ગઇ હતી. કેટલાક મિત્રો અને પડોસની સખીઓ તો તેઓના આવતા પહેલાંજ તેમને વિદાયગીરીનું માન આપવાને આવી પહોંચ્યાં હતાં. તેઓ આવી તેમને મળીને

જમ્યાં એટલામાં જવાનો વખત થયો. રામચંદ્રશેઠ અને ગજરી તેમને સ્ટેશન ઉપર વળાવવા જવા તત્પર થયાં. મંછાડોસી અને ઓંકારશેઠાણી ગળગળાં થઇ ગયાં, તેમ ગુલાબવહુની આંખો પણ છુટાં પડતાં ભિંજાઇ, ગજરીએ હસતે મુખે ભાઇ ભોજાઇને કંકુનો ચાંલ્લો કર્યો અને મંછામા તથા શેઠાણીના પગમાં મસ્તક નમાવી પ્રણામ કરી વરવહુ શુભાશિષ લઇ દાદર ઉતર્યાં. તારાવહુ અને છોકરાં તેમની પાછળ નીચે ગયાં. મોહનલાલ જતો હોવાથી તારાવહુને પણ જરા ઓછું આવ્યું અને મોટો છોકરો તો ગજરાફોઇ સાથે ગાડીમાંજ ચઢી બેઠો. 'આવજો અને કુશળતાના પત્ર લખતાં રહેજો' એમ સર્વે કહેતાંજ રહ્યાં અને ગાડીઓ સ્ટેશન તરફ ચાલી.



## પ્રકરણ ૧૮ મું.



## રજવાડી રહેણી કરણી.

પૂર્ણિમાની રાત્રિ છે. બાગમાં ઝીણી ઝીણી ધારનો ફુવારો ઉડી રહ્યો છે અને ચંદનીની અંદર પુષ્પવૃક્ષો ઉપરનાં રંગ બેરંગી પુષ્પો ખીલી નીકળી ચારે તરફ બાગમાં સુવાસ પ્રસારી રહ્યાં છે. મંદ મંદ પવન વહાય છે અને ઘટાદાર વૃક્ષોમાંથી ઝીણો ઝીણો પંખીઓનો કલરવ વાતાવરણને ગણગણાવી રહેલો છે. ભ્રમરો આમ તેમ ગુંજારવ કરે છે અને અમૃતને વરસાવતાં હોય તેવાં ચંદ્રમાનાં નિશદ ધવલ કિરણો દૂધની ધારાઓની માફક જગતને પોતામાં નવરાવી રહ્યાં છે, તે વખતે આપણે અત્યાર સુધી મુંબાઇના ધામધુમિયા અને પ્રવૃત્તિમય જીવનના વ્યવસાયી વાંચકને એક શાંત એકાંત રાજવંશી મહેલના રમણીય બાગમાં ફરીને મિ. ચંદુલાલ અને તેના કુટુંબની ખબર લેવાને લઈ જઇએ છીએ. આપણે બાગમાં નજર કરીએ છીએ તે વખતે ધોળા આરસપહાણના ફુવારાની આસપાસ ફરસબંધી ઉપર ઉત્તમ પ્રકારનાં સુખાસનોમાં ત્રણેક જણ વાતો કરતાં બેઠેલાં છે, કે જે ત્રણ જણને આપણે ગત પ્રકરણમાં મુંબાઇથી કાઠિયાવાડ તરફ

વિદાયગીરી આપી તેમની પાછળ આવેલા છીએ.

આ લોકને કાઠિયાવાડના દેશીરાજ્યમાં આવ્યાને હાલ કેટલાક દિવસ થઈ ગયા છે એટલુંજ નહિ, પરંતુ રાજવંશી કુટુંબમાં સાધારણ રીતે તેમને સ્નેહ જોડાઈ ગયો છે અને બધી વ્યવસ્થા પણ થઈ ગયેલી છે. ચંદુલાલને રાજા સાથે અને ગુલાબવહુને મુખ્ય માનિતી રાણી સાથે પરિચય અને સ્નેહ બંધાયો છે. હવે એક બીજાને મળ્યા વગર તેમનો એક દિવસ પણ ખાલી જતો નથી. મોહનલાલ જે કામ માટે આવેલો તે કામ કશું હવે બાકી રહ્યું નથી, માત્ર આગ્રહથી તેને 'આજ જજો, કાલ જજો' એમ કહી કહીને સ્નેહાળ દંપતીએ રોકી રાખેલો છે. અત્યારે ભોજન કરી ત્રણે જણ ચંદનીમાં ઘડીવાર હવા ખાવા બેઠેલાં છે. મોહનલાલે અહિં કરીને પાછી વાત ઉપાડી કહ્યું કે, 'ચંદુભાઈ! ગુલાબભાભી! હવે તો મને જવા દો. ઘણા દિવસ થયા અને મારો શેઠ મને રજા આપશે નહિ. અમસ્તી નોકરી ગુમાવવી એમાં શો માલ? તમોને હવે મારી હાજરીની કંઈ અગત્ય હોય એમ નથી, તો શા માટે અમસ્તો મને રોકયા કરો છો?'

ગુલાબવહુ બોલી કે, 'તમારી હાજરીની અમને ઘણી જરૂર છે. એમ કહો કે, હવે તમને ટીકાની બા સાંભર્યાં છે. આજે કેશવચંદ્રનો કાગળ આવ્યો છે તે એકાદ બે દિવસમાં અત્રે આવવાનું લખે છે. એ એકાદ અઠવાડિયું અહિં રહેવાનું જણાવે છે. એ અહિં આવે અને તમે જાઓ, તે કેમ બને? મોહનભાઈ! એમને અહિં ગમે કેમ? આ તો એમને કામે જાય અને હું એકલી એમની સાથે શી વાતચીત કરૂં? વળી લગન તો થયાં નથી છતાં હવે તો એ અમારા પૂજ્ય પરોણા ગણાય, એટલે તેમની સારી બરદાસ ન થાય તો સાસુજીને ખોટું લાગે? અમારે તો હવે એમની સાથે પહેલા કરતાં જરા વધારે વિવેક અને સભ્યતાથી રહેવું પડશે, માટે એ આવે ત્યાં સુધી રહો, તમે અને એ સાથે જજો. તારાભાભીજીને કાલ હું કાગળ લખીશ.'

ચંદુલાલ ફરવાને માટે ખુરસી ઉપરથી ઉઠતાં ઉઠતાં બોલ્યો કે,

'બરોબર છે, કેશવચંદ્ર અને તું સાથે જજો. તું અહિં હોઇશ તો એમને પણ ગમત પડશે. કેશવચંદ્રને અને તને રાજાજીની મુલાકાત કરાવરાવીશું. હું તને કહેવાનો તો ન હતો પરંતુ પ્રસંગ નીકળ્યો ત્યારે કહું છું કે, તારું અહિં કંઇ ઠેકાણું થાય એવી તજવીજ કરવાનો પણ મારો વિચાર છે, અને જો કે મેં ઉપર ઉપરથી તો કેટલીક વાતચીત રાજાને કરી છે પરંતુ તને મેળવ્યો નથી. કેશવચંદ્ર આવશે ત્યારે પ્રસંગ ભેગો પ્રસંગ મળતાં તનેએ ભેગાભેગી રાજાની મુલાકાત કરાવરાવીશ.'

ગુલાબ આતુર થઇ વચમાંજ બોલી ઉઠી કે, 'કંઇ કરો તો સારું કરજો, પાણીમાં બેસી જતા નહિ. ઓદ્ધાની અને ઉંચા પગારની જગા હોય તોજ ગોઠવણ કરજો નહિ તો છાનામાના બેસી રહેજો. મોહનભાઇને મુંબાઇજ સારું છે.'

મોહન—મુંબાઈ સારું છે તે માત્ર તમારા ઘરને લીધે, નહિ તો મુંબાઇમાં નોકરી મળી તે માટે તો હું અને એ બેઉ જણ અમારું દુર્ભાગ્ય ગણીએ છીએ. આવાં રજવાડામાં કંઇ થતું હોય તો સારું, પછી ભલેને સાધારણ જગા હોય.

ચંદુ—ના ના સાધારણ જગા તો નહિ. મોહનલાલ ! એ તો જેવી કિમ્મત આપણે કરાએ તેવી થાય. પહેલેથી ઉંચી કિમ્મત અંકાય તે પછી ઉંચે ને ઉંચેજ ચઢતું રહે અને નીચી પાયરીએ બેઠું તે પછી એજ સ્થિતિમાં પડ્યું રહે.

ગુલાબ—અલબત, મોહનભાઇ ! મુંબાઇથી કંટાળી જેવી તેવી જગાએ ન બેસી જતા. એ તો પહેલે સપાટે જેવા અંકાશો તેવા રહેશો. બધા વ્યવહારમાં એમ છે, માટે શરૂઆતથીજ સારી જગાની ધારણા રાખજો. તારાભાભીજીની બિચારાંની ઉમેદો અને ઓરિયા સફળ થાય એવી જગા મળે તો લેજો નહિ તો મુંબાઇ છેજને ? અહિં રજવાડામાં તો 'મારે તેની તલવાર,' કોણ પૂછે છે કે, ફલાણા ભાઇની લાયકાત શું ?

ચંદુ—આમના વચનમાં મોહનલાલ ! ખરેખરું સ્વાભાવિક સત્ય

રહેલું છે. આપણે ઘણીવાર તે સમજી કિંવા માની શકતા નથી પરંતુ પુરુષવ્યવસાયથી દૂર રહેલી સ્ત્રીઓ પણ આવી બાબતો એમની મેળે જુદા જુદા અનુભવોને લીધે સમજી જાય છે. લાયકાત કંઇજ નહિ પરંતુ એક બહાનું છે. સંજોગોને નહિ જોનારનો તે ખાલી ભય માત્ર છે. હું લાયકાતને નહિ પરંતુ સંજોગોને માનું છું અને તે જો અનુકૂલ હોય તો વગર લાયકાતનો માણસ પણ ઉંચે ઓહ્દે ચઢી જાય, એ ખરું છે.

'ત્યારે શું ભણવું ગણવું તે સૌ નકામું? અને જો એમ હોય તો પછી લોકો ભણવા ગણવા પાછળ આટલો બધો શ્રમ અને મોટું ખરચ શા માટે કરે?' મોહનલાલે બહુ સાદો સવાલ કર્યો

ચંદુ—રળવાને માટે કિંવા ઉંચે ઓહ્દે ચઢવાને માટે કંઇ ભણવા ગણવાનું નથી. ભણવા ગણવાથી તે પ્રાપ્ત થાય છે ખરાં પરંતુ તેમાં એજ હેતુ છે એમ માનવાનું કંઇજ કારણ નથી. ભણનારાઓએ તો માત્ર આત્મોન્નતિનો વિચાર રાખવો જોઇએ. મનુષ્યો માટે જ્ઞાન દરેક રીતે અતિ ઉપયોગી છે પરંતુ લોકો તેને રળવાના કે સારી પાયરીએ ચઢવાના એકલાજ હેતુ રૂપ માને તો તે ખોટું છે. જ્યારે વિદ્યાનો આટલો બધો પ્રચાર ન હતો અને લોકો સામાન્ય જ્ઞાનથીજ જીવન ગાળતા હતા ત્યારે પણ તેમનામાં ઘણાક માણસો ગૃહસ્થ અને ઘણાક માણસો ઓહ્દેદાર તો હતાજ, અર્થાત્ ઉંચા પ્રકારની કેળવણી હોય ત્યાંજ ધન અને ઓહ્દો હોય એવો કંઈ નિયમ નથી. એ તો સંજોગોને લઇ પ્રાપ્ત થાય છે અને તેમાં જો સારી કેળવણી હોય તો તેની શોભામાં ઓર વધારો થાય છે, ભણવા ગણવામાં સારા સુખી થવાનો હેતુ રાખનારાઓ દુર્ભાગ્યે પ્રતિકૂળ સંજોગોમાં આવી પડે છે તો પછી ભણતર માટે પશ્ચાત્તાપ કરે છે. આવા માણસો ભણ્યા તોપણ શું અને ન ભણ્યા હોય તોપણ શું? આગળના જમાનાના બ્રાહ્મણો ધનને અને ઓહ્દાને તુચ્છ ગણતા હતા. તેઓ માત્ર આત્મોન્નતિને માટેજ ભણતા હતા અને એજ હેતુ હું તો કેળવણી લેવામાં રહેલો હોય એમ સમજું છું.

ગુલાબ જે ધ્યાનથી આ બધું સાંભળી રહી હતી તે વચમાંજ બોલી કે 'તમે ન ભણ્યા હોત તો આ ઓદ્ધા ઉપર આવત ખરા કે?' મોહનલાલ હસ્યો.

ચંદુલાલ બોલ્યો કે, 'નહિ, હું આ ઓદ્ધા ઉપર આવત નહિ એ ખરું, તેમ એ પણ ખોટું નથી કે. મારા કરતાં બહુ ઉંચે નંબરે પાસ થયેલા મારા ગોઠિયાઓ આવા ઓદ્ધો પ્રાપ્ત કરવાથી બેનસીબ રહેલા છે અને રહેવાના. મને આ પ્રકારના સંજોગો મળી આવ્યા અને હું આ ઓધ્ધે ચઢયો. ઉંચી લાયકાત હોવા છતાં તેમને આવા સંજોગોનો જોગ ન આવ્યો તેથી તેઓ જ્યાં ને ત્યાં રહી ગયા અને રહી જવાના. ભણતર નહિ પરંતુ સંજોગોજ જીવનમાં માણસને મોટો નાનો બનાવે છે. એકજ ગુરૂના બે સમાન જ્ઞાનવાળા વિદ્યાર્થીઓ જીવનમાં સમાન સૌભાગ્યને પ્રાપ્ત કરી શકતા નથી.'

ગુલાબ—લાયકાતને માનો કે પછી સંજોગોને માનો, જે ફાવે તે માનો પણ મોહનભાઈને આપણી સાથે રખાય તેમ કરો અને જ્યારે આપણી સાથે રખાય તેમ કરો ત્યારે તો આપણા જેવાજ બનાવો, કારણ કે સમાનની મૈત્રી હોય તોજ શોભે.

મોહનલાલ બોલ્યો કે, 'અલબત, તમારી સાથે અને તમારાજ ઓળખાણમાં રહેવાનું હોય ત્યાં તો તમારા કરતાં બહુ ઉતરતી જગાએ રહેવાનું હું પોતે પસંદ પણ કરું નહિ.'

ગુલાબ—ત્યારે તો મોહનભાઈ! તમે પોતે પણ તમારા ભાઈની માફક લાયકાતને નહિ માનનારાજ કહેવાઓ.

ચંદુ—મેં આગળ કહ્યું તેમ લાયકાતનો વિચાર એ તો એક ખ્યાલી ભય અને બ્હાનું માત્ર છે. બહુ મોટી મોટી જગાઓ પર લાયકાત વગરના માણસોની યોજના થયેલી આપણે હમેશાં જોઈએ છીએ. સાધારણ બુદ્ધિનો માણસ પણ એવી જગાએ ગયા પછી પોતાની પરિસ્થિતિ તો સંભાળી લે છે. ન્યાય અને વૈદક વગેરે જે અમુક એકજ બાબતના ખાસ અભ્યાસની અગત્યવાળાં ખાતાં છે તેમાં તે તે બાબતના જ્ઞાનની જરૂર છે, બાકી બીજી બધી બાબતો સામાન્ય બુદ્ધિ-

મત્તાથી ચલાવી લેવાય તેવી છે. તેને માટે કંઈ ખાસ અભ્યાસની જરૂર રહેતી નથી એક જડજનો ઓદ્ધો કાયદો નહિ જાણનારને અપાય નહિ એ ખરું, પરંતુ જડજ કરતાં પણ વધારે ઉંચો દિવાનનો ઓદ્ધો એક બુદ્ધિમાનને અપાય અને તે સુખેથી ચલાવી શકે.

'મોહનભાઈ ! તમારા ભાઇએ તો તમને દિવાન બનાવવા ધાર્યો ત્યારે તો એક અડવાડિયું હવે રહીજ જાઓ.'

મોહન–એક અડવાડિયું રાખવાની પછી શી જરૂર છે ? હમેશના સાથે રહીશું નહિ ?

ચંદુ–મોહનલાલને દિવાનની જગા મળે એમાં તમે નવાઈ કે મશ્કરી જેવું કંઇ સમજતાં નહિ, આજ નહિ ને ચારે દહાડે તે મળે.

'તે કેમ ?' ગુલાબે પ્રશ્ન કર્યો.

ચંદુ–મારો એવો વિચાર છે કે, આપણા રાજકુંવરના શિક્ષક તરીકે મોહનલાલની ગોઠવણ કરવી.

આ શબ્દો સાંભળતાંજ ગુલાબ બોલી કે, 'ખરેખર એમ થાય તો તો મોહનભાઈ કોઇવાર દિવાન થાયજ. રાજાના કુંવરોના શિક્ષકોને માટેજ કાઠિયાવાડમાં તો જાણે એ ઓદ્ધા નિર્માણ થયેલા હોય એવું થાય છે. જ્યાં ને ત્યાં કુંવરનો શિક્ષક કુંવર રાજા થાય એટલે વહેલો મોડો દિવાન થાય થાય ને થાયજ.'

મોહનલાલ–શું લાયકાત વગરજ ?

ગુલાબ–મોહનભાઇ ! હવે લાયકાતની તો વાતજ કરશો માં. લાયકાત એ કંઈ વસ્તુજ નથી. રાજાના કુંવરના શિક્ષક થયા એટલે લાયકાત મેળવતાં કેટલી વાર ! વિલાયતનો એકાદ આંટો મારી આવવો અને પારકે પૈસે અમલદાર લોકને મિજબાનીઓ આપવી તથા માલ-મસાલા ખવરાવવા, આગલા જમાનાના ભાંડ જેવા કેટલાક પત્રોવાળાને સંતોષવા ને બણગાં ફુંકાવવાં તથા મોટા મોટા અમીર ઉમરાવો સાથે ફરવું અને મોટી મોટી લાગવગો મેળવવી એ કંઈ મુસ્કેલ કામ છે ! એ લાયકાત ! કુંવરને જેમ રાજાપણાની લાયકાત મળતી જાય તેમ શિક્ષકને દિવાનપણાની લાયકાત મળતી જાય અને પછી બેડો પાર !

ચંદુ—ગમે તેમ કહો, પણ એવું થાય છે એ તો ખરું. એકલાં દેશીરાજ્યોમાંજ નહિ પણ બીજે ઠેકાણે પણ એમ થાય છે. પખાજ બિચારી નિર્જીવ હોવા છતાં પણ કણકનો લોચો વળગાડતાં સારું બોલે છે તો માણસ બોલે એમાં શી નવાઈ ? જ્યાં લાયકાતની મોટી મોટી વાતો કરવામાં આવે છે ત્યાં પણ સંજોગો કોઇને અનુકૂળ હોય તો તે ફાવી જાય છે અને ફાવ્યો તે તો પછી લાયકજ ગણાય.

ગુલાબ—ગણાય*એમ ન કહો તેને લાયક ગણવોજ પડે. એ તો જગતજ એવું છે ! ' શરૂઆતથી મોટા તે મોટાજ. ' રજવાડાંની ને ઓદ્ધાની નોકરીઓની કયાં ટીકા કરો છો ? જનમંડળમાં પણ એવુંજ ચાલે છેને ? રખડેલ ટકુ છાપાં કાઢે ને બારાખડી ભણેલાંને એલફેલ લખીને રીઝવે એટલે સાક્ષર ! ગુજરાતમાં આવાં ધતિંગ ધર્મમાં સાહિત્યમાં રાજ્યમાં અને લોકમાં સઘળે ઠેકાણે ચાલે છે, કોની કોની ટીકા કરવી ? એ તો જેમ કરવું પડે તેમ કરે એવા મોહનભાઈ છે, તમે તમારી મેળે ગોઠવણ કરોને.

' અને તારાભાભી વળી મોહન કરતાં ક્યારે જાય તેવાં છે ? ' ચંદુલાલે મશ્કરી કરી.

' તારાભાભીજી તો રજવાડામાં ખરેખરાં ભળી જાય તેવાં છે: પણ નહિ, આમ વાત કરવામાંજ વસ્તુને ઉડાવતા નહિ. જો રાજાજી સાથે તમને કંઇ વાતચીત થઇ હોય તો પછી વગર વિલંબે એ ચોકકું બેસાડી દો. મોહનભાઇને હવે એ વાત નક્કી થતાં સુધી હું જવા દેવાની નથી.'

ચંદુ—મારે બે વાર રાજાજી સાથે એ સંબંધી વાતચીત થઇ છે. તેમણે મને મોહનલાલને મેળવવાનું કહ્યું છે. આવતી કાલે જો વખત મળશે તો ફરીને એકવાર વાત કરીશ અને પછી જરૂર મેળવીશ.

આ પ્રમાણે તેઓ વચ્ચે વાતચીત ચાલી રહી હતી એટલામાં દરવાને આવીને કહ્યું કે, ' સાહેબ ! દરબારમાંથી ગાડી આવી છે અને સાથે એક વડારણ આ ચીઠી લઈ આવેલી છે. ચંદુલાલ ચીઠી લઇ દીવા આગળ ગયો. તે વાંચતાં જણાયું કે, તેને તાબડતોબ રાજમહેલમાં બોલાવેલો છે. ચીઠીમાં એથી વિશેષ હકીકત ન હતી તેથી ચંદુલાલે

ગુલાબને કહ્યું કે, 'રાણીજીની તબિયત ઠીક નથી માટે મને બોલાવ્યો છે. મારે શું લઈ જવું? તે સમજ પડવા માટે, તેમને શું થયું છે? તે તમે જઈને વડારણને પૂછી આવો તો ઠીક.'

ગુલાબ તરત ગાડી આગળ ગઈ અને વડારણને પૂછી અંદર આવી બોલી કે 'કસુવાવડનાં જે કંઈ ઔષધ અને ઓજાર લઈ જવાનાં હોય તે લઈ જાઓ. મને તો જાણે તમારી સાથે આવું એમ થાય છે. દેવરાણી માટે વડારણે જે કહ્યું તે ઉપરથી મને બહુ લાગણી થઈ આવી છે. તે બહુ કષ્ટાય છે અને રાજાજી ચિંતાતુર થઈ ગયા છે.'

મોહનલાલ બોલ્યો કે, 'જાઓ, જનાનામાં પુરુષ દાક્તરને જવા દેશે નહિ. સાંભળેલી હકીકત ઉપરથી કામ કરવું પડે તે કરતાં તમે ચંદુભાઈને ખરી હકીકત લાવી આપવાને બહુ ઉપયોગી થઈ પડશો. આપણે ક્યારે જનાનો છે કે શરમાઈએ?' ચંદુલાલે આ વિચાર તરત પસંદ કર્યો.

ચંદુલાલ તૈયાર થયા, દરમિયાન તેનો માણસ 'બેગ' પણ તૈયાર કરી લાવ્યો. ગુલાબ અત્યારે બેગ લઈ તેની સાથે સ્ત્રી દાક્તર બની અને બેઉ 'હમણાં આવીએ છીએ' એમ કહીને વડારણ સાથે રાજમહેલ તરફ ગયાં.



## પ્રકરણ ૧૯ મું.

### બંગલામાંની બલા.

દરબાર તરફથી ચંદુલાલને રહેવા મળેલો બંગલો જુના જમાનાનો એક અસલી રાજમહેલ હતો. મોટાં મોટાં ઝાડો ભાગી ગયેલા ફુવારાઓ એકકો અને જીર્ણ થઈ ગયેલાં કેટલાંક બાંધકામોવાળા વિશાળ કંપાઉંડ વચ્ચે તેનો કેટલોક ભાગ નવો બાંધેલો હતો. તેમાં ઉંચા પરથારનું અસલ ભોંયતળિયું અને ઉપર એક માળ હતો. ભોંયતળિયે ચારે તરફ પગથિયાંવાળો ઓટલો અને ઓસરીઓ ઉતારેલી હતી. બબ્બે બાજુએ બબ્બે ઓરડીઓ અને વચમાં મોટું દિવાનખાનું કાઢેલું હતું.

મેડા ઉપર પણ એવાજ ખંડ પાડેલા હતા. ફેર માત્ર એટલોજ કે દિવાનખાનું સહેજ નાનું કરી બાજુના ઓરડાઓ સુવાને માટે સહેજ મોટા કરેલા હતા. તે દરેક ઓરડાનાં છજાં બાગના વરંડા ઉપર પડતાં હતાં. બંગલાના આગલા વરંડા ઉપર બે માણસો હમેશ ચોકી માટે બેસી રહેતા. આ માણસોને બારણાં બંધ કરી સાવધાન રહી ચોકી કરવાનું કહી મોહનલાલ મેડે ચઢી દિવાનખાનામાં જઇ બેઠો. બધે ઠેકાણે દીવા બળતા હતા અને ઉઘાડી બારીઓમાંથી મંદમંદ શીળો અને સુગંધિદાર પશ્ચિમનો પવન આવતો હતો. મોહનલાલ દિવાનખાનામાં બેઠો કે તરત પાછલા પ્રકરણમાં થયેલી વાત તેને યાદ આવી. પોતાને દરબારમાં નોકરી મળવા સંબંધી વિચારો હવે તેના મનમાં ઘોળાવા માંડયા

સુભાગી વિચારોમાં તેનું મન આમ તેમ સુખ શોધતાં શોધતાં થાકી ગયું, આંખમાં ઉંઘનું ઘેન ભરાયું અને સુખાસનમાંજ તે અરધ નિદ્રાવસ્થામાં પડયો. તેના વિચારો જે જાગ્રદવસ્થામાં હતા તેજ પ્રાણ સ્વમરૂપી નવા સંસારમાં દ્રશ્યમાન થયા. જીવાત્મા તે સ્વમસૃષ્ટિમાં રાજવૈભવ અને સાહેબીના મોજનાં સુખ લેવા લાગ્યો જેમ રાત્રિ વધતી ગઈ તેમ તેમ દીવા ઝાંખા થવા માંડયા અને નીચે ચોકીપરના પહેરેગીરો પણ એકાએકજ ઉંઘવા લાગ્યા.

રાત્રિ શાંત અને નિર્મળ હતી. ચંદનીએ દિશાઓને ચાંદીનાં પતરાંથી મઢી લીધી હતી અને કવચિત ધીરા પવનની લહરીઓથી ઝાડનાં પાંદડાં હાલતાં ત્યારે ડાળીઓ ઉપરનાં પંખીઓ પાંખ ફડફડાવતાં હતાં તે સિવાય સર્વત્ર શાંત નીરવતા વ્યાપી રહેલી હતી ઉંચાં મોટાં વૃક્ષોની છાયા વચ્ચે કહિં કહિં બાગમાં અને બાગની બહાર સઘળે ચંદનીનું ખુલ્લું અજવાળું પડી રહ્યું હતું. કંપાઉંડમાંનાં મોટાં જુનાં ખોખ ઝાડોની નીચે અને દૂર લગી લંબાણે પથરાયેલા છાયાને લીધે કહિં કહિં વચ્ચે વચ્ચે અંધારું અને અજવાળું પડતું હતું. અંદર દીવા ઝાંખા પડી ગયા હતા, મોહનલાલ મનોહર વૈભવી સુખના સ્વમમાં દિવાનખાનાના સુખાસનમાં ઉંઘતો હતો. પોતાની આસપાસ શું થાય

છે ? તેની તેને કશી ખબર ન હતી. શાસ્ત્રના દૃષ્ટિસૃષ્ટિ વાદમાં કહેલું છે તેમ માણસ નિત્ય નિત્ય નવો અને આંખ મીચતાં ને ઉઘાડતાં નવી નવી સૃષ્ટિ જોતો રહે છે, એટલે કે ઇન્દ્રિયોની સાવધાનતા અને આત્માની સાક્ષીને સમયે સમયેજ જીવ આ સૃષ્ટિને પળેપળ નવા નવા રૂપમાં દેખે છે. ઉંઘમાં પાછો પોતે ઉત્પન્ન કરેલી નવીજ સૃષ્ટિના સુખ દુઃખમાં પડી બહારની બાબતો ભૂલી જાય છે. ઉંઘમાં પડેલા સ્થૂલ દેહને પણ તે ભૂલી જાય છે. તે કશું જાણી કે જોઇ શકતો નથી. ઉંઘ પ્રાકૃત ને નૈમિત્તિક મરણરૂપ છે અને તેમાંથી જાગ્રત થતાં જીવ જાણે નવોજ અવતાર લે છે. મોહનલાલનું સ્થૂલ અત્યારે બંગલાના દિવાનખાનામાં હતું પરંતુ તેનો જીવ પોતાના સૂક્ષ્મ દેહની મારફતે અનેક દિવસો અને અનેક રાત્રિઓવાળો નવો કાળ અને નવી સૃષ્ટિ ઉત્પન્ન કરી તેમાં પોતાના સંસ્કારો અને સ્મૃતિઓને અનુસાર કલ્પનાથી ઉપજેલા મનોરાજ્યમાં મઝેના વિહાર કરી રહ્યો હતો.

રાત્રિની ઘણી ઘડીઓ વીતી ગઈ હતી. મોટાં ઝાડોની છાયા બંગલા ઉપર પડવાથી ચંદનીનું અજવાળું ઓછું ને આછું લાગતું હતું. દીવાઓ ઘણા ખરા ઓલવાઈ ગયા હતા અને જે જૂજ બળતા રહ્યા હતા તે પણ પોતાના પાત્રની આસપાસજ થોડો પ્રકાશ આપે એવા મંદ થઈ ગયા હતા. આ વખતે સ્વપ્નમાં કોઇ જાતના સુખાંતરાયથી મોહનલાલ ઓચિંતો જાગી ઉઠ્યો. અકડાઈ ગયેલાં અંગને પ્રસારી આળસ ખાઇ તેણે આંખ ઉઘાડી તો દિવાનખાનાના મોટા ટેબલની સામે એક સુંદર સોફા ઉપર સ્વપ્નમાં પણ નહિ જોયેલી એવી અલૌકિક રૂપસંપન્ન બે સુંદરીઓ બેઠેલી તેના જોવામાં આવી. મોહનલાલ જાગ્રત તો ખરેખરો થયો હતો પરંતુ તાજા સ્વપ્નના અને પ્રત્યક્ષ જગતાં ઉઘાડી આંખે દેખાતા આ દેખાવથી તે ભ્રમમાં પડી ગયો. તેને જાગ્રત થયા છતાં પણ પોતાને શુદ્ધ સંજ્ઞા પ્રાપ્ત થયેલી હોય નહિ એવું લાગ્યું. ઉઘાડેલી આંખ મીચીને ફરી ઉઘાડી ત્યારે વળી પેલી બે સ્ત્રીઓમાંની એક તેના જોવામાં આવી નહિ. 'આ શું ! હું તે જાગું છું કે ઉંઘું છું. સ્વપ્ન જોઉં છું કે સાચું છે ?' આવા વિચારથી તેણે ફરીને

આંખ ચોળી ને ઉઘાડી ત્યારે સોફા ઉપરની સ્ત્રી ભર યૌવનના બહા-રથી મદોન્મત્ત રાજકુમારિકા જેવી તેને લાગી. કાઠિયાવાડી અત્યંત મોટા પનાના અંબરનો સોનેરી પાલવ ઘસડતી તેને પોતાની પાસે થઈને ચંદુલાલ જે ઓરડામાં સુતો હતો તે તરફ જતાં જોઈ. તે મોહ-નલાલની સામું જોતી જોતી તેના આસનને ઘસાઈને ધીરે ધીરે અલ-સગમને ચાલી ગઈ, પરંતુ મોહનલાલથી તેને અટકાવાઈ નહિ તેમ એક શબ્દ સરખો પણ પુછાયો નહિ. આસન ઉપરથી ઉઠી મોટા દિવાનખાનાને ચીરી તે ચંદુના ઓરડામાં દાખલ થઇ ત્યાં સુધી તે ટગરટગર તેની સામું જોઈજ રહ્યો. તેણે પણ બે ત્રણ વાર મોટી અને કાળી ભમ્મર જેવી આંખોએ પાછું વાળી વાળીને તેની સામું જોયું.

મોહનલાલ ચિત્રાર્પિત હોય એવો જડ થઇ ગયો. દિવાનખાના-માંથી તેના ગયાને કેટલોક વખત થયો ત્યાં લગી તેને કંઈ પણ સમજ પડી નહિ, 'મેં સ્વપ્નમાં શું શું જોયું અને આ જાગ્રદવસ્થામાં પાછું શું જોયું ?' એમ તેણે પોતે પોતાને બે ત્રણ વાર પ્રશ્ન કર્યો પણ મને કંઈ ખુલાસો એ કર્યો નહિ અને બુદ્ધિથી કંઇ સમજાવાયું પણ નહિ. તેના શરીર ઉપર પગથી તે માથા લગી બે ત્રણ વાર રોમોદ્દગમ થયો અને ભય તથા આશ્ચર્યને લીધે આખા અંગે બે ત્રણ વાર ઝણ-ઝણીઓ પણ ચઢી આવી. આ ચમત્કારથી ચકિત થઇ ગયેલો મોહનલાલ ગભરાટમાં કેટલીક વાર તો એમને એમ પડી રહ્યો, પરંતુ જેમ જેમ શુદ્ધ સંજ્ઞામાં આવતો ગયો તેમ તેમ તેને વિશેષ અચંબો ને વહેમ પડવા માંડ્યો. ભયને લીધે તે ગભરાઇ ગયો. વળી હિમ્મત આણી પણ કરીને તેને આખે શરીરે રોમોદ્દગમ થયો. છેલ્લે પુરુષની હિમ્મત પકડી ઉઠીને તેણે પાસેમાં પાસેનો જે દીવો હતો તે તેજ કરી ધ્રુજતે પગે ખુંખારો કર્યો.

મોહનલાલ ખુંખાર્યો એટલે નીચે બેઠાંબેઠાં ઉંઘતા પહેરેગીરે જાગ્રત થઈ પૂછ્યું કે, 'ભાઇસાહેબ હજુ આવ્યા નહિ તેથી હવે તો એમ લાગે છે કે કદાચ ત્યાંજ રાત રહેશે. આપને કંઇ કામકાજ છે ભાઇ !'

પહેરેગીરને બોલતો સાંભળી મોહનલાલને હિંમત આવી. તેના શરીર ઉપર ફરીને એક ઝણઝણી આવી ગઇ. માનસિંહને તેણે ઉપર બોલાવ્યો. ફાનસ તેજ કરી તે ઉપર આવ્યો અને બોલ્યો કે 'સાહેબ ! આપ હજુ ઉંઘ્યા નથી ? અથવા હમણાંજ ઉઠયા ? કંઈ કામકાજ છે સાહેબ ?'

'કેટલા વાગ્યા છે ?' મોહનલાલે વિકળ ચહેરે અને ભારે ઘાંટે તેને પૂછ્યું.

'અઢીનો અમલ થયો હશે સાહેબ ! હું તેથીજ કહું છું કે ભાઇ સાહેબ હવે અત્યારે પાછા આવશે નહિ. આપ નિરાંતે સૂઇ જાઓ. અહિં કશો ભય નથી.'

આ છેલ્લાં વચન માનસિંહના મુખમાંથી નીકળતાંજ ફરીને એક વાર મોહનલાલનાં રુંવાં ઉભાં થયાં અને પગે ઝણઝણી આવી.

માનસિંહ જુનો અને ઘરડો નોકર હતો. તેને આ બંગલામાં એક બલા હોવાનું માલમ હતું, આગળ થઇ ગયેલા ઘરડા નોકરો તરફથી આ બંગલાની બલા માટે ઘણી ઘણી અજબ વાતો તેણે સાંભળેલી હતી. તે બોલ્યો કે, 'સાહેબ ! આપ કેમ ઝબકેલા હો તેવા લાગો છો ? કોઇ વાતે વહેમ ખાતા નહિ. અમે તો ઘણાં વર્ષ થયાં અહિં રહીએ છીએ પણ કોઇ દહાડો કશી બલા જેવું અનેરું કે ચેટક જોયું નથી.' ગામડિયા અજ્ઞાન પહેરેગીરે આશ્વાસન આપતાં મોહનલાલના મનમાં સામો વધારે વહેમ ઉત્પન્ન કર્યો. આડકતરી રીતે તેણે બંગલામાં ભૂત હોવાનું તેને જણાવ્યું. પોતાથી હવે એકલા સૂઇ જવાય એમ લાગ્યું નહિ છતાં હિમ્મતથી મોહનલાલે જણાવ્યું કે, 'માનસિંહજી ! અમે ઇંગ્રેજી ભણેલા એવા તેવા વહેમને માનતા નથી. મને કહિં કોઇએ દિવસ કશો ભય લાગ્યો કે લાગતો જણાયો નથી પણ ચોરચખારનો ભય સાધારણ રીતે લાગે. તમે હવે અત્યારે ઉપર સૂઓ તો કેમ, મને એકલા ગમતું નથી ?'

'આ રંગમહેલના ખંડોમાં અમ લોકથી સુવાય નહિ બાપા ! આપને ઓથારઓથારથી ભુંઇ ભારે લાગી હોય તો હું ફાનસ લઇને

દાદરમાં બેઠો છું, આપ સુખેથી સૂઈ જાઓ. દરબારી મકાનોમાં ચોર-ચખારનો ભય તમ લોકે કદીએ રાખવો નહિ.'

મોહનલાલને આ ગોઠવણ ગમી એટલે વાતને વધારે નહિ ચહેરતાં તેણે તે ખ્યાલ રાખી. માનસિંહ મહા મહેનતે ખાતી કડણ કરી દાદરમાં બેઠો ને મોહનલાલ પોતાના ખંડમાં જઈ ઉઘાડે બારણેજ સૂઈ ગયો. જુદી જુદી અનેક દલીલોથી તેણે પોતાના મનને ધીરજ આપવા માંડી. તેમ કરતાં રાત ઘણી ગયેલી અને થાકેલો હોવાથી તે લસલસાટ ઉંઘી ગયો.



## પ્રકરણ ૨૦ મું.

### ભેદી બનાવ.

'મોહનભાઈ! મુંબાઈ તે તો મુંબાઈજ હોંકે! સ્વતંત્રતાનું સ્વર્ગ. આ તો 'પંચ બોલે તે પરમેશ્વર' એટલે કે આપણી તરફના લોકો કાઠિયાવાડને પ્રપંચનું ઘર કહે છે તે ખરેખર પ્રપંચનું ઘરજ છે. મુંબાઈની સાદી રહેણી કરણીના લોકને અહિં ખરેખર નજ ફાવે?' ગુલાબ રસોડામાંથી મોહનલાલને સંબોધી આમ કહ્યું.

દરબારી નોકર ચાકરો ન હતા અને મોહનલાલ એકલોજ દિવાનખાનામાં 'પેપર' વાંચતો હતો. રાણીની સારવાર કરવાને જઈ આવ્યા પછી ખુલ્લે મને વાત કરવાનો અને અભિપ્રાય આપવાનો દરબારી નોકર ચાકરોની હાજરીથી ગુલાબને બિલકુલ વખત મળ્યો ન હતો, તે અત્યારે એકાંત જોઈ આ પ્રમાણે મોહનલાલને કહેવા લાગી. મોહનલાલ પેપર ટેબલ ઉપર મૂકી રસોડામાં ગયા અને તેની સામે એક ખુરસી ઉપર બેસી બોલ્યો કે, 'ગુલાબભાભી! ભિતને પણ અહિં તો કાન હોય છે માટે આ દેશમાં કંઈ ટીકા રૂપ બોલવું કરવું નહિ.'

'આપણાથી તો ભડભડિયાં થઈ જવાય છે મોહનભાઈ! અહિં તો ફરવા હરવા સામે જેમ જનાનાને લીધે અટકાવ છે તેમ બોલવા કે વાતચીત કરવા સામે પણ મોટો અટકાવ દેખું! દરબારમાં જાઉં છું

ત્યાં પણ હું તો સર્વેને ગાળી ગાળીને તોળેલા શબ્દોમાંજ બોલતાં સાંભળું છું. હું તો મારે ભડભડિયાપણાથી જે તે ખુલ્લી વાત કરૂં છું અને જેમ આવે તેમ છૂટથી બોલું છું. ઘણીવાર દેવરાણી મને બોલતી જોઇ હસતાં. હું ધારૂં છું કે મારા બોલવાને લીધે તે હસતાં હશે નહિ વારૂ ?'

મોહનલાલ હસ્યો અને બોલ્યો કે, 'તમે તો દરબારમાં તમારી કિમ્મત અંકાવી નાંખી લાગે છે. સ્ત્રીઓ માટે ફરવા હરવાની અને બોલવાની રીત અહિં બહુ પરિમિત છે ભાભી ! જેમને છુટાં ફરતાં અને બોલતાં તેઓ જુએ છે તેમને માટે તેઓ તરેહવાર વિચારો બાંધે છે.'

'આ અભણ અને કુપંચા લોક મારે માટે ગમે તે વિચાર બાંધે તેની મને કંઇ પણ દરકાર નથી. મોહનભાઈ ! સામો હું તેમને માટે ખરાબ વિચાર લઉંછું. જનાના એ એક અંધારો કુવો છે અને તેમાં રહેનાર જગતમાંથી મનુષ્યને મળના શિક્ષણથી ખરેખર બેનસીબજ રહે છે. કેશવચંદ્રે એકવાર વાત કરતાં કરતાં મને કહ્યું હતું કે, અંગ્રેજ લોકો કહે છે કે, માણસને માણસમાંથી જેટલું શીખવાનું મળે છે તેટલું બીજા કશામાંથી—મોટી પાઠશાળાઓમાંથી પણ નથી મળતું: તેમ હું પણ માનું છું કે, આપણે છૂટથી હરનારાં ફરનારાં અને વિવિધ લોકના પરિચયમાં રહેનારાં જે વ્યવહારિક ચારિત્ર્યાદિક શીખીએ છીએ તેમાંનું કશુંએ તેઓ જાણતાં નથી. દાસ વર્ગની અજ્ઞાન સ્ત્રીઓ તેમની આગળ બહારની જે કંઈ વાતો અને બાબતો લઇ જાય તેજ તેઓ જાણે છે. એમના જનાનાની મર્યાદાને તેઓ દુનિયાંના છેડા સમજે છે. જનાનાની બંધી બાંધનારે જે ખાસ કારણથી તે બાંધેલી હોવાનું કહેવામાં આવે છે તે તો જરાએ જળવાતી નથી એમ આપણે સાંભળ્યું છે. અહિં મેં વળી તે પ્રત્યક્ષ જોયું પણ ખરું નીતિરીતિનું જે પરિપાલન આપણા છુટા અને ખુલ્લા દ્વારના સ્ત્રીસંસારમાં થાય છે તે જનાનાઓમાં બિલકુલ થતું નથી. જનાનાઓમાં તો દુર્ગુણોનુંજ સામ્રાજ્ય ચાલે છે. જે દેશમાં જનાનો છે તે બધાએ દેશોમાં સ્ત્રીઓની અધમ અવસ્થા અને અનેક કાળાંધોળાં થતાં સંભળાય છે. મોહનભાઈ ! સ્ત્રીઓને બહારની

સૃષ્ટિથી દૂર કરવામાં આવી હોય એવો આ જુલમ છે. મને તો થોડા અનુભવથી પણ જનાના ઉપર ખરેખર બહુજ કંટાળો આવ્યો છે.'

'તમે મને આ વાતાવરણમાં નાંખવા માગો છો તે કેમ ત્યારે?' મોહનલાલે પ્રશ્ન કર્યો.

ગુલાબ હસીને બોલી કે, 'મોહનભાઇ! અમલ મોજશોખ વૈભવ અને ધન એટલાં વાનાં અહિં બહુ સારાં છે. એ કોઇને પણ લોભાવ્યા વગર રહેતાં નથી. આ રાજ્યોમાં સારા ઓદ્ધા ઉપર રહેલા માણસોને બીજે ઠેકાણે ગોઠતું નથી તેનું કારણ આજ છે. અહિં હુકમતું કામ બાકી આસાએસ અને ધન ઢગલે મળે તે કોને ખોટું લાગે? આટલા વૈભવ માટે તમને અહિં નાંખવાનો વિચાર થાય નહિ તો અહિંથી તમે કંઇ ગુણી થાઓ નહિ. મુંબાઇમાં જે સ્ફુર્તિ અને સર્વ સામાન્ય ગુણ ગ્રહણ કરવાનો અવકાશ છે તે અહિં બિલકુલ નથી. ખાવું પીવું અમલ ચલાવવો, નાના પ્રકારના વૈભવ ભોગવવા અને સાથે સાથે પૈસો એકઠો કરવો, એ અહિંનું પ્રલોભન છે. તારાભાભીજીને એવો લાલસા છે તેથી તમે ઠેકાણે પડો તો સારું એવો અમારો અભિપ્રાય છે.'

'પણ તમે અહિં રહેવાનાં કે નહિ? મને અહિં નાંખી તમે ચાલ્યાં જાઓ તે તો ઠીક નહિ. અમે પણ અમલ બજવણી, મોજશોખ કે ધન વૈભવ કરતાં સારા વાતાવરણનેજ પસંદ કરનારાં છીએ. અલબત, ધનના સંકોચને લીધે કીકાની બાન સારી નોકરીની ભાવના થાય પરંતુ તેય ગુણગ્રાહી છે. એકલા વૈભવને કે એકલા ધનનેજ ચહાનારી નથી.'

'વહુને કોણે વખાણ્યાં તો કહે કે, વહુના વરે' એવું ન કરો મોહનભાઈ! તારાભાભીજીને હું ક્યાં નથી ઓળખતી? મોજશોખ અને વૈભવ તો એમને બહુજ પસંદ પડે છે. વળી આ તરફનું તે અમલમાં ભળેલું હોઇ માણસ માત્રને પ્રિય લાગે એવું છે. અધિકારની ખુમારી જુદીજ છે. અમલનો દોર તોર ચલાવવાનું તો ભણેલાં અને અભણ સૌને ગમે છે. મોટા ઓદ્ધા ઉપર રહી હજારો માણસો ઉપર અમલ ચલાવવો 'અને સૌથી ધન્યભાગ્ય કહેવાવું' એ કોને ન ગમે? તારા-

ભાભીજીનેજ નહિ પરંતુ મને પણ પસંદ પડે છે ને સૌને પડે ! મારો અનુભવ તેમાં મને 'લક્કડના લાડુ ખાય તે પણ પસ્તાય અને ન ખાય તે પણ પસ્તાય' એ કહેવતની માફક જરા અણમની બનાવે છે.'

'તમને અંગત કડવો અનુભવ થયો હોય એમ લાગે છે ? તમારો એ અનુભવ શું છે તે મને કહો તો ખરાં.' મોહનલાલે વાત કઢાવવાનો યત્ન કરવા માંડ્યો. ગુલાબ બી ગયેલી અને 'કંઇ પણ જણાવવું તે જીવનું જોખમ કરાવે એવું છે,' એમ સમજી ગયેલી હોવાથી અમુક ખાસ અનુભવની વાત જણાવે એવી ન હતી પરંતુ મોઘમ તેણે ફરીને પાછું એટલુંજ કહ્યું કે, 'મોહનભાઇ ! કાઇ ખાસ બનાવ તો બન્યો નથી, પરંતુ હું રોજ ત્યાં ચાલતાં કાવતરાંને લીધે આવા ઉદ્દગાર કાઢું છું. તમારે જાણવું હશે તો વળી કોઇવાર મુંબાઇમાં કહીશ.'

કંઇક થાકેલે અને કંઇક ઉદાસ ચહેરે ચંદુલાલ છેક અંદર સુધી આવ્યો અને ગુલાબ તરફ જોઇ બોલ્યો કે, 'મહેનત વ્યર્થ ગઇ અને થવાનું હતું તે થઇ ગયું. 'અરર !' એવો શોકોદ્દગાર કાઢી ગુલાબ ખિન્ન થઇ ગઇ એટલે ગંભીર સ્વરે મોહનલાલે પૂછ્યું કે, 'શું પતી રહ્યું ?'

'હા,' ચંદુલાલે જવાબ આપ્યો. 'હું છેવટની નક્કી તપાસ અને ખાતરી કરી જે કંઇ કરવાનું હોય તે કરવાની રજા આપીને આવ્યો.'

'અરેરે ! આશા ભરી બિચારી ગરીબ ગાય જેવી રાણી રાંડ'ના કાવતરાને ભોગ પડી આખરે નાશ પામી. હાય હાયરે ! જનાનાનો પાપી જાળો શું ન કરે ? અરેરે ! શું આવીજ ઉપરથી મીઠી અને અંદરથી કાતિલ ઝેરી હૃદયની સ્ત્રીઓજ જનાનામાં પાકતી હશે ? આવું વેર ઝેર અને આવાં ભયંકર કાવતરાં નિર્બળ ગણાતી જનાની સ્ત્રીઓમાં ચાલતાં હશે એવું તો હું સ્વપ્ને પણ ધારતી ન હતી.'

'ચૂપ, ભિંતને પણ કાન હોય છે. જનાના સંબંધી વાતની વરાળ પણ જો બહાર જાય તો મોટો અનર્થ ઉત્પન્ન કરે છે, માટે એક શબ્દ પણ ઉચ્ચારવો નહિ. ભડભડિયો સ્વભાવ અને લાગણીને વશ થઈ બોલવું એ આવાં સ્થાનોમાં જીવ સટોસટનો સોદો ગણાય માટે

મુખમાંથી સારો ખોટો એક અક્ષરે કાઢવો નહિ.' આમ કહી ચંદુલાલ રસોડામાંથી પાછો ફરી દિવાનખાનામાં ગયો. મોહનલાલ તેની પાછળ દિવાનખાનામાં જઈ ટપાલ આવી હતી તે વાંચવા બેઠો.

ચંદુલાલ નહાઇને આવ્યો અને મોહનલાલ જમવા ઉઠે છે એટલામાં નીચેથી માનસિંહ શ્વાસ ભર્યો ઉપર આવ્યો અને બોલ્યો કે 'ભાઈસાહેબ ! ઝાંપા આગળ મહેરબાન જનાબે આલી એજન્ટ સાહેબની સવારી આવીને ઉભી છે અને તે આપને બોલાવે છે.'

'જમવાની તૈયારી છે માટે તમે જમવા બેસો અને મોહનભાઇને મોકલો તે સાહેબને જવાબ દઇ આવે. તમે જમ્યા વગર જતા નહિ.' ગુલાબે રસોડામાંથી જણાવ્યું. મોહનલાલ 'બરોબર છે' એમ કહી પાઘડી પહેરી સાહેબને મળવા ગયો અને ચંદુલાલ જમવા બેઠો.

બંગલાના નોકરો અને સિપાઇઓ તો આથી અજબજ થઇ ગયા, કારણ કે એજન્ટ સાહેબનું બોલાવવું તો આણી તરફના મોટા મોટા દરબારોને પણ ભાણા ઉપરથી ઉઠવું પડે એવું આકરું કહેવાય એટલે રજવાડી નોકરોને આ શું એમ લાગ્યું, પણ મુંબાઇમાં યુરોપિયનોના સહવાસને લીધે આમને તો કંઇજ લાગ્યું નહિ. મોહનલાલે ગાડી આગળ જઈ ચંદુલાલ જમવા બેઠાનું જણાવ્યું એટલે સાહેબે 'જલદી મોકલો' એવું કહી પોતાની ગાડી હંકાવી અને મોહનલાલ પાછો આવ્યો.

'કેમ, સાહેબ ગયા ?' ગુલાબે તેને ઉપર ચઢતાંવાંત પૂછ્યું.

'હા ગયા. ચંદુભાઇ તમે હવે નિરાંતે જમીને પછી જાઓ. તે રાજમહેલમાં ગયા છે અને તમને સત્વર ત્યાં બોલાવે છે.' મોહનલાલે ઉત્તર આપ્યો.

'સાહેબ કેમ ત્યાં ગયા અને આમને કેમ ત્યાં બોલાવ્યા હશે ? તે કંઇ સમજાયું નહિ મોહનભાઇ !'

'ના, મારે ને તેને એવી કંઇ વાતચીત થઈ નથી. મેં તો ગુડ-મોર્નિંગ કરી ચંદુભાઈ જમવા બેઠા છે એટલુંજ કહ્યું અને તેણે 'ઠીક જલદી મોકલો,' એટલોજ ઉત્તર આપીને ગાડી હંકાવરાવી. એના મુખ ઉપર પણ કંઇ લાગણીઓનો આવેશ હોય એવું મને તો લાગ્યુંજ નહિ.'

જમી ઉઠી ચંદુલાલે કપડાં પહેર્યાં અને જતાં જણાવ્યું કે, 'તપાસ કરાવરાવી ઠેકાણે પાડવાની રજા અપાવશે, આ કંઈ શકમંદ મરણ નથી. વારૂ, મારી ગાડી તૈયારજ છે તેથી હવે હું જાઉં છું.' તે આગળ ચાલ્યો એટલે ગુલાબે બે ડગલાં તેની પાછળ જઇ કહ્યું કે, 'મને હમણાં જે શિખામણ દેતા હતા તે હું તમને હવે પાછી સુંપરત કરું છું. કોઇ જાતની પંચાતીમાં પડી ઉંડા ઉતરશો નહિ. તમારા ધંધાને લગતું જેટલું હોય તેટલું કામ કરીને દૂર રહેજો.' મોહનલાલ તરફ જોઇ 'કેમ મોહનભાઈ! તમે કંઇ બોલતા નથી?'

'ઠીક છે. ચાલો હું જાઉં છું, મોહનભાઇ! તમે હવે જમી લો.' ચંદુલાલ નીચે ઉતર્યો અને ગુલાબ પાછી ફરી રસોડામાં ગઇ.

મોહનલાલ જમી ઉઠયો અને દિવાનખાનામાં આવી વાંચવા બેઠો. તે આ વાતની કંઇ વિગત જાણતો ન હતો, એટલે તેને કશો વિચાર આવ્યો નહિ. ગુલાબ સઘળી વાત જાણતી હતી અને ચંદુલાલ કરતાં પણ જનાનાની અંદરના ભાગમાં રાત્રિ ગાળેલી હોવાથી ત્યાં બનતા બનાવો તેના જાણવામાં વધારે આવેલા હતા તેથી તેના મનમાં ઉપરાઉપરી નવા નવા તરંગો આવવા લાગ્યા. તે વિચાર કરતી અને પોતાને જેનો આટલા ટુંક વખતમાં ખૂબ પરિચય પડયો હતો, તે માણસના મરણ માટે ઉશ્કેરાતી તે જમીને વહેલી વહેલી દિવાનખાનામાં આવી. મોહનલાલ આગળ બધી વાત કરી દેવાના તેના મનમાં વારંવાર ઉભરા આવ્યા કરતા હતા. વળી વળીને તે તેને દાબી રાખતી હતી. તેણે જનાનામાં ફરતાં અને ઉંઘને મિષે પલંગમાં પડે પડે ઉન્નિદ્રાવસ્થામાં પોતાની આસપાસ થતી વાતચીતથી ઘણું રહસ્ય સાંભળેલું હતું. ચંદુલાલ તેમાંનું કંઇ પણ જાણતો ન હતો. તેને મળવાનો અવકાશ મળ્યો ન હતો, કે જેથી તે પોતાનું હૃદય ખાલી કરે. તેણે તબકડીમાંથી પાન લીધું અને મોહનલાલ સામું જોઇ બોલી કે, 'તમે પણ આજ કેમ મોહનભાઇ કશું બોલતા નથી? શું બન્યું, તે તમે કંઇ જાણો છો?'

'નવી રાણીને ડસુવાવડ જેવું થયું અને તેમાંથી એનો બિચારીનો

દેહ પડી ગયો એટલુંજ અત્યાર સુધી માત્ર મારા જાણવામાં આવ્યું છે. બહુ ખોટું થયું, આ સિવાય બીજું કંઇ હું જાણતો નથી અને તમે કે ચંદુ નવરાં પડ્યાં નથી અને મને તમે કશી વાતે કરી નથી, એટલે આથી વિશેષ હું શું જાણું, તે કહો ?'

'બસ એટલુંજ, જે તે બન્યું છે હો મોહનભાઇ! રાણીની લાયકાત અને સ્નેહ મને અંતરમાં રડાવી દે છે, તો પછી જેઓ એના હમેશના પરિચયવાળાં હશે તેમને અત્યારે કેવું લાગતું હશે? અરેરે! બિચારીને ગર્ભ રહ્યો તે એનો જીવ લેવાનેજ રહ્યો કે શું? છ મહીના ઉપર તો રાજાજી સાથે તે મુંબાઈ આવી હતી અને મારી મોંઘીબહેનને ત્યાંથી કેવું કિમતી અને મજેનું જવાહીર ખરીદ કર્યું હતું. મોંઘીબહેન એ ત્રણ વાર એને મળ્યાં હતાં અને જ્યારે અહિં આવ્યા પછી મેં કહ્યું કે, 'મોંઘીબહેન તો મારી બાળપણની સખી હોઇ સગી બહેન કરતાં પણ વધારે છે,' ત્યારનાં તો એ મને સખી તરીકેજ ગણતાં હતાં. મને જોઇને તો બિચારી રાજરાજી થઇ જતી. લુંડીઓ અને દાસીઓને રજા આપી કલાકોના કલાકો લગી ખાનગીમાં મારી સાથે વાતો કરતી, જવાહીર તથા કપડાંલત્તાં બધું બહુ હોંશથી મને દેખાડતી, રાજાજી તેની ઉપર કેવો પ્યાર રાખે છે અને જનાનામાં કેવું તેનું માન છે, તે બધું એક સખીની માફક મને કહેતી. ખરેખર રાણી તે રાણીજ હતી. બહારના સ્ત્રીસંસારની પણ એ જાણ હતી. આપણાં ખાનદાન અને સારાં ઘરોમાં વહુઓને કેવી રીતે રાખવામાં આવે છે અને હલકી વર્ણના લોકોમાં તેમની ઉપર કેવો જુલમ ગુજરે છે, તેથીએ અજ્ઞાત ન હતી. નાનપણમાં થોડું ભણી હતી પરંતુ જનાનામાં નવરાશનો વખત વાંચનમાં ગાળીને તેણે સારો અભ્યાસ કર્યો હતો. પહેરવા ઓઢવામાં રજવાડી રજપૂત રીત રાખતી તેમ છતાં આપણો ગુર્જરી અને દક્ષણી પહેરવેશ પણ મજેનો પહેરી જાણતી. શરીર ઉપર ઘરેણાં ખડકીનેજ નહિ પણ સાફસુફ રહીને અને સારા સંસ્કારથી રૂપાળાં લાગીએ છીએ એવું તે સમજતી હતી.'

'ત્યારે તમે કેમ ગુલાબભાભી! જનાના ઉપર આટલા બધા ઉભરા

કાઢો છો ?' મોહનલાલે તેને વખાણ કરતી સાંભળીને સામો પ્રશ્ન કર્યો.

'મોહનભાઇ ! અમુક વ્યક્તિને લઈ હું જનાનખાના માટે ઉભરો કાઢતી નથી, પરંતુ એકંદરે સ્ત્રીઓને આજન્મ પર્યંત કેદ રાખવાના એ બુરા રિવાજ ઉપર ઉભરો કાઢું છું. તમારો મોટો છોકરો મારી સાથે હોય તોપણ તેને જનાનખાનામાં આવવા દે નહિ. આવો સખત ત્યાં પ્રતિબંધ રહે છે એક તરફથી આમ નિર્દોષ બાળકોને અટકાવવામાં આવે છે ત્યારે બીજી તરફથી ન ખમાય એવી નિર્લજતા ચાલતી જોવામાં આવે છે. હલકા અને અભણ લોકો તેની અંદર ન ખમાય એવાં કર્તુક કર્યા કરે છે. પ્રપંચની જાળો સ્વાર્થને માટે તેઓ હમેશ પાથર્યા કરે છે તથા તેમાંનાં નિર્દોષ માણસોને દુર્ગુણોમાં અને કાવતરાંમાં નાંખે છે. એક બીજાની સામે તેમને ઉશ્કેરી મૂકી જનાનાને નરક બનાવી મૂકે છે. મોહનભાઈ ! હું તેને નિંદું છું એટલા માટે તેમાં કોઇ વ્યક્તિ વિશેષનો હું કંઈ દોષ કાઢતી નથી.'

'પણ તેમાંના દુર્ગુણો પ્રપંચો અને અનીતિઓને આટલી બધી સખત ભાષામાં ઝાટકી નાંખવાનું તમને કંઇ કારણ મળ્યું છે, કે અમસ્તાંજ ?' મોહનલાલે વાત કઢાવવાને પ્રશ્ન કર્યો.

'ના, મને કંઈ ખાસ કારણ મળ્યું નથી. માત્ર મારા અવલોકનથી મારી સમજણે મને જે જણાયું તે ઉપરજ હું મારા વિચાર આપું છું.' ગુલાબ તેના મનમાં ઉછળી રહેલા વિચારોને દાબી આમ ટુંકો ઉત્તર આપી મોહનલાલ આગળ શું પૂછે છે તે જોતી ચૂપ રહી. તેના મનમાંથી આટલા પણ વિચાર બહાર નીકળી ગયા તે માટે તેને જરા પશ્ચાત્તાપ થયો. તેણે પોતે પોતાને કહ્યું કે 'આ મુંબાઇ નથી. આ તો એક એવી જગા છે કે જ્યાં કશો અભિપ્રાય અપાયજ નહિ. સારાને સારૂં કહેવામાં આવે તોપણ જ્યાં વહેમ પડે છે ત્યાં ખોટાને ખોટું તો કહેવાયજ કેમ ? સાધારણ સત્ય પણ એવું છે કે, 'કાણાને કાણું કહેવું નહિ,' તો કાણાનું રાજ્ય હોય ત્યાં કાણાની વાતજ કેમ થાય ? મુંબાઇનું વાતાવરણ જુદું છે એ હું વારંવાર ભૂલી જાઉં છું. મરનાર રાણીજીએ પણ મને એક બે વાર ટોકી હતી કે, તમારે મુંબા-

ધનું ભડભડિયાપણું અહિં ન રાખવું, અને ગજરાબાના ભાઇ તો મને નિત્ય ટોક્યાજ કરે છે, તેમ છતાં મારાથી આમ મનમાં આવે તેવા અભિપ્રાયો અપાઇ જવાય છે તે ઠીક નહિ. હશે મેં ક્યારે પારકા માણસ આગળ કશો અભિપ્રાય આપ્યો છે? મોહનભાઇ આગળ અભિપ્રાય આપીએ કે કશી વાત કરીએ તેમાં શો બાધ છે? અલબત, કોઇ સાંભળે તો ખોટું, માટે અહિં એવી તેવી વાતો કરવાનીટેવજ રાખવી નહિ, તે સારૂં.'

આ પ્રમાણે ગુલાબ પોતાના મનમાં પોતાને શિખામણ દેતી મૌન બેઠી હતી એટલામાં એક અજાણ્યો માણસ દાદર ચઢી ઉપર આવ્યો. ગુલાબને જોઇ તે અને તેને જોઇને ગુલાબ ચોંક્યાં. મોહનલાલે ઉભા થઈ પેલા માણસને અંદર બોલાવ્યો એટલે ગુલાબ જોડેના ઓરડામાં જઇ તેઓની વાત સાંભળવા બારીના પડદા પાછળ ઉભી રહી.

'નીચે કોઇ નથી સાહેબ' પેલા માણસે અંદર દાખલ થતાં મોહનલાલને સવાલ કર્યો, તેનો ઉત્તર આપી મોહનલાલે પૂછ્યું કે, 'તમને કોનું કામ છે?' તેણે કહ્યું કે, 'મોહનલાલભાઈનું કામ છે.' 'તેજ હું' એવો મોહનલાલે જવાબ દીધો એટલે તેણે સલામ કરી ખીસામાંથી એક કાગળ કાઢી તેના હાથમાં આપતાં કહ્યું કે, 'દાક્તર સાહેબે આ કાગળ આપને હાથોહાથ પહોંચાડવા મને આપ્યો છે. વળી મોઢે તેમણે કહાવ્યું છે કે, તેમને ઘેર આવતાં મોડું વહેલું થાય તો ચિંતા કરશો નહિ. તેઓ સાહેબ મહેરબાન સાથે બહાર ગયા છે. રાજમહેલમાં નથી.'

'રાજમહેલમાં શું થયું અને કેમ તેઓ સાહેબની સાથે બહાર ગયા?' વગેરે પૂછવાનું મોહનલાલને મન થયું, પરંતુ તરતજ તેણે 'ચોળચુંથ કરવી ઠીક નહિ' એમ વિચારી કહ્યું કે, 'ઠીક તમે રાજમહેલમાંથી આવ્યા હશો?'

'હાજી, હું રાજમહેલમાં મહેતાગીરી કરું છું. સાહેબ બહાદુરની ગાડીમાંથી ઉતરી દાક્તરસાહેબ નામદાર ઠાકોરસાહેબને ખાનગીમાં મળવા આવ્યા હતા. થોડીક મિનિટ વાતચીત કરી બહાર નીકળ્યા અને સીડી

ઉતરતાં ઉતરતાં નામદાર ઠાકોરસાહેબના દેખતાં જ તેમણે મને બોલાવી આ પત્ર આપને હાથોહાથ પહોંચાડી આવવાનું ફરમાવ્યું અને ઉતાવળે ત્યાંથી ચાલી ગયા.'

'ઠીક, જાઓ.' મોહનલાલે પેલા માણસને રૂખસદ આપી અને પોતે પાછો ફરી ગુલાબને બોલાવે એટલામાં તો અતિ આતુર મને તેજ તેની સામે આવી અને બોલી કે, 'મોહનભાઇ ! જુઓને કાગળમાં શું છે ?'

મોહનલાલ પોતાનું સરનામું જોઇ કાગળ આમ તેમ ફેરવી બોલ્યો કે, 'ગુલાબભાભી ! માનો ન માનો પણ કાગળ ફુટેલો લાગે છે અને કોઇએ તે વાંચી ફરીને બીડી મોકલ્યો છે.'

'ના ના એમ ન હોય. એ તો તમારા ભાઇજ ગડબડિયા છે. ઉતાવળમાં બીડ્યો હશે તેથી તમને વહેમ પડેલો લાગે છે. હશે, તમારા નામનો છે અને સરનામાના અક્ષર એમના છે એટલે ફોડો અને જુઓ તો ખરા કે શું લખે છે ?'

મોહનલાલે કાગળ ફોડ્યો તો તેમની અજાયબી વચ્ચે તેમાંથી કાગળબાગળ નહિ પરંતુ નોટો નીકળી આવી. બે ત્રણ વાર પડબીડિયું જોયું પણ તેમાંથી એક નાની સરખી ચબરખી પણ મળી નહિ. બન્ને જણ, નોટોને આમતેમ ઉથલાવી ઉથલાવી જોઇ તેની ઉપર એકકે હરફ લખેલો નહિ હોવાથી આશ્ચર્ય પામ્યાં અને કેટલીક વાર લગી એક બીજાના મુખ સામું જોઈ રહ્યાં.

## પ્રકરણ ૨૧ મું.

### ભૂત સાથે વાતચીત

ઉંઘ નહિ આવવાથી ગુલાબ જાગે છે. ચંદુલાલ લસલસાટ ઉંઘી ગયો છે, લગભગ મધ્ય રાત્રિ થવાથી ચારે તરફ સોપો પડી રહેલો છે અને ઝાંખા થતા દીવા સામું ટગર ટગર જોતી તે ઉઘાડી આંખે વિચારમાં પડેલી છે. તે દિલગીર નથી, હર્ષાન્વિત નથી તેમ બિલ

શાન્ત પણ નથી. ઉંઘ જતી રહેવાથી મનમાં વિચારની ઘટમાળ ચાલ્યા કરે છે. કેટલાક વિચારો આવ્યા ને ચાલ્યા ગયા પછી તેને મોહનલાલ ઓચિંતુ કામ આવવાને લીધે મુંઝાઈ ગયો તેનો વિચાર આવ્યો. તે મનમાં ને મનમાં બોલી કે, 'અહો ! પુરુષ જાત છતાં મને તો મોહનભાઈ બહુજ બીકણુ અને પોચા મનના લાગ્યા. ગરીબ માબાપનાં છોકરાં બધીજ રીતે ગરીબ હોય તે ખરું છે. મોહનભાઇ બિચારા સાલસ અને ગરીબ એમાં તો શક નહિ. હું સ્ત્રી જાત છતાં અને આ સુખા માબાપના એકના એક પુત્ર અને લાડકોડમાં ઉછરેલા હોવા છતાં પણ એમના કરતાં બહુ સહનશીલ અને કઠણ મનના છે. ભણુવા ગણુવાથી પણ માણુસ નિડર બાહોશ પકકું અને કાબેલ થાય છે. જ્ઞાન પણ એક બહુ મોટું બળ છે. અજ્ઞાન માણુસો કરતાં ભણેલા વધારે દઢ શરીર અને પુરુષાર્થી નીવડે છે. દુઃખનો અને સાંસારિક પ્રપંચના વાવાઝોડાનો સપાટો સહન કરવાની હિમ્મત પણ ભણેલામાં વધારે આવે છે. સાદા ને સીધા શિક્ષણુવાળા બિચારા ભોળિયા નીવડે છે. મોહનભાઈ તેમાંના એક છે. એમને અહિં નોકરી અપાવી હોય તો એક દહાડો પણ નિભાવાય નહિ. જરાજરામાં ડરી જાય, એમનાથી તે પછી શું બને ? ધીરજ રાખવી અને ઉપરીનો મિજાજ કે તોફાની પવનનો સપાટો સહી લેવો એ પણ મરદાઈનું કામ છે. એમ ન બને તો નોકરી બજે નહિ. 'કામ કરના વક્કરસે' એ કહેવત ખરી છે.'

'પેલો કાગળ ફોડતાં અને નોટો જોતાંજ એમના તો હોશકોશ ઉડીજ ગયા હતા. તેમણે તો મોટી આફત આવશે એવો ભય દેખાડી મારીએ હિમ્મત ગડગડાવી દીધી હતી, પણ નહિ, હું શું કરવાને ડરૂં ? આપણે ક્યારે ચોરી કરવા ગયાં હતાં. અજગર પહોળું મોં રાખી રસ્તામાં પડી રહે છે અને ઇશ્વરજ તેને આજીવિકા મળી રહે તે માટે હીણુભાગી પ્રાણીનો પગ તેના મોંમાં મુકાવે છે. આપણે જે લક્ષ્મીને માટે માબાપ અને ભાઇભાંડુ વગેરેને છોડી દૂર દેશાવર આવ્યાં છીએ તે આશાના ફળ રૂપજ એ નોટો કાં ન હોય ? મોહન ભાઇ ! તો ખરેખર તેનો નાશ કરત, પણ મેં હિમ્મતથી તે ઉડાવી

લીધી. એવા ભોળા અને સીધા સ્વભાવના માણસ કોટના આશ્રય વગર રહી શકે નહિતો ? આ કેશવચંદ્ર આવ્યા છે પણ કેવા બાહોશ માણસ છે. જે ઓરડા માટે મોહનભાઇ વહેમાયા હતા તેજ ઓરડામાં એ સૂઇ રહે છે ? વળી દિવાનખાનામાં તો ઘણીએ વાર રાતના હું એકલી આરામચેરમાં ઉંઘી જાઉં છું. મને તો કોઇ દિવસ કશો વહેમે આવતો નથી અને જમીને ભારે લાગતી નથી ?'

ગુલાબ સુતી સુતી આવી રીતે પોતાની હોંશિયારી અને નિડરતાની ફુલ મારતી હતી એટલામાં 'મને તો જમીને ભારે લાગતી નથી' એ વાક્ય પુરું થતાંની સાથેજ તેના વિચારો મગજમાંથી ઉડી ગયા. વિચારો ઉડી ગયા તે ગયાજ. ફરીને આવ્યા નહિ. વાતાવરણ કંઇક ભારે અને દિવાનખાનામાં કંઇક હિલચાલ થતી હોય એવો તેને વહેમ પડયો. તે ઘણુંએ મનને બીજી બાબત ઉપર લઇ જવાને મથી, ઘણી ઘણી રીતે પોતાને ધીરજ આપીને હોંશિયારી આણવાનો તેણે યત્ન કર્યો પણ મન બીજી બાજુએ ગયુંજ નહિ. વહેમ વધતો ને વધતો ચાલ્યો. દિવાનાખાના તરફ તેના કાન અને મન લાગી રહ્યાં તે લાગીજ રહ્યાં.

નવા વિચારો આવ્યા નહિ અને વહેમ વધતો ચાલ્યો તેમ તેમ શરીર ઉપર નખશિખ રહી રહીને ઝણઝણીઓ આવવા માંડી. આંખને પણ નહિ પલકાવતાં કેટલીક વાર તે શાન્ત થઇને પડી રહી તેણે પછી બેળેબેળે વહેમનું ખંડન કરી પોતાના મનને બળ આપ્યું. 'દિવાનખાનામાં શું થાય છે' તે જોવાને મનમાં હિમ્મત આણી ધીરે રહી તે બેઠી થઇ. પલંગમાંથી ઉતરી દીવાને તેજ કરી દિવાનખાનામાં પડતી બારીના તરડાયેલા કાચમાંથી આરણાને અઢેલી ઝીણી નજરે પછી તેણે અંદર જોવા માંડયું. દિવાનખાનાનો દીવો બહુજ નિસ્તેજ થઇ ગયો હતો, તરડમાંથી મહા મહેનતે થોડું જોઇ શકાતું હતું છતાં ગુલાબ આતુરતાથી છાતી કઠણ કરી અંદર જોવા લાગી. બહુવાર જોઇ રહી પણ કંઈ દેખાયું નહિ. તેના મને હિમ્મત લેતાં પાછું ચલાવ્યું કે, 'વહેમ છે તેજ ભૂત છે, બાકી ઇશ્વરની સૃષ્ટિમાં ભૂતબુત જેવું કશું છેજ નહિ.

જો હું હિમ્મત ધરીને આટલી તપાસ કરવા ઉઠી ન હોત તો શું માનત ? હું પણ મોહનભાઈની માફક વહેમ ખાઇ જાત. તે હજી તો આવા આશ્વાસક હિમ્મતના શબ્દો પોતાને કહેતી હતી એટલામાં સામેની ઓરડીનું બારણું ધીમેથી ઉઘડ્યું અને એક ભરજુવાન રાજ-કન્યા ઝાંઝરના ઝમકાર કરતી કરતી કાચી કેરી જેવા લીલા અંબરનો મૂલ્યવાન પાલવ રમાડતી રમાડતી હાથિણીની માફક ડોલતી લટકદાર ચાલે દિવાનખાનામાં આવતી જણાઈ.

રાજકન્યા એક રૂપાળી જાજરમાન અને પ્રૌઢ ઉન્નત અંગની રજપૂતાણી હતી. ગુલાબ તો તેને જોતાંજ પોતાને ભૂલી ગઇ. ભૂતબુત જેવો વહેમ જાણે તે વિસરી ગઇ અને પ્રત્યક્ષ ખરેખરું હોય તેમ તેનું રૂપ અને હિલચાલ જોવા લાગી. મદથી અકડાનાં અંગે તે ધીરે ધીરે દિવાનખાનામાં આમતેમ ફરવા લાગી. તેણે આમતેમ એક બે ત્રણ આંટા માર્યા એટલામાં એક દાસી સોનાની રકાબીમાં પાન લઇ અંદર આવી. તેણે સામે મોઢે રકાબી તેની આગળ ધરી નહિ પરંતુ સાથે ચાલવા માંડ્યું. ચાલતાં ચાલતાં હાથ લંબાવી રકાબી તેની સામે ધરી. રાજકન્યાએ તરત પાછું વાળીને જોયું અને એકદમ ગુસ્સે થઇ. તિરસ્કાર અને ગુસ્સાના આવેશથી તેનું ગોરું ગોળમટોળ માંસલ મુખ લાલચોળ જેવું થઇ ગયું. એક ઝપટ મારી તેણે દાસીના હાથ-માંની રકાબી કહિંની કહિં ઉડાવી દીધી. રાજકન્યાના ક્રોધને લીધે દાસી તરત ત્યાંથી અદૃશ્ય થઇ ગઇ. દિવાનખાનાની કયી બાજુએ અને કયાં થઇને તે કયાં ચાલી ગઇ તે કશુંએ તેના જોવામાં આવ્યું નહિ. ગુલાબને હવે ચમત્કારિક અસર થઈ. બારીક નજરે તે પેલી રાજકન્યા શું કરે છે તે જોવા લાગી. તે ગુસ્સાથી આમતેમ જોઈ દિવાનખાનાની વચ્ચે થોડી વાર ઉભી રહી. વિફરેલી વાઘણ જેવી તે આ વખતે બહુજ ભયંકર દેખાવા માંડી. પાનની રકાબી જે દૂર ખુણામાં જઈ પડેલી હતી તે તરફ જોઇ વળી વળીને તે ક્રોધના આવેશમાં ને આવેશમાં કંઇક બોલી, પરંતુ ગુલાબથી તે સમજાયું નહિ. તેણે આમતેમ જોઇ કમ્મરમાંથી એક નાની કટાર કાઢી. ગુલાબના શરીર ઉપર વળી ફરીને

ઝણઝણી આવી. બીજી કોઇ સ્ત્રી હોત તો તેનાથી આ દેખાવ જોવાત નહિ, પણ ગુલાબ તો નાનપણમાં ઘણાં દુ:ખ સુખ જોઇ ઉછરેલી તરુણી હતી અને 'એક ઇશ્વર કરતાહરતા છે બીજા કોઇથી કંઇજ થઈ શકતું નથી' એવી ખાતરી તેને પેલાં સંકટોમાંથી પાર પડતાં વારંવાર થયેલી હતી તેથી હિમ્મતથી જોતી રહી.

રાજકન્યાનો ક્રોધ આત્મતિરસ્કાર અને શોકમાં પરિણામ પામ્યો. તેની કાળી ભમ્મર જેવી રૂપાળી આંખોમાંથી ટળકટળક આંસુ પડયાં, તેનું મુખ કરમાઇ ગયું અને તે દિવાનખાના વચ્ચે બેસી કટાર ભોંય ઉપર મૂકી ઇશ્વરસ્તુતિ કરવા લાગી. આંસુ વહેતી આંખ મીચી ન મીચી રાખી ગંભીર મુદ્રાએ હાથ જોડી બે ત્રણ વાર શરીર નમાવી ઇશ્વરને નમસ્કાર કરી તેણે પોતાનો હાથ કટાર તરફ લંબાવ્યો કે તરતજ આત્મઘાત કરવાનો તેનો મનસુબો હોવાનું ગુલાબ સમજી ગઇ. નાટકમાં જેમ માણસ ખરા ખોટાની સમજ કોઇક વાર અદ્‌ભુતતામાં લીન થઇ ભૂલી જાય છે તેમ ગુલાબ પણ આ અદ્‌ભુત દેખાવ જોઈ રહેવાથી ખરા ખોટાનું ભાન ભૂલી ગઈ. એક જુવાન રાજકન્યા જેનો દેખાવ કોઇને પણ દયા ઉશ્કેરે એવો હતો તેને આત્મઘાતને માટે કટાર તરફ હાથ લંબાવતી જોતાંજ ગુલાબ બારણું ઉઘાડી બેભાન જેવી દિવાનખાનામાં તેની તરફ દોડી ગઈ.

રાજકન્યા એકદમ ઉભી થઇ ગઈ અને 'મને ન વારો, મારા માનસિક દુ:ખનો કંઇ પાર નથી, હું તમને મળીશ અને બધી હકીકત કહીશ, મને ન વારો.' એમ કહી એકદમ ત્યાંથી અદશ્ય થઇ ગઇ. જાગતી આંખે અને શુદ્ધ ભાન-સમજણમાં જોયેલું અને સાંભળેલું સાક્ષાત્ અનુભવેલું આ બધું પોતાની આગળથી એકદમ અદશ્ય થતાં-વાંતજ 'બાપરે ! આ શું ?' એવી તેનાથી કારમી ચીસ પડાઇ ગઇ. કેશવચંદ્ર તથા ચંદુલાલ તેમના ઓરડાઓમાંથી આવે ત્યાર પહેલાં તો શબવત્ થઈ જઈ ગુલાબ ધબ દઇને ઉભેથી ભોંય પર પડી ગઈ.

એક તરફથી ચંદુલાલ અને બીજી તરફથી કેશવચંદ્ર અને નીચેથી માનસિંહ પહેરેગીર ઝપાટામાં ઉપર દિવાનખાનાની અંદર દોડી આવ્યા.



રાજકન્યાનું પ્રેત અદ્રશ્ય થતાં વાંનજ ‘ આપરે ! આ શં ? ’
એવી ગુલાબથી કારમી ચીસ પડાઈ ગઈ. ( ચિત્ર ૨ જાું. )

ચંદુલાલે નીચે બેસી તેનું માથું પોતાના ખોળામાં લઇ આંખો દબાવી અને ધોતરથી કપાળ ઉપરનો પસીનો લુછી નાંખ્યો.

'આમને તો ફિટ આવતી હોય એવું મારા જાણવામાં નથી. ચંદુભાઇ! આજેજ ઓચિંતી ફિટ કેમ આવી?' કેશવચંદ્રે પૂછ્યું. ચંદુલાલે ઉત્તર આપ્યો કે, 'ફિટ તો આને કદીએ આવતી નથી. આજ એ એમ કહેતી હતી કે, 'મને ઉંઘ આવતી નથી' રાતે જાગી હશે અને ચોપડી લેવા દિવાનખાનામાં આવતાં બીની હશે. 'માનસિંહ! ઓસીકું લાવ.'

માનસિંહે ઓસીકું આપ્યું તેની ઉપર ગુલાબનું માથું ટેકવી ચંદુલાલ દવા લેવા ગયો. કેશવચંદ્રે પાસે બેસી પછી ધીરે ધીરે તેના મુખ ઉપર પવન નાંખવા માંડયો.

ચંદુલાલ દવા લઇને આવ્યો નહિ ત્યાર પહેલાં તો ગુલાબને સંજ્ઞા આવી. આંખ ઉઘાડી જોતાં કેશવચંદ્રને પવન નાંખતો જોઇ ખરેખરી ખબડદારીથી જાણે કંઇજ બન્યું ન હોય અને તંદુરસ્ત ઉંઘમાંથી જાગ્રત થઇ હોય તેમ તે બોલી કે, 'અરેરે! શાલગ્રામ પાસે મરી વટાવ્યાં? પોતે કયાં ગયા?' ગુલાબ તરત બેઠી થઇ. માનસિંહ દૂર ખસી ગયો અને કેશવચંદ્રે કહ્યું કે 'શા માટે બેઠાં થયાં? કંઇ ફિકર નહિ, શાંત થાઓ, અને જરા આરામ લો.'

'મને કંઈ થયું નથી, હું કંઈ માંદી નથી કેશવચંદ્ર! આપણે ન માનીએ એવી વસ્તુ મને આજ પ્રત્યક્ષ જોવામાં આવી તેના વિસ્મયથી અને મારા સાહસના ભયથી મારા હૃદયને ધક્કો લાગ્યો તેથી આમ થયું બાકી કંઇજ નથી. તમે પંખો રહેવા દો. માનસિંહ જાઓ તમે નીચે, અહિં કંઈ કામ નથી.' ગુલાબે ખરેખરી હોંશિયારીથી આ પ્રમાણે કહ્યું એટલે માનસિંહ વિચાર કરતો કરતો નીચે ગયો અને કેશવચંદ્રે ઉભા થઇ ચંદુલાલને હાક મારી. દવાના પ્યાલા સાથે તે દિવાનખાનામાં આવ્યો એટલે ગુલાબે ઉભાં થઈ કહ્યું કે, 'મારે તો તમારી દવાબવા કંઈ પીવી નથી. મને કંઇજ થયું નથી, એ તો સહેજ મારા મન ઉપર એક જાતની ઓચિંતી અસર થઈ

આવી હતી. હું પૂર્ણ હોંશિયાર અને તંદુરસ્ત છું. કેટલા વાગ્યા ?' તે ખુરસી ઉપર બેઠી અને નાડી જોવાને તથા આશ્વાસન આપવાને તેનો હાથ કાંડા આગળથી પકડી ચંદુલાલ તેની પાસેની ખુરસી ઉપર બેઠો.

'પાંચ વાગ્યા. વહાણું વહાયું છે.' એમ કહી કેશવચંદ્ર પણ તે દંપતી સામે બેઠો અને બોલ્યો કે, 'તમને તો આવું કદી થતું નહિ અને ઓચિંતું આજ આમ કેમ થયું ? અહિં આવ્યા પછી કોઈ વાર આ પ્રમાણે જીવ ફર્યો હતો કે આજેજ ?'

'કદી નહિ, અને આજે પણ જીવ ફર્યો નથી. મને કંઇ ફિટ કે હિસ્ટીરિયા જેવું થઇ આવ્યું હોય એમ ધારતા નહિ. મને કુદરતી રીતેજ આજ અજંપો થઇ આવ્યાથી ઉંઘ આવી ન હતી અને તે બાદ અવનવો એક મોટો ચમત્કાર જોવામાં આવ્યો અને તે એકદમ અદૃસ્ય થઇ ગયો તેથી હું ચમકી. એની અસરથી આમ થઈ આવ્યું.' ગુલાબે ખુલાસો કર્યો.

'પણ તમે દિવાનખાનામાં કેવી રીતે આવ્યાં?' ચંદુલાલે પૂછ્યું.

'મારી મેળે દિવાનખાનામાં ચમત્કાર હતો તે જોવા અને ખાતરી કરવા આવી હતી. ખાતરી થઇ, અરે! ખાતરી થઇ શું? મારે અને તેને વાતચીત સુદ્ધાં થઇ અને ઓચિંતું તે અદૃસ્ય થઇ ગયું તેવાજ મને 'શૉક' લાગ્યો. મારાથી ધબ દઇને નીચે પડી જવાયું. બીજું કંઈ પણ થયું નથી. હું તંદુરસ્ત છું.' ગુલાબે આમ કહી તેમને ધીરજ આપી પોતાનો હાથ પતિના હાથમાંથી ખેંચી લીધો.

'તમે તંદુરસ્ત છો પણ લોહી બહુ તપી ગયું છે, નાડી બહુ ધબકારાથી ચાલે છે અને મન ઉશ્કેરાયેલું છે. અહિંના વહેમી લોકમાં આવતાં તમને પણ વહેમી અસર થઇ દેખું! સ્ત્રી સ્વભાવ તે આખરે સ્ત્રીસ્વભાવજ. સ્ત્રીઓને મોટા મોટા હક આપવા સામે જે વાંધો રજુ કરવામાં આવે છે તે ખરોજ. સ્ત્રીઓ ગમે તેટલી કેળવાયેલી અને બાહોશ હોય તોપણ તેઓ આસપાસના વાતાવરણથી ભરમાઇ જાય છે. લાગણીઓને કાબુમાં રાખવા કદીએ સમર્થ થતી નથી. પુરુષમાં જે

બળ છે તે તેના મક્કમ સ્વભાવનું છે. સારી કિંવા ખોટી કોઇ પણ પરિસ્થિતિમાં પુરૂષ તરત રંગાઇ જતો નથી અને આસપાસની ગમે તેવી હાલત પણ તેની લાગણીઓને એકદમ ઉશ્કેરી દેતી નથી. તમને આમ થયું તે કુદરતીજ છે. તે તમારા સ્ત્રીસ્વભાવને ખુલ્લો કરી આપે છે.' ચંદુલાલે આમ કહી ગુલાબની વાતને હસી કાઢી એટલુંજ નહિ, પરંતુ કેશવચંદ્રે પણ કહ્યું કે, 'લાંબી રાત સુધી ઉંઘ નહિ આવવાને લીધે અને શાંત રાત્રિના વખતમાં એક પછી એક વિચારો આવતા રહેવાને લીધે તમારું મન અને આંખો વગેરે થાકી જવાથી તમને આ ભ્રમ થઇ આવેલો લાગે છે. ઉજાગરાથી ઘણીવાર એવું થાય છે, વહેમાવું નહિ. જો વહેમાશો તો પછી વ્હેમ વધતો જશે. મન કાયર થઇ ગયેલું હોય અને ઉજાગરાને લીધે આંખોએ લીલાંપીળાં દેખાતાં હોય ત્યારે અવનવા દેખાવ દેખાય, એ શું તમે નથી જાણતાં? અજ્ઞાન અને ગામડિયા લોકના જેવી તમે વાત કરો અને માનો તે અમારાથી કેમ કબુલ થાય?'

'કેશવચંદ્ર! તમે પણ એમની ગાર્ડએ બેસી જાઓ છો કે? મારા વિચાર કેવા છે તે તમે કે એ શું નથી જાણતા? પુરૂષ કરતાં પણ વધારે ધીરજ અને તપાસ કરવાના મક્કમ ઠરાવથી ખરેખરી જાગ્રદવસ્થામાં મેં સાહસ કરી અનુભવ લીધો અને ખરેખર તે ખરો પડયો. મોહનભાઇએ મને આનો ઇસારો કર્યો ત્યારે તમારીજ માફક મેં એમને હસી કાઢયા હતા. મેં અતે સુતે દિવાનખાનામાં થતો સણસણાટ સાંભળ્યો હું ઉઠી અને બારીની તરફમાંથી મેં કેટલીકવાર સુધી એક જુવાન સ્ત્રીને દિવાનખાનામાં ફરતી જોઇ. બીજી સ્ત્રીએ આવી તેને પાન આપવાનું કર્યું ને તે ગુસ્સે થઇ તેણે પાનની રકાબી ઉડાવી દીધી અને પેલી સ્ત્રી પછી અલોપ થઈ ગઇ. તે પછી કેટલીક વારે હું બારણું ઉઘાડી દિવાનખાનામાં ગઇ. તેણે સામે મોઢે મારી સાથે વાત કરી અને આ બધું તમે સ્વપ્નમાં બન્યું એમ કહી મને વહેમી કે ભ્રમિત કહો તે હું કેમ માનું? ગજરાબાના ભાઇને તો મૂળથીજ એવી ટેવ છે કે, હું કહું તે માનવુંજ નહિ, અને મારી વાતને માલ

વગરની ગણી ઉડાવી દેવી, પરંતુ તમેય મારી વાતને વહેમ કે ભ્રમ કહો છો, એ શું ?'

હું તમારી વાત સાંભળું અને તે પ્રમાણે માનું તો જગતમાં ઘેલો ન કહેવાઉ ? તમને સ્વપ્ન આવ્યું તેમાં તમે એ બધું અલૌકિક દીઠું. એના એ સ્વપ્નના ભ્રમમાં ભૂલાં પડી બારણું ઉઘાડી દિવાનખાનામાં ગયાં અને ત્યાં ઉંઘ ઉડી જઇ જાગ્રત થતાં પડી ગયાં. ઘણાંએ માણસ ઉંઘમાં ઉઠીને હિંડવા માંડે છે. કેટલુંક હિંડ્યા પછી જાગ્રત થવાય છે. સ્વપ્નના બનાવોમાં એકતાર થઇ ગયેલું મન ઘણીએ વાર સંજ્ઞા પ્રાપ્ત થયા છતાં પણ સ્વપ્નના બનાવને ખરો ને ખરો માને છે. પોતે સ્વપ્નની અસર નીચે હોય એમ માનતાં નથી. તમને સ્વપ્નની ભારે અસર થયેલી હોવાથી તમે જાગ્રત થયા છતાં પણ હજી તમને એ બધું સ્વપ્નવત લાગે છે. કેટલોક વખત જશે અને કામકાજમાં પડશો ત્યારે એ વાત ભૂલી જવાશે અને તે સ્વપ્ન હતું એમ તમે તમારી મેળેજ કબુલ કરશો. ચાલો હવે સવાર થયું છે. નોકરને બોલાવી ચા અગર કાૅફી કરાવરાવો. તે પીશો એટલે હોંશિયારી આવશે. ઉંઘ નહિ આવવાથી કેટલીક વાર માણસ ગાંડું થઇ જાય છે સમજ્યાં.' એઉ જણે આમ કહી ગુલાબને આશ્વાસન આપી પેલી વાતને ઉડાવી દીધી.

## પ્રકરણ ૨૨ મું.

### ગુલાબનો અનુભવ.

'પેલા બનાવમાં કંઇક કાવતરું તો હશે, મને શક પડ્યા હતો અને સાહેબને પણ કોઇએ નનામી ચીઠી લખી હતી. હું મારા પહેલા રિપોર્ટને વળગી રહ્યો તેથી એ બધી બાબત પતી ગઇ. હવે હું તમને પૂછું છું કે, શું તમને એ બાબત કંઇ વહેમ પડ્યો હતો ? શા માટે તમે જનાનાનાં કારસ્તાનો માટે તે દિવસે એટલું બધું લાગણીથી બોલતાં હતાં ?' ચંદુલાલે એકાંતમાં બીજી કેટલીક વાતો કરતાં કરતાં ગુલાબને એકવાર આ પ્રમાણે સવાલ કર્યો.

'હું જ્યારથી દેવરાણીને મળી ત્યારથીજ તેની સામે મોટી રાણીનો કટ્ટો વેરભાવ પામી ગઇ હતી. મોટી રાણી ઉપર ઉપરથી સગી બ્હેનના કરતાં પણ વધારે ભાવ દેખાડતી હતી પરંતુ તેની ખવાસણો અને દાસીઓનાં વર્તનથી મને શક પડયો હતો. દેવરાણી પણ બિચારી મને કહેતી હતી કે, 'તેને ગર્ભ છે' એવું જાણવામાં આવ્યા પછી તેઓનાં મુખ પડી ગયાં છે અને મને એમનો બહુ ભય રહે છે. એનો કુંવર જરા હલેતો છે તેનાં માન ઉતરે અને દેવરાણીને કુંવર થાય અને તે સારો નીવડે તો રાજાજી કે સરકાર તેને પસંદ કરે અને પાટવી રખડી પડે. એવા ભયથી તેઓ મારી સામે કંઇ અભિચાર કરે તો મારો જીવ જાય' હું કહેતી કે, 'તમે ખાલી ભય રાખો છો ? કોઇના અભિચાર કદી ચાલતા નથી, અને ઝેર દેવું તે કંઇ સહેલું કામ નથી.' મારાં આવાં આશ્વાસનને તે હસી કાઢતાં અને કહેતાં કે, 'જનાનાની રાણીઓ ખવાસણો અને દાસીઓ એવા કાળા હૃદયની રાક્ષસીઓ હોય છે કે તમારાથી તેમના મનનો પારજ પમાય નહિ.' દેવરાણીને કસુવાવડ જેવું થયું તે શું કુદરતી હતું, એમ તમે કહો છો ? મંત્ર તંત્રનો અભિચાર નહિ પણ કોઈક વિચિત્ર વિષપ્રયોગનું તે પરિણામ હતું એમ મને મોટી રાણીની અને તેની દાસીઓની રીતભાત ઉપરથી આપણે ત્યાં ગયાં કે તરતજ સમજાઇ ગયું હતું. એ લોકો એવા ભયંકર અને કારી વિષપ્રયોગો કરે છે કે, જે આપણાથી સમજાય નહિ. એ લોકના કાવતરાથીજ દેવરાણીને કસુવાવડ થઈ હતી અને ક્ષણે ક્ષણ તેઓ તેના મરણની મોટી આતુરતાથી રાહ જોતાં હતાં. 'રખેને કોઇ દવા લાગુ થાય અને તે બચે.' એવો તેમને આપણા ત્યાં ગયા પછી ભય રહેતો હતો. મોટી રાણીને અંતરમાં હસતી અને આંખોએ રડતી જોઇ મને એટલું બધું આશ્ચર્ય લાગતું હતું કે, 'અરેરે ! આ દ્રોહી અને કારી હૃદયો કોણે ઘડયાં હશે ? હું થોડીવાર સુતી પણ ઉંઘ આવી નહિ અને મેં જોડેના ખંડમાં વડારણોને કંઈ કાવતરાની મતલબની વાતો કરતાં સાંભળી. મારૂં મન એ ખટપટ અને ભયંકર કાવતરાથી ઉશ્કેરાઇ ગયું હતું. મને આવા જનાનાઓ ઉપર હવે કદી પણ વિશ્વાસ આવશે નહિ.

શું તમને કંઈજ શક પડયો ન હતો ?'

'પ્રથમ તો મને જરાએ શક ન હતો, પરંતુ છેવટનાં કેટલાંક ચિહ્નો ઉપરથી અને રાજાના શક પડતા ઉદ્ગારથી મને પણ વહેમ ગયો હતો. સાહેબ અને રાજા વચ્ચે પણ એવીજ મતલબની કંઇ વાત થઇ હતી એમ પાછળથી મારા સાંભળવામાં આવ્યું પણ મેં ખાતરી આપી તે પછી સાહેબને કશો વહેમ રહ્યો ન હતો: તે દિવસ પછી મારા સાંભળવામાં કંઇ આવ્યું નથી. તમે એકાદ બે વાર તે પછી રાણીવાસમાં જઇ આવ્યાં ત્યાં તમારા સાંભળવામાં કંઇ નવું આવ્યું છે ?'

'ના, મને તેઓ દેવરાણીના પક્ષની સમજી ગયેલાં હોવાથી મારે કાને આવે એવું કંઈ પણ બોલતાં નથી. દેવરાણી તરફનાં માણસોએ 'દગો થયો' એવા ઉદ્ગાર સાથે ખરખરો કર્યો હતો. આવા સ્થાનમાં રહેવું જોખમ ભરેલું તો ખરૂંજને ? આપણે પણ તેમની ખતરાજીમાં આવ્યાં હોઇએ તો હસતાં હસતાંમાં મારી નાંખે. આગળ પાદશાહો હસતે મોઢે કાતેલ ઝેરની પાનબીડીઓ આપતા એમ વાંચેલું તે અહિં મેં જાતે જોયું. હું તો ત્યાંનાં પાનપાન ખાતીજ નથી. આપણે માટે તો મુંબાઈજ સારૂં. જે લોક કુટિલ હોય તેમને અહિં ફાવે ! આપણા જેવાં સીધે રસ્તે કામ કરનાર અને જેવું દેખીએ તેવું માનનારનું અહિં બિલકુલ કામ નહિ. આ લોકો તો જોત જોતામાં છરી લઇ નાંખે ?' ગુલાબે દરબારી નોકરી અને પ્રપંચી લોકના મુલકમાં રહેવા સામે પોતાનો સખત અણગમો બતાવ્યો.

ચંદુલાલને દરબારી ખટપટનો અનુભવ થયો ન હતો, તેમ જનાનાઓમાં કેવાં કાળાંધોળાં અને ભયંકર કાવતરાં ચાલે છે તથા તેની અંદરનાં માણસો કેવાં ઝેરી હોય છે તે પણ તેણે જાણ્યું ન હતું. ગુલાબ સાધારણ રીતે ચંચળ અને ઝીણી નજરની સ્ત્રી હોવાથી તે બધું સમજી ગઇ હતી. ચંદુલાલે પોતાને અનુભવ નહિ હોવાથી જણાવ્યું કે, 'તમે સહેજ વાતમાં વહેમ ખાઇ જાઓ એવાં છો અને જેમાં વહેમ પડયો તેમાં અતેરું દેખાયા કરે એ વળી ખરેજ વધારે સ્વાભા-

વિક છે. મને કોઇ ખટપટી કે કાવાદાવા કરતું લાગતું નથી. ખોટા ખોટા વહેમ લઇને કુતર્ક કરીએ તો ક્યાંહિં રહેવાય નહિ. હમેશ ચોખ્ખી નજરે જોવું અને ચોખ્ખા હૃદયનાં રહેવું.

ગુલાબ હવે ચિદાય. તે બોલી કે, 'ભલે, તમે સરલ હૃદયના હો, પણ બીજી કંઇ વાત જાણો છો ? હું સ્ત્રી જાત છું પણ મોહનભાઇ હોત તો તમને ખાતરી કરાવત કે આપણી સામે કેવું કાવતરું થયું હતું અને તે કેવા ડરી ગયા હતા.'

'આપણી સામે કાવતરું ? આ તું શું બોલે છે ? મને તો લાગે છે કે મુંબાઈમાં હતી તેજ તું નહિ. દરબારી ખટપટ કાવતરાં અને ભૂતપ્રેત વગેરે બાબતો અહિંજ હું તને બોલતી સાંભળું છું. હશે, કહે તો ખરી કે આપણી સામે શું કાવતરું થયું હતું અને તમે બે જણે તેને કેવી રતે ઉડાવી દીધું ?'

'તે દિવસે દરબારમાંથી તમે અમારી ઉપર કંઇ ચીઠીબીઠી લખી હતી ?'

'નહિ' ચંદુલાલે જવાબ દીધો 'નહિ.'

'યાદ કરો યાદ. તમારા હસ્તાક્ષર મેં અને મોહનભાઇએ બેઉએ ઓળખ્યા હતા ને આમ કેમ બોલો છો ?'

ચંદુલાલ યાદ કરી બોલ્યો કે 'હા હા, ચીઠી તો લખી હતી, પણ મેંજ તે પાછી ફાડીને નાંખી દીધી હતી.'

'પડબીડિયું ફાડી નાંખ્યું હતું ?'

'ના, તે કદાપિ ત્યાં ટેબલ પર રહી ગયું હશે. મેં તેની ઉપર મોહનનું સરનામું કર્યું હતું ખરું.'

'ત્યારે એજ.'

'પણ તેનું શું ? પડબીડિયું કોઇએ કદાપિ તમારી ઉપર મોકલી આપ્યું હોય એવી ભૂલ સહેજે થાય. ઘણીએ વાર ટપાલમાં એવા ખાલી જુના પત્રો આવે છે.'

'ના પડબીડિયું ખાલી ન હતું. તે બીડેલું અને તેની અંદર કંઇ કંઇ હતું. મોહનભાઇના તો તે જોઇને હાંજાજ ગગડી ગયા હતા.'

'એવું શું હતું ? અને આજ સુધી ત્યારે તમે કેમ મને કંઈ કહ્યું નહિ ?'

'મોહનભાઈ પાસેથી લઈ મેં તે ઠેકાણે કર્યું. તેઓ પછી ભૂલી ગયા અને મેં તમને કે એમને કશું જણાવ્યુંજ નહિ.'

'હશે, હવે મને કહો ? તમારો અનુભવ મને એટલું નવું શીખવાડશે. મારા હસ્તાક્ષરનું પડબીડિયું બીજી વસ્તુ સાથે તમને મળે એ તો અલબત કાવતરા જેવુંજ કહેવાય.'

'એક માણસ તમારા હસ્તાક્ષરે સરનામું કરેલો કાગળ તે દિવસે અહિં લઇ આવ્યો અને મોહનભાઇએ તે ફોડીને જોયું તો તેમાંથી મોટી કિમ્મતની નોટો નીકળી.'

ચંદુલાલ—અજબ ! એ તો ભયંકર કાવતરું ! એથી તો મોટી મુસ્કેલી ઉભી થાય ? વારું પછી શું થયું ?

'શું થાય ? મોહનભાઇએ કહ્યું કે બાળી મૂકીએ.

'તેમ કર્યુંને ? ઠીક, મોહન પણ પહોંચેલો તો ખરો.' ચંદુલાલે તેનાં વખાણ કરી મગરુરી લીધી.

'ના ના, એમ શા સારૂં કરીએ ?'

'ત્યારે શું રાખી મૂકી ? અને તે ક્યાં છે ?' ચંદુલાલે તે જોવાની ઇચ્છા બતાવી.

ગુલાબે કહ્યું કે, 'જો રાખી મૂકી હોત અને અહિં હોત તો તો અલબત મુસીબતમાંજ આવી પડત, પરંતુ મેં પહેલેથીજ વિચાર કરી તે મુંબાઇ મોંઘીબહેન ઉપર મોકલાવી દીધી. મોકલતાં મેં લખ્યું હતું કે, તેની બધી બાજુએ કોરું કંકુ લગાડી જોજો. મોંઘીએ તેમ કર્યું હતું અને તે લખે છે કે, વસ્તુ ઉપર કંકુ લગાડતાં ને ગરમ કરતાં પણ કંઈ લખેલું હોય એવું જણાયું નથી. છતાં તેણે ભિંના કપડાથી લૂછી નાંખી ઠેકાણે કરી છે. કહો તમે મોટા પગારદાર કે હું ? તમે ક્યારે એટલું એકઠું કરવાના હતા ?'

ગુલાબ—ખોટુંખોટું કંઇ નહિ. જેણે તે મોકલી તેણે આપણને ફસાવવા મોકલી કે અમસ્તી ?

'કંકુ લગાડ્યા જેટલી દૂર નજર પહોંચાડી પરંતુ બહુ ખુલ્લી નંબરની બાબત યાદ રહી નહિ ? એવી મોટી નોટના નંબર ગમે ત્યાં પણ ચોપડે નોંધાયા વગર નહિ રહ્યા હોય ? અને તે જરૂર ચોરો ખુલ્લી કરી આપશે.'

'ચોરી વળી કોની ? આપણને શું છે ? અને તેમ છતાં હું તે બાબત ભૂલી ગઇ નથી. એની પણ મેં પેરવી કરી છે. એ નોટો કેણે મોકલી કેમ આવી અને શુ થયું તેની તપાસ કરતાં મને બધું જણાયું છે. 'દગા કીસીકા સગા નહિ,' તેમ તેને થયું છે. જો તે માણસના હાથમાં બાજી રહી હોત તો તો ક્યારનીએ તજવીજ થઈ હોત, પરંતુ તેની આંખોમાં તો ઇશ્વરે ધૂળ નાંખી છે. ખાડો ખોદનારોજ તેમાં પડે છે અને થયું છે પણ એમજ. 'ચોરની મા કોઠીમાં મોં ઘાલીને રૂએ' બીજું શું ?'

'વારું ! હવે તમે એ રકમનું શું કરવા માગો છો ?' ચંદુલાલે પૂછ્યું.

જરા વિચાર કરી ગુલાબ બોલી કે 'તમારે તો તે જોઇતી નથીને ? તમારે ન જોઇએ તો મારે પણ ન જોઇએ, પરંતુ તેનો એક ઉપયોગ મેં ધારેલો છે, તે કહો તો કહું ?'

'ખુશીથી કહો ? મને કંઈ હરકત નથી.'

'જુઓ ! પેલી એક છબિ જેણે આપણી વચ્ચે એક દહાડો નારદ કૃત્ય કરાવ્યું હતું તે આપને સાંભરે છે ? એ છબિ મારા એક ધર્મભાઇની હતી અને બે ત્રણ છોકરાં ને બાળ વિધવા સ્ત્રીને રોટલા માટે આકાશવૃત્તિ ઉપર છોડી તે આ દુનિયામાંથી ચાલી ગયેલો છે. મારા નાનપણની વાત સાધારણ રીતે બા દાદીમા ને બાપાજીના જાણવામાં છે. તમે તે નથી જાણતા અને એવા દુઃખની વાત આપણે જ્યારે ઇશ્વરે આપેલા મજેના સુખના ઘુંટડા ભરતાં બેઠાં હોઇ ત્યારે સંભારવી કે તમને સંભળાવવી એ મને રંગમાં ભંગ કરવા જેવું લાગવાથી મેં કદી કાઢી નથી, પરંતુ વહાલા ! સુરતની રેલે અમારી ઉપર જે દુઃખ રેલાવ્યાં હતાં તે ખરે વર્ણવાય તેવાં નથી. અરેરે !

દુશ્મન હોય તેનેએ એવી આપત્તિઓ આવશો નહિ. ઘરબાર પડી ગયાં મા ભિંત તળે દબાઇને મરી ગઇ અને બાપ બિચારો મને ખભે લઇને પાણીમાં નાઠો તેવામાં વહાણું તૂટી પડ્યું તેમાં તે ગરક થઇ ગયો અને હું નિભાંગી પાણીના વેહમાં ખેંચાઇ ગઈ. ગુલાબ ધ્રુસકે રોઇ ગઇ. ચંદુલાલ પણ પોતાની પ્રિય પત્નીને પડેલા આ દુઃખની વાતથી શોકાર્દ્ર થઇ ગયો. ગુલાબનો હાથ પકડી આશ્વાસન આપી તે બોલ્યો કે 'આ વાત કાઢી તું ક્યાં દુઃખના દરિયામાં ખેંચી લઇ ગઇ? બસ કર, મને તે હવે વધારે સાંભળવી નથી! તારે પેલા રૂપિયાનું જે કરવું હોય તેજ માત્ર કહે!'

ગુલાબ—એ હીનભાગી દિવસોમાં મને એક યવને પોતાના ધર્મમાં લેવાને સમજાવવા માંડી હતી અને નાના પણ બાહોશ રંગનાથે જો મને સમજાવી ત્યાંથી નસાડી દીધી ન હોત તો મારું કોણ જાણે શુંએ થયું હોત? અરેરે! એ બાહોશ છોકરાને—મારા ધર્મભાઇને હું તમારે ત્યાં સુખની શેઠાણી થઇ રહેતાં ભૂલી ગઇ હતી. તમે પાસ થયા તે દહાડે મને ઉંઘમાં જાણે એણે આવીને ઠપકો દીધો કે, 'તું અમને ભૂલી ગઇ?' મેં તે દિવસે એની છબિ કબાટમાંથી શોધી કાઢી બહાર મૂકી ને આપને આ બધી બાબત જણાવી એનું જે કંઇ થાય તે શ્રેય કરવાનો વિચાર કર્યો પણ એ તો બાજી બદલાઈ ગઈ. તમને સામો શક પડ્યો. મોંઘીબહેનને વાત કરતાં તે મરી ગયાના સમાચાર મળ્યા ને વાત રહી ગઇ. આ રૂપિયા એના કુટુંબના ભરણપોષણમાં આપવા વિચાર છે.

'બહુજ મજેનું! જેણે તારા ઉપર આવો અસાધારણ ઉપકાર કરેલો છે તેના કુટુંબને માટે આટલા દહાડા તું ચૂપ રહી એ તારી કૃતઘ્નતાજ કહેવાય? તેં શા માટે મને કહ્યું નહિ. આપણે તેમને આપણાથી બનતી મદદ અવશ્ય આપત. અસ્તુ! હવે આ વિચાર પણ સારો છે અને તેનો બંદોબસ્ત કરાવી નાંખ. જો તને અનુભવ ને લાભ બેઉ મળ્યાંને?' ચંદુલાલે સારૂં લગાડ્યું.

'માણસનો જીવે જાય અને લોભે થાય. જનાનખાનામાં એક

તરેહનાં નહિ પણ તરેહ તરેહવારનાં કાવતરાં ચાલે છે. એ બધો અનુભવ મને બહુજ થોડા પરિચયમાંથી થઇ ગયો. કાવાબાજ માણસોમાં અને જોખમ ભરેલા સ્થાનમાં હવે મારે રહેવું નથી. રાજા કે અમલદારને માથે ટોપલો મુકાય એવો કોઈ લાગ આવે કે તરત રાજીનામું આપી દો. ઘેર બેઠે ધંધો થાય એવી બાપાજીએ તમને શિખામણ દીધી છે તો પછી ગુલામગીરી જેવી નોકરી શા માટે કરીએ ?'

'સેવાધર્મ શીખવા માટે,' ચંદુલાલે ઉત્તર આપ્યો.

'સેવાને હું એકકે તરેહના ધર્મમાં ગણતી નથી. પરમેશ્વરની પણ સેવા સારી નહિ. જુઓને શાપિત વિષ્ણુના પાર્ષદોએ સેવા પસંદ કરી હતી કે વેરભાવ ? સેવા કરનાર પોતાના સ્વામી માટે કહિંએ સંતોષ બતાવતો નથી. સેવક ગમે તેટલી સેવા કરે તોપણ શેઠ તેનાથી પ્રસન્ન થતો નથી. કયો નોકર શેઠથી સંતોષ પામ્યો અને કયા શેઠે નોકરની કદર કરી તે બતાવોને ? હું તો બધેજ નોકરને કળકળતા અને શેઠોને માટે બડબડતા સાંભળું છું. આપણા ધર્મમાં તો સેવાને શ્વાવૃત્તિ કહી તેનાથી દૂર રહેવાનુંજ કહેલું છે.' ગુલાબે ઉચ્ચ નીતિનું પાનું ઉકેલ્યું.

'પિતાજીએ પૈસો એકઠો કર્યો છે તે ઉપર જઈને બેસીએ અને તાગડધિન્નાં કરીએ, એમ જો તમે ઇચ્છતાં હો તો તે ખોટું છે. બાંધ્યાં પાણી સાગરનાંએ ખૂટે છે અને વહેતાં પાણીનાં ઝરણાં હમેશ લીલાં ને લીલાં રહે છે માટે વહેતાં પાણી અને ચાલુ કમાણી હોય તેજ મોટા ભંડાર કરતાંએ સારી. ચાલુ પૈસોટકો મળે અને ચાલતો ઉદ્યોગ ચાલુ રહે એના જેવું બીજું કંઇજ નથી. બેઠે બેઠે ખાતાં તો ભંડારે ખૂટી જાય અને નવરા બેઠાથી મન અને શરીર ખરાબ થાય. અમે પુરુષો તો ઉદ્યોગપર હોઇએ તેજ સારું.'

'પુરુષોજ નહિ પણ સ્ત્રીઓએ પણ ઉદ્યોગી તો રહેવું, પરંતુ કનિષ્ઠ નોકરીમાં ઉદ્યોગ જેવું કંઇ નથી. એ તો બીજી રીતે બેસી રહેવા જેવું છે, કારણ કે, તેમાં નોકરની માનસિક અને શારીરિક હિલચાલ પરસ્વાધીન રહે છે. હશે, આપની આગળ એનો હું લંબાણ વાદવિવાદ કરવા માગતીજ નથી પણ મારો એવો વિચાર છે કે, આ પ્રપંચી

પ્રદેશને જેમ બને તેમ વહેલો છોડવો. મેં તો મોહનભાઈને પણ મારો અભિપ્રાય જણાવ્યો છે.'

'તમને અનુભવ થયો પણ મને થયો નથી ત્યાં સુધી હું શા માટે નોકરી છોડું ? મને સારો અનુભવ થયો છે. તમને કદાપિ નઠારો થયો તો તેથી શું ?'

'હું તમારું અર્ધાંગ છું એટલે મારા અનુભવને તમે તમારો માની લઈને મારું કહ્યું કેમ ન કરો ?' ગુલાબ ઉભી થઈ અને બોલી કે, 'જુઓ દિવાનખાનામાં કોઈ આવ્યું છે.'

'આ બધું તેણે સાંભળ્યું હશે તો ?'

'તો વળી પંચાતી.' ગુલાબ આગળ વધી કેશવચંદ્રની ઓરડી તરફ ગઈ અને ચંદુલાલ ત્યાંથી ઉઠી દિવાનખાનામાં ગયો.

## પ્રકરણ ૨૩ મું.

## લગ્નની તૈયારી.

ગુલાબે પૂછ્યું કે, 'આજ તો તમારા બે ત્રણ કાગળો આવ્યા છે કેશવચંદ્ર ! એમાં મુંબાઈ તરફના કંઈ સમાચાર છેકે ?'

'મુંબાઈ તરફના સમાચાર તમારે જવું પડે એવા છે. ચંદુભાઈ ઉપર આજ કાગળ હશે અને તમે જાણીને મને પૂછતાં હશો એમ લાગે છે. આજ કાલમાં તમારૂં ઘર ખંભાત જનાર છે. મારા મિત્રો તરફના કાગળોમાં રસિકલાલનો કાગળ છે તેમાં પણ એજ સમાચાર છે. ત્રીજો કાગળ મારા ઘર તરફથી આવેલો છે તે મને જેમ બને તેમ જલદી ઘેર બોલાવે છે. આટલા સમાચાર છે એથી કંઈ વિશેષ હોય તો કહો ?' કેશવચંદ્રે પોતાના કાગળોનો સાર કહીને વધારે જાણવાની ઇચ્છા બતાવી.

'એમનો કાગળ મેં ફોડ્યો નથી. એ આવશે ત્યારે વાંચશે. તમારા કાગળોમાંનો એક કાગળ ગજરાબાનો લખેલો લાગ્યો, તે પરથી મેં આટલું પૂછ્યું. મારાં વડસાસુનો વિચાર જેમ બને તેમ જલદી

લગ્ન કરી નાંખવાનો છે એટલે અલબત, તેઓ હવે ખંભાત જવાનાં હશે અને તેઓ જશે તો તો મને પણ બોલાવશેજ. આ થોડો વખત અહિં એકલા નિભાવી લેશે, શું કરીએ ? હું મહીનો વહેલી જઇશ. લગ્ન પહેલાં હું મુંબાઈ ગઇ હોત તો ઠીક, પણ હવે તો તેમ બનશે નહિ. દાદીમા બહુજ ઉતાવળાં થઇ ગયાં છે. સસરાજી શું કરે ?'

'બહુ ઉતાવળ કરે છે એ તો તમારું કહેવું ખરું છે. મારા પિતાજીએ આમાં શું કરવું ને શું નહિ ? તેનો બધો ભાર મારી ઉપર નાંખી દીધો છે અને મને રસિકલાલ અને ચંદાભાભી વગર કોઇ સલાહ કે સહાય આપનાર નથી. મારો વિચાર જો બને તો એકાદ દિવસ મુંબાઇ જઈ આવવાનો છે, કારણ કે, રસિકને અમદાવાદ તેડી લાવ્યા વગર મારાથી કંઈ થઇ શકશે નહિ. આપણા લોકના રિવાજો અને રીતભાતો હોય તે તો કરવીજ જોઇએને ?'

ગુલાબ બડી ચતુર સ્ત્રી હતી. તે આટલામાં બધું સમજી ગઈ અને બોલી કે, 'કેશવચંદ્ર ! રીતરિવાજ તો અલબત કરવા પડે, પણ સૌ સૌના ગજા પ્રમાણે થાય, એમાં કશુંએ ખાસ તણાઇને કરવા જેવું હોય નહિ. એક કુટુંબ માતબર હોય અને એક સાધારણ સ્થિતિનું હોય એવું ઠેકઠેકાણે બને છે. તમે જે રીતરિવાજ કરશો તેના કરતાં બમણો અને તમણો બદલો તમને મળી રહેશે. મારાં સાસુ બહુ હોંશીલાં છે, તે તમે ક્યાં નથી જાણતા ? અલબત તમારે તમારી શોભા અને ઘર પ્રમાણે જે કરવા જેવું હશે તે તો અવસ્ય કરવું જોઇશેજ. રસિકલાલનું જે કામ હોય તે તમે મને કહેજો, હું મારાથી બનશે તેટલી તમને મદદ કરીશ, અને તે મારી પાસેથી નહિ પરંતુ મારી મોંઘીબહેનને ત્યાંથી બારોબાર કરાવરાવીશ, એવી તેવી કશી ચિંતા તમે રાખશો નહિ.' કેશવચંદ્રનું હૃદય વાંચી ગુલાબે ખુલાસો કર્યો પરંતુ તે એવો અણસમજુ માણસ ન હતો કે જે સાળાની વહુની આ કાર્યમાં મદદ લે. તેણે તરતજ જવાબ આપ્યો કે, 'ના ના, એવી કશી ચિંતા મારા મનમાં નથી. પૈસોટકો અને ઘરેણુંગાંઠું જે કંઇ જોઇશે તે સૌ રસિકભાઇને ત્યાંથી મારે લેવાનું છે અને બધી

ગોઠવણ અમદાવાદમાં રસિકભાઇનાં બા કરવાનાં છે, એમાં તો કંઈ ચિંતા જેવું છેજ નહિ. આ કાર્ય બધું એ લોકો પોતેજ કરવાનાં છે; પણ મારે તેમને તમારા તરફથી થતી ઉતાવળિયા ગોઠવણ જણાવવી જોઇએ કે નહિ ?'

'એ તો મારાં ગજરાબાએ ચંદાગૌરીને ક્યારનીએ જણાવી હશે. ચંદાગૌરીને તમારે કશું કહેવું પડે એવું નથીતો ? એ એવાં ખબડદાર છે કે અમને ટકોર મારે. એ તો બધી ગોઠવણ મુંબાઈથીજ કરતાં આવશે. એ ખંભાત આવશે કે નહિ વારું ?'

'શા માટે નહિ ? એમનેજ તમારે જાનનાં આગેવાન તરીકેનું માન અને સત્કાર આપવાનાં છે બીજાને નહિ. તમારી તરફ જેવાં નમે તેવાં અમારી તરફનાં ચંદાભાભી. મારા કુટુંબમાં બીજું કોઈ એવું માણસ નથી કે જે મારા તરફની આટલી લાગણી અને આટલો ઉત્સાહ ધરાવતું હોય. મારા પિતાજી વૃદ્ધ છે. અમારા બીજા પિતરાઈ કુટુંબીઓ જાને આવશે ખરા પરંતુ રસિકલાલ અને અમદાવાદના મારા બીજા મિત્રો જાનના ગૃહસ્થોમાં મુખ્ય ગણાશે. તમારી સુધરેલી અને ધનાઢ્ય હિલચાલો ઝીલવાને યોગ્ય માણસો એ લોકોજ રહેશે. મારી તરફથી બધું કાર્ય ચંદાભાભીને સોંપવાનો મારો વિચાર છે, કારણ કે, મને ખબર મળી છે તે પ્રમાણે તમારાં સાસુ પોતાનું બધું કામ તમને સોંપવાનાં છે. મુંબાઈની શેઠાણી સામે શેઠાણી હોય તોજ શોભેને ?' કેશવચંદ્રે હસીને મજાક કરી.

ગુલાબ આ વચનો સાંભળી મનમાં ફુલાઈ અને હસીને બોલી કે, 'ગજરાબાએ તમને બધું લખ્યું હશે. હું જાણું તો ? સાસુજી મને આગળથી કહેતાં હતાં કે, ગજરીને તમારે પરણાવવાની છે. દાદીમાને એવી બહુ હોંશ છે અને આ ઉતાવળ કરાવે છે તે પણ એજ. મારે હાથે આવો રૂડો અવસર ઉજવાય તે ઈશ્વર શોભાવો અને તેને સુભાગી બનાવો, એજ મારી અંતઃકરણથી આશિષ છે. કેશવચંદ્ર ! આપણા હિંદુ લોકોના સંસાર દુખિયા છે. કલેશ કંકાસને લીધે કમાઇ ગયેલાં આપણાં ઘરો દવના વન જેવાં થઈ ગયાં છે. નવો સુધારો અને

નવા વિચારો તેમાં સ્નેહ આનંદ અને સૌભાગ્ય વધારે. એવુંજ હવે આપણે ઇચ્છિવું જોઇએ. જ્યારે આપણાં ઘરો આનંદથી પરિપૂર્ણ થશે ત્યારેજ તેમાંથી આનંદી અને સુખી પ્રજા ઉત્પન્ન થશે. લગ્ન વિવાહના અવસરો જે સારામાં સારા અવસરો કહેવાય તેમાં પણ આપણા લોકો ઝઘડા અને કલેશ કરે છે. સુખ અને સ્નેહને ઠેકાણે દુઃખ અને કલેશથો શુભ આનંદી અવસરને હીણો બનાવે છે. એવા દુઃખકર રીતરિવાજો જાય અને બધું આનંદી તથા સ્નેહાળ દાખલ થાય, એવો સારો દહાડો આ નવીન વિદ્યા આપણને દેખાડો.'

કેશવચંદ્ર બોલ્યો કે, 'તમારા આવા સારા વિચારો સાંભળી મને બહુજ આનંદ થાય છે. આપણા દેશમાં ગમે તે કારણ હો પરંતુ એ તો આપણે ઠામેઠામ જોઇએ છીએ કે, કોઇકજ જુગતે જોડું બંધાયેલું હોય છે. એક ઠેકાણે કન્યા સારી તો વર ખોટો, અને બીજે ઠેકાણે વર સારો તો કન્યા નઠારી. વળી ત્રીજે ઠેકાણે જોઇએ તો ઘરનાં માણસો નઠારાં. ઘરમાં કોઇ કોઇને કદી બનેજ નહિ. સાસુ વહુને નણંદ ભોજાઇને કે દેરાણી જેઠાણીને ઘરોમાં હમેશ ઝઘડા ચાલ્યાજ કરે, આ આપણા લોકની બહુ ખરાબ સ્થિતિ છે. જ્યાં જુઓ ત્યાં રાત દહાડો કલેશ અને કંકાસ! બધી રીતે સરખી લાયકાતવાળાં વરકન્યા એક બીજા ઉપર સ્નેહ સહિત જોડાય તો તેમાંથીજ સુખનો ઉદય થાય. એક ઝીણા માણસે કહ્યું છે કે 'બીજે કહિંજ નહિ પરંતુ આલોકમાંજ સ્વર્ગ અને નરક બેઉ છે.' જ્યાં કલેશ કંકાસ અને અણબનાવના રડાકુટા હોય તે ઘર નરકજેવુંજ જાણવું. જ્યાં આનંદ રેલે છે ત્યાં સ્વર્ગ છે. મનુ ભગવાને કહ્યું છે કે, 'જ્યાં સ્ત્રીઓને માન-પાન છે ત્યાં દેવતાઓ રમે છે.' આવાં ઘર આપણા હિંદુ સંસારમાં આજે ક્યાં રહેલાં છે?'

ગુલાબ—અલબત નથી. પણ નહિ, કેશવચંદ્ર ! મુંબાઇમાં રહેનાં કેટલાંક કુટુંબો કે જેમાં આજની વિદ્યાનો સારો પ્રચાર છે તે તમે સુખી જોયાં નથી? હું માનું છું કે, હાલની કેળવણી એવો સુભાગી દિવસ આપણને નહિ તો આપણાં છોકરાંને પણ અવશ્ય દેખાડશેજ. મનુષ્યના

મનનો મેલ કાપવામાં જ્ઞાનના જેવો બીજો કોઈ સારો સાબુ નથી અને એનો પ્રચાર થવા માંડ્યો છે એટલે કલેશ કંકાસો અને કુટિલ સાંસારિક કાવાદાવા તેમજ ઝઘડાઓનો હવે નાશ થશે. ઘરડાં પણ હવે આગળની માફક આંખો મીચીને વરકન્યાના સંબંધ બાંધતાં નથી. અમારા ઘરમાં હું એવું જોઉં છું. અમને આનંદ માણતાં જોઇ મારાં વડસાસુ સાસુ અને ગજરાબા સૌ રાજી થાય છે. મેં હમેશ તેમને મારી તરફ સ્નેહાળ જોયાં છે. અમે બે જણ પણ અમારામાં અન્યોન્ય એકતાર છીએ અને મારાં નણંદ તમારી સાથે જોડાઇ અમારી માફક આનંદ આનંદ કરે તે જોવાને અમે આતુર છીએ. તમે કયારે તમારે ગામ જઇ રહેવાના છો કે, ગજરાબાને અણગમો થાય અથવા તમારાં બા કે બહેનનાં વચનથી કે વર્તનથી તેમના આનંદમાં ખતરો પડે ? તમો પણ અમારી માફક સુખી અને આનંદી જીવન ગાળશો અને ઈશ્વર તમારા ઘરને સ્વર્ગ તુલ્ય બનાવશે.'

આ પ્રમાણે ગુલાબ અને કેશવચંદ્ર હિંદુસંસારને સ્વર્ગ રૂપ થયેલો જોવાની વાતો કરતાં હતાં એટલામાં માનસિંહે ઉપર આવીને કહ્યું કે, 'કેશવચંદ્રભાઇ ! ડાક્તર સાહેબ તમોને ફરવા જવાને બોલાવે છે. તેઓ દરબારમાં છે અને આપને ત્યાં તેડી જવાને એક માણસ અહિં આવેલો છે.' કેશવચંદ્ર ખુરસી ઉપરથી ઉઠયો અને પોતાની ઓરડીમાં જઈ કોટ પાટલુન વગેરે પહેરી તૈયાર થઇ આવ્યો. ગુલાબે કહ્યું કે, 'કેશવચંદ્ર ! મોહનભાઇ તો દરબારને મળ્યા વગર ગયા, પરંતુ તમને તો આમણે દરબારનો સારો પરિચય પડાવ્યો. તમને રાજાજી કેવા લાગે છે ?'

'તમારા દરબાર તો હું ધારતો હતો તેવા છે. જુના જમાનાના દરબારો જેવા નથી. જુના જમાનાના રાજાઓ તો મૂર્તિમાન દંડ હોય તેવા હતા. તેઓ પોતાને માણસ માત્રના શિરોમણિ ધારતા અને એટલું બધું અભિમાન રાખતા કે પોતાના મોટામાં મોટા અમલદારને પણ તુંકારે બોલાવતા અને જરા ગુસ્સે થાય તો ગાળ દઇને વાત કરતા. અલબત અજ્ઞાનની ઉદ્દંડતા તેમનામાં જણાતી છતાં આભિજાત્ય તેમનાં દરેક વર્તનમાં પ્રતીત થતું. તેઓ જેવો ક્રૂર દંડ દેતા તેવીજ મોટી

બક્ષીસો કરતા. આજ એ અસલનો કાળ નથી અને તેવા રાજાઓએ નથી અને હોય તો ચાલે એવું પણ નથી. કેળવણીના પ્રસારે પ્રજામાં હવે કંઈક પ્રજાકીય જીવન આણ્યું છે અને હાલ અપાતા શિક્ષણને લીધે રાજાઓ પણ પ્રજા વચ્ચે પોતાની કેવી સ્થિતિ છે, તે સમજવા લાગ્યા છે. બ્રિટિશ સરકારે પણ તેમના અભિમાનને જાળવવા રાજકુંવરોની શાળા પાઠશાળાઓ કાઢી છે પરંતુ મારો તો એવો અભિપ્રાય છે કે તેમને પણ સાધારણ શાળા પાઠશાળાઓમાં રાખી પ્રજાના છોકરાઓના પરિચયમાં અને સ્પર્દ્ધામાં મૂકવા જોઇએ. અભ્યસ્ત પુસ્તકોમાંથી તેમને જે જ્ઞાન મળે છે તે કરતાં પ્રજાજનના છોકરાઓ સાથે બેસીને ભણવાથી અને સહવાસથી તેમને વધારે સંગીન જ્ઞાન મળે. મોટા માણસોના અને રાજાઓના કુંવરોને પણ ગરીબના છોકરાઓ સાથે ભણાવવા જોઇએ કે જેથી તેઓ સામાન્ય પ્રજાજનના જીવનનો કંઇક અનુભવ મેળવી શકે અને પોતાની મોટાઈનું જે અભિમાન તેમનામાં હોય છે તે ગરીબની સાથે પોતાને સરખાવતાં ઓછું થાય. તમારા રાજાજીને આ નવી સંસ્કૃતિના સંસ્કાર થયેલા લાગે છે. સ્વભાવ પણ આનંદી છે. એક સામાન્ય માણસ સાથે પણ હસીને વાત કરે છે અને ગરીબ તવંગર સૌને સાંભળે છે. રાજામાં જે મુખ્ય ગુણ હોવા જોઇએ તે એમનામાં છે.'

'અરે ! એમનાં નવી રાણી જે હમણાં થોડા વખત ઉપરજ ગુજરી ગયાં તે તો એવાં સારાં રજપુતાણી હતાં કે, હું તો તેમના સ્વભાવને વશજ થઇ ગઇ હતી. જાઓ બહુ મોડુ કરશો નહિ. રાજાજી જ્યારે ગામ બહાર બાગ તરફ ફરવા જાય છે ત્યારે ઘણીવાર બહુ મોડું કરે છે. આપણે મુંબાઈમાં મરિનલાઈન ઉપર ઘાસમાં બિછાન બિછાવી જેમ પારસીઓ બાજી રમે છે તેમ તેઓ ત્યાં સેતરંજ ખેલે છે. તમે ને એ બહુ ખોટી થતા નહિ. સંધ્યાકાળ સોરા રજા લઇને જરૂર આવતા રહેજો.' ગુલાબ દાદર સુધી આમ કહેતી કહેતી ગઇ. કેશવચંદ્ર પેલા માણસ સાથે ફરવા ગયો ત્યાર પછી રસોઇયો આવ્યો હતો તેને વરધી આપી દિવાનખાનામાં ઘરગતુ કામ લઇ બેઠી.

'સાસુ સસરા અને ગજરાબા સૌ ભાગ્યશાળી તો ખરાં.' ગુલાબ મનમાં બોલી, 'ભાગ્યશાળી તો ખરાંજ કે, આવો રૂપાળો ને ભણેલો ગણેલો વર મળ્યો. ક્યાંહિં ઠેકાણુંએ ન હતું ત્યાં ક્યાંથી જડી આવ્યો? ખરું છે કે ભાગ્યશાળીને ભૂત રળે.' 'ભાગ્યશાળીને ભૂત રળે' એ કહેતી સહેજ બોલાઈ ગઈ પણ તે સાથે એને પેલી રાતવાળી વાત યાદ આવી અને તેના મનમાં વિચાર આવ્યો કે 'સાળું! એ શું મેં જોયું અને સાંભળ્યું? કેશવચંદ્ર નથી માનતા ને આએ મને મનાવે છે, ત્યારે ખરું શું? મેં જાતે જોયું, સાંભળ્યું અને અનુભવ્યું તે બધોએ ભ્રમ! ના ના, એમ તો શું હોય? કેશવચંદ્રે પેલા પંચતંત્રવાળા બકરું લઈ જનાર બ્રાહ્મણની વાતનું દૃષ્ટાંત આપીને કહ્યું કે, કેટલીકવાર સામાના વારંવાર કહ્યાથી ખરાને ખોટું અને ખોટાને ખરૂં એમ આપણે પરાણે પણ ભ્રમમાં પડી જઇ ખરું માની લઇએ છીએ. આપણે બાઈડી માણસ રાત દહાડો ભૂતપ્રેતની વાતો સાંભળેલી એટલે આપણાથી એવું મનાઈ જાય.' વિચાર કરી, 'એમ બને? મને અહિં કોણે ભરમાવી? મોહનભાઇએ ઇશારો માત્ર કર્યો હતો અને મેં તો તેમને હસી કાઢ્યા હતા. હું જાગતી હતી, પલંગમાંથી ઉઠી, તરડમાંથી કેટલીક વાર લગી મેં જાગતી–ખુલ્લી આંખે જોયા કર્યું, જાગતીજ બારણું ઉઘાડી દિવાનખાનામાં તેને આત્મઘાત કરતી અટકાવવા દોડી ગઇ અને તેણે મોઢામોઢ મને કહ્યું, કાનોકાન મેં સાંભળ્યું, ઉઘાડી આંખે મેં જોયું અને શું તે બધો ભ્રમ? કેશવચંદ્ર કે એ ગમે તે કહે પણ મારું મન કયમ માને? જાગતામાં અને ઉંઘતામાં, સ્વપ્નમાં અને પ્રત્યક્ષમાં હું શું તફાવત પાડી શકું નહિ? મેં જોયું મોહનભાઇએ જોયું અને અહિં રહેનારા સિપાઇઓ જુએ છે એ બધુંએ ખોટું? ખાલી વહેમનો ઓળો! અને એ ખરા? ના ના, હું એમ માનુંજ કેમ?' ગુલાબ મનમાં આમ બોલતી અને વળી વિચાર કરતી હોય તેમ થોડી વાર ચૂપ રહી જતી, દરમિયાન તેનો જીવ તંદ્રાથી ઉંડો ઉતરી ગયો અને જાગતી ઉંઘતી હોય એવી સ્થિતિમાં પડી.

તે જાગતી ઉંઘતી હોય એવા સ્થિતિમાં પડી અને તેને વિચારને

અનુસરતુંજ સ્વપ્ન આવ્યું. સ્વપ્નમાં તે અને પેલી રાજકુમારિકા ભેગાં થયાં. જાણે તેમણે ખૂબ વાતો કરી અને છેવટ તે ત્યાંથી ઉઠી એટલામાં રાજકુમારિકાના અંતઃપુરમાં કોઇ પુરુષ અને તે પણ ચંદુલાલ હોય એવું તેને ભાસ્યું. કંઈ મિષ કાઢી તે રાજકુમારિકા સાથે વાતો કરતી ઉભી અને નજર અંદર રાખતી રહી. તેનો શક જાણે ખરો લાગવા માંડ્યો. વાતોમાં નહિ પરંતુ તેનું મન જાણે પેલી બાજુએ જણાયું તે ઉપરથી રાજકુમારિકા સમજી ગઇ. ગુલાબને અંતઃપુરમાં જઇ ચંદુલાલને પકડવાની ઇચ્છા થઈ અને તેનું મગજ ગરમ વિચારોથી ધમધમી ગયું. સ્વપ્નની ભ્રમણાની વાતમાં ને વાતમાં જોરભેર તેણે પેલી રાજકુમારિકાને છ્યોક પૂછ્યું કે, તમારા અંતઃપુરમાં કોણ છે? જાણે ગુલાબ ઉપર ગુસ્સે થઇ હોય તેમ તિરસ્કાર કરી જોરથી રાજકુમારિકાએ જવાબ દીધો કે, ' એ ચંદુલાલ છે અને હવે તમારે અને એમને કંઇ લાગતું વળગતું નથી એમ જાણજો. આજ સુધી માણેલા સુખે હવે સંતોષ પકડો અને મઝા કરો.' આવા શબ્દો સાંભળી સ્વપ્નમાં પણ ગુલાબ ગરમ ગરમ થઇ ગઇ. તેને ઉતાવળે ધમકાવવા જતાંજ ઉચ્ચારના જોસના આંચકાથી એકદમ જાગી ઉઠી. તેણે આમ તેમ જોયું ત્યારે છેક સંધ્યાકાળ થઈ ગયો હતો. ઘરમાં બધે અંધારૂં પડયું હતું. ચાકરને બોલાવી બત્તી મંગાવી અને જાગતાં ઉંઘતી હોય એવી દશામાં અનુભવેલા ભ્રમજનક વિચારોને ખંખેરી નાંખી ' નવરૂં મન ખોટા ખોટા વિચારો કરી અમસ્તુ ભ્રમમાં પડે છે ' એમ પોતાને કહેતાં ઘરકામ કરવા લાગી.

તે રસોડામાં ગઈ. ચાકરે બધે દીવાબત્તી કરી નાંખ્યાં અને રસોડાની ચાકરડીએ સાંજની રસોઇની બ્રાહ્મણને તૈયારી કરી આપી હતી તે જોઇ. વખત બે વખત વીતી ગયો પરંતુ ગુલાબનું મન શાંત થઇ હમેશની આનંદી ને કામગરી સ્થિતિમાં આવ્યું નહિ. તે ઘુમરાયેલા જેવી ખિન્ન હોય તેવી અને જાણે વિચારોથી ગુંચવાઇ ગયેલી અથવા અર્ધનિદ્રાવસ્થામાં હોય એવીજ લાગતી પોતાનું કામ કરતી જણાઈ. ચાકરડીને તેની આ સ્થિતિ સમજાઇ. કેટલીક વાર લગી તેનું વર્તન

જોયા પછી તેણે પૂછ્યું કે, 'બા ! કવેળાની ઉંઘને લીધે તમે આમ લાગો છો કે શરીરને ઠીક નથી ?'

'કેમ અલી એવો સવાલ કરે છે ? મારૂં શરીર તને ઠીક નથી લાગતું ?' ગુલાબે પોતાની સ્થિતિ જાણવાને સામો પ્રશ્ન કર્યો.

'શરીર તો સારું લાગે છે બા ! પણ આપનું મન ઠેકાણે હોય એમ લાગતું નથી. ગુંચવણીના વિચારોમાં કે ઉંઘની અસરમાં હો એમ મને લાગે છે, તેથી પૂછ્યું. ગરમ મશાલો નાંખીને કહો તો ચા કરાવરાવી લાવું ? વખત થયો છે અને દાક્તર સાહેબ પણ હવે આવતાં હશે, કહો શો હુકમ છે ?'

ગુલાબ પોતે પેલા વિચારો કાઢી નાંખવાને મથતી હતી અને મનને કામમાં લગાડવા યત્ન કરતી હતી, પરંતુ વિચારો અને તેનાથી ઉત્પન્ન થયેલી ઉદાસીનતા જતી ન હતી. બીજા માણસ સાથે વાતચીત કરવા માંડતાં એ સ્થિતિમાં ફેર પડતો જણાયો તેથી બોલી કે, 'હા, ગરમ મશાલો નાંખીને ચા કરાવ અને તું કંઇ નવા જુની વાત ચલાવ એટલે હું હમેશની હાલતમાં આવી જાઉં. દિવાનખાનામાં અરધી ઉંઘતી જાગતી હોઉં એમ ઘણીવાર બેસી રહી તેથી મને જરા અણગમા જેવું લાગે છે. મારો જીવ જાણે બળ્યા કરે છે, બીજું કંઇ નથી.'

'કવેળાએ એકલાં બેસવાથી વાતચીત કરનાર કોઈ નહિ હોવાથી અને ઉંઘની આળસ ભરાય પણ ઉંઘાય નહિ ત્યારે એવું સહેજે થાય. હમણાં વળી આપને અણગમો થાય એવુંજ છે. બા ! કંઇ ફિકર નહિ, જરા ચા પીશો એટલે હોંશિયારી આવશે. કોઈ ન હોય તો અમે તો તમારી તહેનાતમાં છીએ અમારી સાથે કંઈ આડી અવળી વાતચીત કરવી પણ એકલાં બેસવું નહિ. એકલાં બેઠાથી માણસને સારા નઠારા વિચાર થઇ આવી મન ઉદાસ થઇ જાય છે.'

'આપને અણગમો થાય એવું છે' એવા ચાકરડીના વચને ગુલાબને વળી કેટલાક વિચાર ઉત્પન્ન કર્યા. એની સાથે છૂટથી એવી વાત કરવી કે ન કરવી ? તે સંબંધી મનમાં થોડીવાર કંઇક ગડભાંગ થઈ, પરંતુ છેલ્લે તેણે તેને પૂછ્યું કે, 'મને અણગમો થાય એવું છે' એમ

તેં કેમ જાણ્યું ?'

'હું આપની સાથે રહું છું તે મને ખબર ના પડે બા ?' એવો જવાબ આપી તે હસી અને ગુલાબ પેલી વહેમી વાત તે જાણતી હશે અને તેને ઉદ્દેશીને આમ બોલતી હશે, એવું ધારતી હતી તે બીજું સમજવાનું સમજી જઇ તથા પોતાને જેને માટે શંકા હતી તે વાતની બીજાથી ખાતરી થતી જોઇ બોલી કે, 'હા, મને હમણાં હમણાં એવું બહુ વાર થાય છે, સહેજ બેઠી હોઉં તોપણ કંઇને કંઇ વિચારમાં પડી જાઉં છું. ઘણીવાર ગમગીન થઇ જવાય છે.'

'એ તો કુદરતી છે બાઇ! આપે ગમતમાં રહેવું, શું સાધન નથી કે આપે એકલાં પડવું, એકલાં બેસવું અને નકામા વિચાર કરવા?' ચાકરડીએ ઉત્તર આપ્યો.

ગાડીનો ગડગડાટ સાંભળી ગુલાબે કહ્યું કે, 'લે ચાલ હવે ચાની તૈયારી કરાવરાવ. દાક્તરસાહેબ આવી પહોંચ્યા.' પોતે ઉભી થઇ દિવાનખાનામાં સામી ગઇ. દાક્તર ચંદુલાલ અને કેશવચંદ્ર ઉપર આવ્યા પણ કંઇ બોલ્યા ચાલ્યા વગર દાક્તર એક સોફા ઉપર એકદમ બેસી ગયા. ગુલાબ તે કંઇ બોલ્યો નહિ તેથી પાછી સહેજ વિચારમાં પડી, પરંતુ કેશવચંદ્રે તરતજ તેને કોરે બોલાવીને કહ્યું કે, 'ચંદુભાઇના જીવને સુખ નથી. અમો ફરતા હતા તે દરમિયાન ઓચિંતા એકદમ ઉભા રહી ગયા, સહેજ કંપારી ખાધી અને પછી રસ્તા ઉપર બેસી ગયા. મેં તરત આંખો ઉપર હાથ દીધો એટલે તો ઝટ સંજ્ઞામાં આવીને ઉભા થયા. તરતજ પાછા વળી અમે ગાડીમાં જઈ બેઠા. ગાડીમાં મેં તેમને શું થાય છે? તે પૂછ્યું, પરંતુ તે કશું મને સમજાવી શક્યા નહિ. બોલે છે ચાલે છે અને હોંશિયાર છે પણ મન ઉપર કાંઈક ન સમજાય એવી ચમત્કારિક અસર થઇ ગઈ હોય તેવું લાગે છે.'

ગુલાબે સોફા આગળ જઈ ચંદુલાલની સામું જોયું. તેણે સામું જોયું પણ તે કંઇ બોલ્યો નહિ. તેના મુખમાંથી પાણી નીકળી ગયું. પાલવથી તે લૂછી નાંખતાં ગુલાબ તેની જોડે સોફા ઉપર બેઠી અને માથેથી પાઘડી લઈ કેશવચંદ્રને આપી કોટનાં બુટન કાઢી પોતાના

ખોળામાં મસ્તક મુકાવી પાલવે પવન નાંખતી નાંખતી વહાલભેર બોલી કે, 'શું થાય છે? કેમ કંઇ બોલતા નથી?' તેણે ફરીને કપાળ ઉપરથી પરસેવો લૂછી નાંખ્યો અને આંખો ઉપર હાથ મૂક્યો.

ચંદુલાલ જેને દાદર ચઢવાથી જરા વધારે પરિશ્રમ પહોંચ્યો હતો તે, ગુલાબના આશ્વાસનથી શાંત પડી ધીરેથી બોલ્યો કે, 'મારા મન ઉપર કોઈ જાતની અદ્દભુત અસર થઇ ગઇ છે અને જીવ ઉંડો ઉંડો ઉતરી પડે છે, એ સિવાય મને બીજું કંઇ પણ થતું નથી. બોલવાથી પણ હું થાકી જાઉં છું.'

'પણ એકદમ એવું શાથી થયું? તમે દાકતર છો અને તમારાથી સમજાય નહિ એ શું?' ઠપકો આપતી હોય તેમ ગુલાબે લાગણીથી સવાલ કર્યો. ચંદુલાલે તેનો ઉત્તર આપ્યો નહિ પણ કેશવચંદ્ર બોલ્યો કે, 'એમને બોલાવો નહિ હમણાં આરામ લેવા દો.'

'મને પણ હમણાં એવુંજ થયું હતું. તમે કહો છો તે વખતે બરોબર સ્વપ્નમાં આમને માટે કોઇએ મને કંઇ તરેહવાર અસર ઉપજાવી હતી એ શું? ગરમ મશાલો નાંખી ચા કરાવી છે તે જો પીએ તો પાઇએ, પછી ભલે આરામ લે.' ચંદુલાલના કપાળ ઉપર વહાલભર્યો હાથ ફેરવતાં ફેરવતાં તે બોલી કે, 'કેમ ચા લાવું?'

'હા, લાવો.' ચંદુલાલે જવાબ આપ્યો અને બેઠા થવાનો યત્ન કર્યો. ગુલાબે ટેકો આપી બેઠો કરી કોટ કાઢી નંખાવ્યો. માણસ ચા લઈ આવ્યો તે સોફા નજીક ત્રિપાઈ ઉપર મુકાવી ગુલાબે રકાબીમાં લઇ ઘુંટડે ઘુંટડે તેને પાઇ. 'હવે તમે પીઓ' એમ કહી ચંદુલાલે આંખો મીચી સોફા ઉપર માથું ટેકવ્યું.

ગુલાબ અને કેશવચંદ્રે ચા પી બારીએ જઈ કેટલીક વાતો કરી, જેમાં કેશવચંદ્રે તેને સમજાવ્યું કે, 'બીજું કંઇજ નહિ પરંતુ સહેજ વાયુ જેવું થયું હોય એમ લાગે છે. મગજ ઉપર ઓચિંતી કંઇક અસર થઇ જાય છે. આપણા કરતાં એ વધારે સમજે અને તે એ કહે છે કે, મને મગજ ઉપર કંઇક અસર થઇ છે, શારીરિક વ્યાધિ નથી. તમને પણ એમણે એમજ કહ્યુંને? મને તો એમ લાગે છે કે,

આપણે એમને સુવાડી દઇએ. સારી ઉંઘ લેવાથી જેટલો આરામ થશે એટલો બીજા કશાથી નહિ થાય.'

'ભલે એમ કરીએ પણ કેશવચંદ્ર ! મને તો એમ થાય છે કે, અમને પતિપત્નીને બેઉને એકી વખતે મગજ ઉપર એક સરખી આવીજ ખરાબ અસર ક્યાંથી થઇ ? તમારા કહેવા ઉપરથી તો મને જે વખતે અહિં અસર થઇ તેજ વખતે એમને ત્યાં થયેલી લાગે છે. એ શું ?'

'તમારો ને એમનો આત્મા એકને ?' કેશવચંદ્રે મીઠી મશ્કરી કરી, પણ ગુલાબ બોલી કે, 'કેશવચંદ્ર ! નણુદોઇવેડા ન કરો. કુદરતનો એ ચમત્કાર તમારા જાણવામાં નથી ? પ્રિયજનને પ્રિયજનના શુભાશુભનો આવી રીતે અંતરપટે ઘણીવાર આભાસ થાય છે. તમે તો વળી મને વહેમી કહેશો પરંતુ હું ખરેખરૂં કહું છું. મને જાણે અનિષ્ટનો ભય લાગે છે.' ગળગળી થઇ જઇ વળી તે બોલી કે, 'થોડું કંઇક ખવડાવીશું ?'

'ના, અત્યારે કંઈજ નહિ. હવે એમને આરામજ લેવા દો. સારી ઉંઘ લીધાથી સવારે જરૂર ઠીક થઈ જશે.'

'ચાલો ત્યારે તમે જમી લો.' ગુલાબ માનસિંહને બેસાડી ઉઠી ને બેઉ જણ રસોડામાં ગયાં. દિવાનખાનામાં ચંદુલાલ ઉંઘમાં પડયો. ગુલાબના મનમાં ચિંતાભર્યા વિચારો આવવા ચાલુ રહ્યા. તેણે ખાધું ન ખાધું કરી કામ આટોપી લેવરાવ્યું. જમ્યા પછી કેટલીક વાર દિવાનખાનામાં તેમણે વાતો કરી પણ ચંદુલાલ તો ઉંઘતોજ રહ્યો. દસ વાગે કેશવચંદ્ર સુવા ગયો અને ગુલાબ એકલી પડી. તે ઘડી ઘડી સોફા ઉપરથી ઉઠતી ચંદુલાલ આગળ જતી, તેના મુખ સામું જોતી કપાળે હાથ મૂકી ગરમી તપાસતી અને વળી પાછી સોફા ઉપર જઇ બેસતી અથવા જરા આડી થતી. તેને ઉંઘ તો આવીજ નહિ. આમ કરતાં કરતાં બાર વાગી ગયા પણ ચંદુલાલ એકકે વખત જાગ્રત થયો નહિ, પાણીએ માગ્યું નહિ અને પાસુ ફેરવવાને હાલ્યોએ નહિ. ગુલાબની ધીરજ તેથી જતી રહી. તેણે પાસે જઇ શરીર ઉપર બધે હાથ ફેરવ્યો અને બોલી કે, 'જરા તાવ છે. પાણી પાઉં ?'

ચંદુલાલ જાગ્રત થયો, પાસુ ફેરવ્યું. ગુલાબે ફરીને પૂછ્યું કે, 'પાણી લાવું ?'

'મને ઉંઘવા દે, ફિકર ના કર, મને ઉંઘવા દે.'

'પાંચ કલાક ઉંઘ્યા, હવે કહો તો ખરા કે તમને શું થાય છે ? તમને ઉંઘ બહુ ઓછી છે અને આજે ઉંઘ શાથી આવે છે ? હું વહેમાઉં છું.' ચંદુલાલે જવાબ આપ્યો નહિ પરંતુ તેને બોલતી સાંભળી કેશવચંદ્ર બારણું ઉઘાડી અંદર આવ્યો અને બોલ્યો કે, 'કેમ હવે જરા ઠીક છે કે નહિ ?'

'જ્યારથી સુતા છે ત્યારથી બસ આમ ને આમ ઉંઘેજ છે, મેં અકળાઇને હમણાં પાણી પાઉં એમ કહી જગાડયા ત્યારેજ માત્ર પાસુ ફેરવ્યું. 'ના, મને ઉંઘવા દે.' એમ કહી પાછા ઉંઘવા લાગ્યા. આમને તો ઉંઘ બહુ થોડી છે અને આટલા બધા ઉંઘે છે કેમ ? આ રજવાડું છે અને કોઇએ કંઈ ખવરાવ્યું તો નહિ હોય ? મને વહેમ આવે છે.'

'ના ના, એમ વહેમાઓ નહિ. જાઓ, પેલા ખંડમાં જઇ તમે સૂઈ જાઓ, હું અહિં બેઠો બેઠો વાંચું છું. ફિકર રાખતાં નહિ. ચંદુભાઇ જેવા સીધા સ્વભાવના માણસને રજવાડામાં કે ઠગોના ટોળામાં પણ કોઈ દુશ્મન થાય તેવું નથી. તમે હમણાં વહેમી થઇ ગયાં છો એટલે આવા ખોટા ખોટા વિચાર લાવો છો. મુંબાઇની માફક ખુલ્લા દિલનાં બની જાઓ. જાઓ હવે સૂઈ જાઓ, હું બેઠો છું. ઉજાગરાથી વળી તમારી તબિયત બગડશે.' કેશવચંદ્રે આમ કહી તથા ઘણો આગ્રહ કરી ગુલાબને જરા આરામ લેવા મોકલી.



## પ્રકરણ ૨૪ મું.

### સત્ત્વ ચુસાઇ જવું.

અવનવા બનાવો બનતા રહેવાથી વહેમી થઇ ગયેલી અને વિચારોથી થાકી ગયેલી ગુલાબ બીજા ખંડમાં જઇ સુતી પરંતુ નિદ્રા આવી નહિ. દેવરાણી ઉપર ગુજરેલી આફત, પેલી બલાવાળા એ વખત

બનેલા બનાવો અને જનાનખાનાનાં કાવતરાંના વિચારો, એક પછી એક તેના મનમાં ફરવા લાગ્યા. શરીરમાં અને આંખોમાં આળસ ભરાયું પરંતુ મન શાંત પડ્યું નહિ. પોતાના સ્વામી ઉપર કોઇએ 'વિષપ્રયોગ' તો કર્યો નહિ હોય, એવો વ્હેમ તેને વારંવાર આવતો રહ્યો. એમાંથી કંઈ અવનવો બનાવ બને તો પોતાની કેવી દશા થાય, એવા ખોટા વિચારો પ્રકટાવી તે પોતેજ પોતાને બીવડાવવા લાગી. આમ તેમ પાસાં ફેરવ્યા કરતી, ઘડીમાં જાગતી, ઘડીમાં આળસ જેવી ઉંઘમાં પડતી અને વળી વિચારોની ઇસ્કેરણીથી જાગ્રત થતી ગુલાબ રાત્રિની ઘડીઓ ગાળવા લાગી.

બીજી તરફ ચંદુલાલના ખંડમાં તે લસલસાટ ઉંઘતો હતો અને કેશવચંદ્ર આરામચેરમાં પડ્યો પડ્યો પાછળ મૂકેલા દીવાના તેજથી વાંચતો હતો. કલાક દોઢ કલાક તેણે વાંચ્યું. પછી વાંચનમાંના વિચારોનું મનન કરવા માંડતાં તેને ઉંઘ આવવા માંડી. ગુલાબને સુવા મોકલી પોતે દરદીની સંભાળમાં બેઠો છે, તે યાદ કરી ખુરસીમાંથી ઉઠ્યો અને આમ તેમ કેટલીક વાર ફેરા આંટા માર્યા. પુસ્તકના વિચારો તેના વિચારો સાથે એકતાર થઈ ગયા. અભ્યાસના મહાવરાને લીધે હવે તે વિચારોની તેના મનમાંના બીજા તેવાજ વિચારો સાથે તુલના થવા માંડી. કંઇક ગણગણતો, કંઇક મનમાં ને મનમાં બોલતો અને ફરતાં ફરતાં ઓચિંતો ઉભો રહી જતો, તે થોડી થોડી વારે ખુરસીમાં બેસતો, ચોપડી ઉઘાડી તેમાંના વિચારોને ફરીને વાંચી જતો અને વળી વિચાર કરતાં કરતાં આંખમાં ઉંઘ ભરાય કે તરત ઉભો થઇ ટેહલવા માંડતો હતો. આ પ્રમાણે કરી તેણે ઉંઘને રોકવાનો બહુ વાર પ્રયત્ન કર્યો પરંતુ આખરે એકવાર તે ખુરસીમાં બેઠો અને વિચાર કરતાં કરતાં પોતાની ફરજ ભૂલી ઉંઘીજ ગયો. રોકેલી ઉંઘ એવા જોરથી આવી કે તેને પોતાની ફરજનું ભાનજ રહ્યું નહિ.

ત્રણ વાગી ગયા હતા. બહાર જીવજંતનો અવાજ સરખો પણ કહિં સંભળાતો ન હતો. રાત્રીના શૈત્યથી શીળો થયેલો મોટા પરોઢને સૂચવતો પવન ધીરે ધીરે વહાતો હતો. સર્વત્ર એવી શાંતિ અને

નીરવતા વ્યાપી રહી હતી કે એક ટાંકણી પડે તોપણ તેનો અવાજ સંભળાય. માણસને અને પ્રાણીને વિરામ આપનારી હોવા છતાં રાત્રિ ભયંકર કહેવાય છે તેમ હતું. શાસ્ત્રકારો કહે છે કે, ' રાતે એકલા જાગવું નહિ ' તેમાં આ જગતના ઘણા ઘણા ચમત્કારો હરહમેશ બનતા રહે છે. જેવી દિવસની ઉજ્વળતા અને ધમાલ હોય છે તેવીજ રાત્રિની મલિનતા અને શાંતિ હોય છે. જાગીને જોનારને તે બહુ આશ્ચર્ય પમાડે છે. માનસિક વ્યાપાર જેવો રાત્રિની શાંતતામાં ચાલે છે તેવો દિવસની વ્યવસાયી અને ગડબડીયા ઘડીઓમાં ચાલતો નથી. ઉંચા અને નીચા, પ્રવૃત્તિના અને નિવૃત્તિના, તથા સારાં અને ખોટાં કામોના વિચારો બહુધા રાત્રીએજ ઉત્પન્ન થાય છે. સૃષ્ટિની અદ્‌ભુતતા રાત્રિએ મનુષ્યને સમજાય છે. સારાં ખોટાં કર્મનો ઇનસાફ રાત્રિની શાંતતાને વખતેજ મન બુદ્ધિ સાથે રહી કરે છે. તેમાં વળી રાત્રિનો પાછલો ભાગ તો સૌથી વધારે શાંત હોય છે અને તેજ વખતમાં કેશવચંદ્ર નિદ્રામાં પડયો એટલે તેના મનમાં બુદ્ધએ મર્યાદામાં રાખેલા વિચારો છૂટથી સ્ફુરવા માંડયા. વિવાહ કરવાની હોંશ, અનુકૂલ વધૂ મળવાથી થયેલી આશા-પુરતી અને સારા પૈસાદાર કુટુંબ સાથે થયેલા સંબંધના સંતોષની ખુશાલીએ તેના જુવાન મનને વિચારોથી ભરી નાંખ્યું એટલુંજ નહિ, પરંતુ દિવસે પણ એકાંત મળતાં જે મન અનેક મનોરથ કરી કરીને પોતાને અહોભાગ્ય માનતું હતું તે મન રાત્રિના એકાંતમાં અને શાંતિના સ્વચ્છંદખેલનમાં એવા તો રમણીય મનોરથ કરવા લાગ્યું કે, આશા-ભર્યો જીવ કલ્પનાઓમાં અનુભવાતા સુખમાં આ સંસારને સ્વર્ગ બનાવી તેમાં પરમાનંદ પામ્યો. તેના મનમાં વિલસી રહેલા મનોરથો મુખ માર્ગે સહસાજ કદી કદી અસ્ફુટ ઉચ્ચરાઇ જતા હતા પરંતુ તે સાંભળનાર તેના આત્મા સિવાય બીજું કોઇ અહિં ન હતું. ચંદુલાલ ગાઢ નિંદ્રામાં પડયો હતો તે પડયોજ હતો.

દાદર, દિવાનખાનું, ચંદુલાલ સુતો હતો તે ખંડ અને બીજાં બધાં બારી બારણાં ખુલ્લાં હતાં. દીવાઓ પણ બધા બળતાજ રાખ-વામાં આવેલા હતા. કશી ભીડાભીડ કે બંદોબસ્ત કરેલો ન હતો, કારણ

કે, માનસિંહ વગેરેને જ્યારે સરત કાઢવી હોય ત્યારે અવરનવર ઉપર આવી નજર નાંખી જવાનું ગુલાએ ફરમાવેલું હતું. પહેલી રાતની શરૂઆતમાં એક પહેરેગીર ઉપર આવી સરત કાઢી ગયો હતો. માનસિંહ પાછલી રાતના પહેરા ઉપર હતો એટલે તે હજી જણાયો ન હતો. એક વાગે પહેરો બદલાયો ત્યારથી માનસિંહ દરવાજા ઉપર બેઠો હતો પરંતુ આગલી ઉંઘની આળસમાં અને ઉપર સૌ શાંત જણાયાથી તેણે હજી સરત કાઢી ન હતી. ચારનો ટકોરો થયો અને તે ઝુપતી નિદ્રાની આળસમાંથી જાગ્રત થયો. ઉભા થઇ આમતેમ ફરી તેણે દાદર સામું જોયું. દાક્તરસાહેબની તબિયતની હવે સરત કાઢવાનો તેણે વિચાર કર્યો. જાડા કાઠિયાવાડી જોડા પગમાંથી કાઢી નાંખ્યા અને પગરવથી કોઇની નિદ્રામાં કે શાંતિમાં ખલેલ થાય નહિ તેમ બહુજ ધીરી ચાલે સાવચેતી રાખી તેણે દાદર ઉપર ચઢવા માંડયું. સંભાળી સંભાળીને પગ મૂકતો અને જરા પણ અવાજ થાય નહિ, તેની સંભાળ રાખતો તે ઉપર ચઢયો. દિવાનખાનામાં દાખલ થયો. ત્યાં ચારે બાજુ નજર કરી અને પછી બરોબર સામે બારણેથી દાક્તરના ખંડમાં જવું અને તેમની શાંતિમાં વિઘ્ન પાડવું ઠીક નહિ લાગ્યાથી, તેણે દિવાનખાનાની ભિંત નજીક રહી તેના ખંડના બારણા તરફ બહુજ ધીરેથી હિંડવા માંડયું.

ચંદુલાલના ખંડનું બારણું ખુલ્લું હતું, વચલી હાંડીમાં ઝગઝગાટ દીવો બળતો હતો. દીવાના અજવાળામાં આરામખુરસી પડી હતી અને તેમાં કેશવચંદ્ર ઉંઘી ગયેલો હતો. ખંડના એક ખુણા તરફ મોટો પલંગ હતો તેમાં ચંદુલાલ સુતો હતો અને તે પણ આગળ જણાવ્યું તેમ ગાઢ નિદ્રામાં હતો. જોડેનો બીજો ખંડ જેનું એક બારણું દિવાનખાનામાં અને એક ચંદુલાલના ખંડમાં પડતું હતું તેમાં પણ કલમદાનમાંથી દીવો બળતો જણાતો હતો. ગુલાએ તેનાં બારણાં ખાલીજ બંધ કરેલાં હતાં. માનસિંહ બહુજ ધીરેથી ભિંત નજીક ચાલતો ચાલતો ચંદુલાલના ખંડ તરફ આગળ વધ્યો. હિંડનાં હિંડતાં તે આમતેમ જોતો અને સંભાળતો કે જેથી અવાજ થાય

નહિ. બાગમાં પડતી બારી આગળ જઇ પહોંચતાં તેણે બીજી બાજુની ચંદુલાલના ખંડની બારી જે તે તરફ પડતી હતી તેણી તરફ જોયું પણ તે બંધ જણાઇ. બાગમાં નજર ફેંકી તો સઘળું શાંત અને આછા પ્રભાતના ધુમ્મસથી દિશાઓ ઘેરી રહેલું વાતાવરણ જણાયું. 'કોઇ જાગે છે કે નહિ?' તે જાણવા આ બારી આગળ તે થોડી વાર ઉભો રહ્યો. કાન માંડી માંડીને કંઇ અવાજ આવે છે કે નહિ? તે સાંભળવાનો પ્રયત્ન કર્યો પરંતુ સૌ ઉંઘી ગયેલાં જણાયાં. સંપૂર્ણ નીરવતા વ્યાપી રહેલી હતી. દૂર કહિં ક્વચિત્ ક્વચિત્ કુકડાંનો અવાજ સંભળાતો હતો બાકી તમરાંના નિદ્રાને વધારનાર ઝીણા તમતમાટ સિવાય બધું જગત યોગનિદ્રામાં અંતર્ધાન થઈ ગયેલું હતું. થોડીવાર બારીમાં ઉભા રહી ચંદુલાલના ખંડની અને બહારના વાતાવરણની નિરીક્ષા કરી તે પાછો આગળ વધ્યો. ખંડના ઉઘાડા મુખ્ય બારણા આગળ પહોંચ્યો. દિવાનખાના તરફ અને તે ખંડ તરફ એક બે વાર જોયું અને પછી સાખે હાથ દઇ ગરદન લંબાવી અંદર ચંદુલાલના પલંગ તરફ નજર કરી.

ગરીબ બિચારો ગરાસિયો, અંદર નજર કરતાંજ આભો બની ગયો. માથું પાછું ખેંચી લઇ રોમાંચ અનુભવી ભય અને અચંબાથી તે મનમાંજ બોલ્યો કે, 'ઘરની અંદર નજર નાંખવાનું આપણું કામ નહિ. કોઇ દેખે તો ચોરમાં ખપીએ અને મોટા લોક જાણે તો લુચ્ચામાં ગણાઇએ. ઘરમાં–ખાનગીમાં માણસો ગમેતેમ બેઠાં સુતાં હોય, તેમાં વળી આ રાતને વખતે ઉપરી અધિકારીના જનાના તરફ જેવું એ તો માથું ગુમાવવા જેવું સાહસ કહેવાય. આપણો ધર્મ દેવડીએ બેસી પહેરો રાખવાનો કે ચીઠીચપાટી હોય તો તે પહોંચાડી આવવાનો છે. આપણો ધર્મ અધિકારીના ખાનગી ઓરડામાં નજર કરવાનો નથી.' નિખાલસ મનના ગરાસિયાને બિચારાને પહેલાં આમ વિચાર આવ્યો પણ તેની નજરે જે પડયું હતું તેણે ને વહેમે તેના એ વિચારને ઉથલાવી નાંખી ફરીને જોવાનું મન કરાવરાવ્યું. 'હશે અધરમ તો અધરમ પણ સાહેબની શી હાલત છે અને તેમના શરીરને આરામ

લાગે છે કે નહિ ? એટલી તપાસ તો કરવી જોઇએ. ઉપર આવ્યો, બારણાં ઉઘાડાં છે અને દીવા બળે છે તો લાવ બાઇને પુછું ?' જરા થોભી વિચાર કરી 'પણ કોને પુંછું ? પલંગ ઉપર બેઠેલાં એ ગુલાબબાઇ હોય એમ લાગતું નથી. ગુલાબબાઇ તો સાદાં મુંબાઇ તરફનાં આબાદ નવી ઢબનાં બાઇ છે અને આ તો મને કાઠી રજપુતાણી જેવું લાગ્યું. શરીર નાજુક અને મોઢું નાનું નથી. દાક્તરસાહેબની તબિયત સીક છે તેવે વખતે તેમણે વળી સારો પોશાક સજેલો પણ શાનો હોય ? લાવ જોઉં તો ખરો.' આમ વિચાર કરી આગળપાછળ જોઇ ફરીને તેણે પલંગ તરફ નજર કરી બહુ ધારીને જોયું. પગમાં મોજડીઓ ને સોનાનાં સાંકળાં, શરીરે બનારસી ઓઢણી, કપાળે મોતી અને હીરા જડિત્ર દામણી અને શરીરે પ્રૌઢ તથા મોટા રાજવંશી જાજરમાન દેખાવની સ્ત્રી આબાદ રજપુતાણી તેની નજરે પડી. પગ લબડતા રાખી તે પલંગમાં બેઠેલી અને ઉંઘતા દાક્તરના મોં સામે જોઈ રહેલી જણાઇ. માનસિંહના શરીર ઉપર રુંવાં ઉભાં થયાં, કંપારી આવી અને તરતજ તે ત્યાંથી નજર ખેંચી લઇ પાછો ફર્યો. વળી વળીને પાછળ જોતો ડરતો અને જરા પણ સણસારો થાય નહિ તેમ ધીરેથી પણ ઉતાવળાં ડગ ભરતો તે દિવાનખાનામાં થઇ એકદમ દાદરપર જતો રહ્યો. એ ત્રણ પગથિયાં ઉતર્યા પછી તેના જીવમાં જીવ આવ્યો.

તે મનમાં ને મનમાં બોલ્યો કે, 'અરેરે ! બિચારાં પરદેશી પંખેરુ ! આ બંગલાની પેલી બલાનો જાળમાં સપડાયાં ! રાંડ એનું લોહી ચૂસી લેશે. એના સપાટામાંથી હવે આ ઉગરશે નહિ ? આગળ કેટલાય જણના આણે ભોગ લીધેલા છે. કારભારી લોક તે સૌ જાણે છે તેમ છતાંએ આ બિચારાં નિર્દોષ અજાણ્યાં જુવાન હલેતાં તથા આશાભર્યાં માણસોને અહિં શા માટે રહેવા મોકલતા હશે ? હવે બચે નહિ. અહો ! કેટલાં બધાં વર્ષ થઇ ગયાં પણ આનો ઓદ્ધારજ થયો નહિ. જાલમસિંહ દાદાની દીકરી–કુંવરી એક સોનીના મોટિયાર પર મોહી પડેલી અને બાપાએ રાજવંશી વર નહિ મળવાથી કુંવારી રાખેલી. વર વર ને વરજ ઝંખતી આખરે તે આ મહેલમાં કામા-

વેશના ગાંડપણમાં કટાર ખાઇને કમોતે મરી ગયેલી. ઝંખનાભાવે ભૂત થયેલી તે ભૂત શરીરે પણ મરદ ને મરદાજ શોધ્યા કરે છે. કેટલાએ જુવાન મરદોના ભોગ લીધા પણ એની ભોગભાવના પુરી થઈ નહિ. જાલમદાદાનો નિર્વંશ ગયો એટલે કોણ હવે આનો ઓદ્ધાર પણ કરે ? સારું છે કે આપણા જેવાંને વળગતી નથી ? નહિ તો ખાંડાની ધાર ઉપર રહેવાની આ નોકરી આપણાથીએ બજે નહિ બાવા !'

વારંવાર પાછું વાળીવાળીને જોતો માનસિંહ પગ કંપતા હોવાથી દાદરના પહોળા પગથિયા ઉપર જઇ બેઠો પણ મનથી તો બોલતોજ રહ્યો કે 'અધધધ ! શો આનો કારમો હેડો ? અને શો એનો પડપંચ. ભૂત થઇ તેમાંએ કાવતરાં ને આડાઅવળા ગોટાળા ! રાંડો જે એની સાથે મુંડાઇ ગયેલીઓ તેએ ભૂતજોનિમાં પાછી એની સાગરીત—કુટણીઓ થઈ. ભૂતાંનું તો મારા બાપ ! આખું ઝોલું ને ઝોલું ! પેલો ખરડોખખ જઈફખાં જમાદાર કહે છે, કે પેલા ઘરડા આંબલા હેઠળ ભમરિયો કુવો છે તેમાં અસલી રંગમહેલના ભોંયરાની બારી પડે છે અને તેમાં મા રહે છે. કહે છે કે, એમાં અનર્ગળ ધન છે પણ કોના ભાર છે કે બારી આગળ જાય ? જઇફખાં કહે છે કે એકવાર એક ગોરો ભમરિયા કુવાનાં થોડાંક પગથિયાં ઉતરી બારી આગળ ગયો હતો, પણ બારણાને ધક્કો વાગતાંજ એક મોટો મુંછાળો ભોરિંગ છેંકો મારતો બહાર આવ્યો ને ધાકનો માર્યો ગોરો કુવામાં પડી ગયો. દરબારને તેનું મડદુ બહાર કઢાવતાં કેટલીએ મુશ્કેલી પડી. આવા પડછા જેણે જોયા ન હોય તે માને નહિ, પણ આ તો જાગતી જોધ જોગણીજ છે. બે અમલદારોને આણે ચૂસી લીધા તે તો મેં નજરો નજર જોયું અને આ ત્રીજાને દાઢમાં ઘાલ્યો છે તે લીધો જાણોને ?' આમ ભૂતના ભયથી દિઙમૂઢ માનસિંહ ઉપર ઓચિંતો ઉપરથી એક ઉંદર પડયો એટલે તો તે આકાશ તૂટી પડયું હોય તેમ ચમકીને ગાભરો ગાભરો છેક હેઠેજ ઉતરી પડયો.

ઘડિયાળમાં પાંચ વાગ્યા અને ગુલાબ જાગ્રત થઇ. 'હવે તો બહુ વાર થઇ, લાવ એમને ઉઠાડું અને પુછું કે આરામ થયો છે કે

નહિ? છ સાત કલાક થયાં ઉંઘે છે એટલે જગાડવામાં હવે કંઇ હરકત નથી?' આવો વિચાર કરી તે ઉભી થઇ અને જેવી ખંડમાં પેસવા જાય છે તેવીજ પેલીને પલંગ ઉપર બેઠેલી જોઇ ચમકી અને કારમી ચીસ પાડી મોટેથી બોલી કે, 'કેશવચંદ્ર! કેશવચંદ્ર! અરે! આ જુઓ તમારે ખાતરી કરવી હોય તો કરો. અરેરે! હવે શું થશે?' કેશવચંદ્ર એકદમ જાગ્રત થઇ ગયો અને બોલ્યો કે, 'કેમ, કેમ! શું છે? કેમ આવડી મોટી બૂમ પાડી ઉઠયાં? ચંદુભાઈ તો ઉંઘે છે.' ગુલાબ પલંગ સામું જોઈ બોલી કે, 'અરે! આ શું? એટલામાં પલંગ ઉપરથી એ કયાં ગઇ? એટલામાં કયાં અલોપ થઇ ગઈ?' કેશવચંદ્ર હસ્યો અને બોલ્યો કે, 'જાઓ જાઓ મારા સાહેબ! કોઈનું કાળજું ફટકી જાય એવી બૂમ શું પાડતાં હશો? પલંગ ઉપર કોણ બેઠેલું હોય? આવાં કેવાં વહેમી!'

ગુલાબ છોભી પડી ગઇ. તે કંઇ બોલી નહિ પણ તેનાં અંગ ધ્રુજી ગયાં, એટલામાં માનસિંહ જે નીચે બેઠો બેઠો આજ બાબત ઉપર વિચાર કરતો હતો તે ઉપર આવ્યો અને બોલ્યો કે, 'ભાઇ સાહેબ! બાઇ કહે છે તે ખરું છે. આપ ખુરશીમાં ઉંઘી ગયા હતા અને હમણાં અડધા કલાક ઉપરજ હું બાઈસાહેબની તબિયતની ખબર કાઢવા માટે ઉપર આવ્યો હતો. પલંગ ઉપર તે વખતે મેં એક જુવાન સ્ત્રીને બેઠેલી જોઇ હતી. પહેલાં તો મેં ધાર્યું કે, બાઇસાહેબ પોતે બેઠેલાં હશે, પરંતુ ધારીને જોતાં તેઓ નહિ પણ બીજુંજ કોઈ હોય એવી મને ખાતરી થઇ. હું બીન્યો એટલે આપને જગાડ્યા વગરજ નીચે ચાલી ગયો. હજુ તો હું વિચાર કરું છું એટલામાં બાઇએ બૂમ પાડી અને આપ જાગ્યા. વાત ખરેખર ખરી છે. સાહેબ! કંઇક બલા જેવું અતેરું હોય એમ લાગે છે.'

માનસિંહના આ ખુલાસાથી ગુલાબને ટેકો મળ્યો. તે બોલી કે, 'કેશવચંદ્ર! હું બિલકુલ વહેમી નથી હોકે. મેં બે ત્રણ વાર મારી સંપૂર્ણ જાગ્રદવસ્થામાં આવા બનાવ બનતા જોયા અને બસ, હવે તો હું આવતી રાત અહિં રહેવાનીજ નથી. નોકરીની મને તલભાર પણ

દરકાર નથી. આજ બપોરની ગાડીએજ મારે તો તમને સૌને લઇને અહિંથી ઉપડી જવું છે. તાર લખી આપો. માનસિંહ મુકાવી આવશે. બસ, મારો નિશ્ચય તે નિશ્ચયજ. ગજરાબાના ભાઇને પૂછવાની પણ મને કંઈ જરૂર નથી.'

ગુલાબે અકળાઇ કંટાળીને પોતાનો નિશ્ચય જણાવ્યો. કેશવચંદ્ર પણ માનસિંહે ટાપસી પુરવાથી ચૂપ થઇ ગયો. 'જગત ભૂતને માને છે, ત્યારે તેમાં કંઇક સત્ય હશે?' એમ તે પણ વિચાર કરવા લાગ્યો.

## પ્રકરણ ૨૫ મું.

### સંસારજ કલેશમય છે.

ચંદુલાલ અને ગુલાબની સાથે કાઠિયાવાડ છોડયાને કેશવચંદ્રને બે મહીના થઇ ગયા, પણ તેમની તરફથી તે બાદ કંઇ સમાચાર મળ્યા નહિ. તે ધારેલી છેલ્લી પરીક્ષામાં પાસ થયો તેથી એક કલેશ મટયો પણ પરણવાની પંચાતીનો બીજો કલેશ હવે તેની આગળ ઉભો રહ્યો. આમાં તેને ઉજળું ભવિષ્ય દેખાતું. માતાપિતાની મરજી નહિ હોવા છતાં પોતે આગ્રહ કર્યો અને તેમણે તે કબુલ રાખ્યું. બધી ગોઠવણ અને તૈયારીઓ થઇ ગઈ તેમાં દૈવે ઓચિંતું ચંદુલાલ માંદા પડયાનું વિઘ્ન નાંખ્યું. તે દિવસ ઉગે અને રાહ જુએ કે 'આજ કાગળ આવશે, કાલ આવશે.' પરંતુ કાગળપત્તર કંઇજ આવ્યું નહિ અને બે માસ એમને એમ નીકળી ગયા.

કેશવચંદ્ર મનમાં ને મનમાં કઢાપો કરી શાંત રહેતો પણ તેનાં માતપિતા સામાવાળાંના આવા મૌનથી શાંત રહી શકયાં નહિ. તેમની ધીરજ જતી રહી. તેમણે જાનીને ઘેર વિવાહ કરવાનો ઠરાવ કર્યો. એક દિવસ જમતાં જમતાં કેશવચંદ્રના પિતાએ વાતમાં ને વાતમાં કહ્યું કે, 'ભાઈ! એ તો પાણી જેમ વહેતું હોય તેમજ વહે. આપણે મનોરથ કરીએ તે કંઇ કામના નહિ. જ્યાં જેનો ઢાળ હોય ત્યાં તે ઉતરે. આપણો ને એમનો ઢાળજ નહિ ત્યાં આશા રાખીને અમસ્તા બેસી

રહીએ એમાં શો માલ ! મેં અને તારી બાએ હવે તો નિશ્ચયજ કર્યો છે કે, ‘ જાનીવાળાને હા કહી દેવી અને ત્યાં કરી નાંખવું. ’ તું અમને હવે વચન બેવચન કરાવતો નહિ, ’ તેની માએ વચમાંજ ટાપસી પુરી કે, ‘ વચન બેવચન કરાવવા જેવું કેસુ કરેજ નહિ. જુઓને બે મહીના થયા એ લોકનો કાગળપત્તરે છે ? આપણે ક્યારે કન્યાની ખોટ છે કે આંખો તાણીને એમની વાટ જોયા કરીએ ? જાનીનું ઘર અને કન્યા બેઉ સારાં છે. આવો પાસેનો સંબંધ મૂકીને આપણે તે પરદેશ શું કરવાને જવું પડે ? એ તો કેસુને ભાવ હતો તેથી હું કશું બોલી નહિ, પણ હવે તો મારે એ કન્યા સ્વર્ગનો દાંડો લઇને આવે તોય ન જોઇએ.’ કેશવચંદ્ર આ બધું સાંભળી રહ્યો કંઈ બોલ્યો નહિ.

તે જમીને ઉપર ગયો અને પાછલા ઓરડામાંની બારી આગળ એક પુસ્તક લઇને વાંચવા બેઠો. તેનાં એકાદ બે પાનાં વાંચ્યાં પણ મન તેમાં લાગ્યું નહિ. પુસ્તક બંધ કરી ખાટલામાં પડયો. બારી સામે એક લિંબડાનું ઝાડ હતું. ઝીણો ઝીણો શીળો પવન તેને અથડાઇને આવતો હતો અને દૂર પાદરની અમરાઇઓમાં બોલતી કોકિલાઓના ટહુકાને તેના પ્રતિધ્વાન સંભળાતા હતા. ‘ આટલો બધો ઉત્સાહ અને અસાધારણ ઉતાવળ હોવા છતાં એ લોકો કેમ આમ છેકજ મૌન થઈ ગયાં ? ચંદુલાલની તબિયતના પણ કંઇ સમાચાર લખ્યા નહિ. શું એમનો વિચાર ફરી ગયો હશે ? રસિક લખે છે કે, ત્યાંએ કંઇ સમાચાર નથી. આ શું ? ચંદુલાલની તબિયતના સમાચાર જાણવાને બહાને હવે હું કાગળ લખું તો કેમ ? પણ ના, તેય લાંબો વખત થઇ જવાને લીધે મને ઠીક લાગતું નથી. કહેશે કે, બે મહીને સમાચાર કેમ પૂછે છે ? ખરેખર અજબ છે ? માતા પિતાની માફક મારે પણ ત્યારે એ વિચાર મનમાંથી કાઢી નાંખવો ?’ થોડી વાર મૌન રહી, ‘ હા, મારે પણ એ વિચાર હાલ તરત તો પડતોજ મૂકવો યોગ્ય છે, કારણ કે, કન્યાવાળાથી પૂછપરછ થાય કંઈ વરવાળાથી થાય ? વળી ત્યાં શું ચાલે છે અને શા વર્તમાન છે, તે જાણ્યા વગર કેમ કોઈ બાબત લખાય ?’ આમ મનમાં ને મનમાં વિચાર કરતાં કરતાં તેને જરા આળસ આવી.

આંખો બેળેબેળે મિચાવા માંડી અને આખરે મીઠી નિદ્રામાં પડયો.

કેશવચંદ્ર પરીક્ષામાં પાસ થયો ત્યારથી જાનીના ઘરનાંએ પોતાની બધી લાગવગ તેને હાથ કરવામાં ચલાવવા માંડી હતી. તેના પિતા ઉપર દબાણ આવ્યું હતું અને તેની માને સારી પહેરામણી આપવા વગેરેની લાલચોથી લલચાવવામાં આવી હતી. જુના વિચારનાં અને ગામડાનાં રહેવાસી જુની રીતભાત પ્રમાણે કન્યા ભણેલી છે કે અભણ, રૂપાળી કે સાધારણ, તે કશા ઉપર ધ્યાન આપે એવાં ન હતાં. સારા ખાનદાન પોતાને યોગ્ય કુળવાન અને લીલા ઘરમાંથી તેઓ ગમે તેવી કન્યા હોય તો પણ લેવાને આતુર હતાં અને તેમને સંબંધ કરવાને યોગ્ય જે યોગ્યતાઓ જોઇતી હતી તે બધી જાનીના ઘરમાં હતી. મોટા થયેલા અને ભણેલા છોકરાને તેઓ દબાવીને ઝાઝું કહી શકતાં ન હતાં પરંતુ જ્યાં તેણે ધાર્યું હતું ત્યાંનું આ પ્રમાણે મૌન જોઇ હવે તેમને જોર ચઢયું હતું. કેશવચંદ્ર મુંબાઇથી આવ્યા પછી પખવાડિયામાં લગન થશે, એવી વાત તેમણે બહાર લોકોને કરેલી હતી. છોકરો આવ્યો અને લાંબો વખત થઈ ગયો પણ લગનનું કંઇ જણાયું નહિ તેથી સગાં અને ઓળખીતાં મિષે મિષે તેમની ટકોર કરવા લાગ્યાં. તેની મા તેથી ઉશ્કેરાઇ જતી. કેશવચંદ્ર પોતે પણ સગાંના આડકતરા લગન સંબંધી પ્રશ્નથી કદી કદી છોભાતો હતો. સગાંસાગવાં અને અડોસીપડોસીનાં વચનો ઉપરથી જેમ બને તેમ વહેલાં લગન કરી નાંખવાને ડોસોડોસી તૈયાર થઇ ગયાં હતાં, માત્ર કેશવચંદ્રને કહેવાનીજ બાકી હતી. આજ જમતાં જમતાં તે વાત કરી અને તે કંઇ બોલ્યો નહિ, તેથી તેની માએ તે ઉપર ગયા પછી તરતજ ડોસાને કહ્યું કે, 'હવે લગનનો દિવસ નક્કી કરી નાંખો અને જાનાને કહેવડાવો. જોયુંને એ કંઇ બોલ્યો નહિ.'

હવે હમણાં લગ્ન થાય નહિ. વૈશાખમાં જે થાય તે ખરું. ડોસાએ આમ જવાબ આપ્યો. કેશવચંદ્રની માના મનમાં પક્કો નિશ્ચય હતો અને ડોસાના વિચાર પણ મક્કમ હતા એમ આજ તેના જાણવામાં આવ્યું પણ મિનારખ બેઠેલાં હોવાથી હાલ તે પોતાના વિચાર અમ-

લમાં મૂકી શકે તેમ ન હતું. મુંબાઇવાળાં શું ધારતાં હતાં અને કેવું વિઘ્ન આવ્યું. કેશવચંદ્ર શું ધારતો હતો ને શું થયું અને તેનાં માતપિતા પણ શું ધારે છે અને શું થશે ? તે કોઇ પણ જાણતું નથી. કેશવચંદ્રના મનમાં આ નાસીપાસીની બહુ અસર થઇ હતી જ્યારે ત્યારે તેને એ વિચાર અંતરમાં ખુંચ્યા કરતો હતો. સંસારમાં સુખ નથી અને સુખ છે તો તે દુઃખની સાથે ભેળવાયેલું માત્ર માની લેવાનુંજ મિથ્યા સુખ છે. 'સંસાર ખોટો અને એક આત્માજ ખરો.' એટલા બધા વેદાંતી વિચારો ઉપર તેનું મન ગયું ન હતું, પરંતુ હાલ નિરાશાના અને તેથી ઉત્પન્ન થતા વિષાદમાં ને એ પ્રાચીન વૈરાગી મત પર કોઈ કોઈ વાર વિચાર થઈ આવતો અને અભ્યાસ તરીકે વાંચેલા તત્ત્વજ્ઞાનનાં પાનાં ફેરવવાનું મન પણ થઈ આવતું હતું. અભ્યાસ પુરો થઈ ગયા પછી ગામડામાં બેસી રહેવામાં તેનો કાળ જતો ન હતો. વગવાળા મિત્રોની મારફત કેટલેક ઠેકાણે સારી જગા મેળવવા તેણે યત્ન કર્યા હતા, પરંતુ જેમ લગ્નનું કંઇ જણાયું ન હતું તેમ તેનું પણ હજી કંઇ જણાયું ન હતું.

નોકરી મળવામાં ગમે તેટલી મુસ્કેલીઓ હોવા છતાં પણ પોતાની વિદ્યા અને કામ કરવાની શક્તિનો વિશ્વાસ હોવાથી, ગમે તે વખતે અને ગમે ત્યારે સપાટાબંધ ચાકરી મેળવી લેવાની તેને હિમ્મત હતી. નાનપણથી અત્યાર સુધી તેણે ભણવામાં જગતને જોયું ન હતું એટલે કોઇ કોઇ વાર તેને એવો વિચાર થઇ આવતો કે, કહિંક મુસાફરી કરવી અને જગત કેવું છે તે જરા જોવું. આ વિચાર ઘણાં વર્ષો થયાં તેના મનમાં રમી રહ્યો હતો, પરંતુ તેમ કરવાનો અવકાશ મળ્યો ન હતો. મુસાફરીએ નીકળાયું ન હતું. ચંદુલાલને મળવા તે કાઠિયાવાડ ગયો પણ ત્યાં વિઘ્ન આવી પડવાથી પાછા ફરવું પડ્યું. લગ્નની તૈયારીની વાતો ચાલી તેમાં વળી એ વિચાર મુલતવી રાખવા પડ્યો, પરંતુ હાલ બધી રીતે અવકાશ હોવાથી એ વિચાર તેના મનમાં ફરીને ઉભરાઈ આવ્યો. કેવી રીતે અને ક્યાં મુસાફરીએ જવું તેનો વિચાર જ્યારે તે કરતો ત્યારે ધન અને બીજા સાધનોનો સંકોચ આડે આવતો.

હમણાં નવરા અને નિરાશાના કંટાળો આપનારા વખતમાં તેને વારંવાર એ વિચારો આવવા લાગ્યા. વારંવાર તેણે મુસ્કેલીઓને કેમ પહોંચી વળવું, તે માટે જુદી જુદી અનેક બાબતો ઉપર તર્ક ચલાવ્યા. કોઈ કોઇ વાર વિચાર કરી કરીને તે એવા નિશ્ચય ઉપર ઉતરી પડતો કે, 'ઘેરથી મુંબાઈ જવાને બહાને નીકળવું અને થોડીક રેલવે મુસાફરી કર્યા પછી ગામડાંમાં ફરતા ફરતા અને સામાન્ય તથા અજ્ઞાન ખેડુત વગેરે લોકોની જીવન ગાળવાની રીતભાતો અને વ્યવહાર વગેરેનો અનુભવ લેતા લેતા ઉત્તર હિંદુસ્તાન તરફ નીકળી જવું. જ્યારે ઠીક ન લાગે ત્યારે વળી રેલવે માર્ગે પાછા ફરી આવવું. સાધારણ લોકોનો અને પગ રસ્તે મુસાફરી કરવાનો સુખ દુઃખનો અનુભવ લેવો.' આ વિચારો ખૂબ ભોળાઇને તેના મનમાં આ વખતે દૃઢ થયા હતા. એકાદ બે દિવસ પછી 'હું થોડો વખત બહાર ગામ જઈ આવું.' એમ કહી તે ઘેરથી નીકળી પડયો.



## પ્રકરણ ૨૬ મું.

### ખંભાતની ખબર.

'અરેરે ! મારા પણ કર્મના ભોગસ્તો ? કેટલી બધી હોંશથી અને કેવા મોટા સમારંભની તૈયારી સાથે બધાં અહિં આવ્યાં, તેમાં હૈવે ક્યાંથીએ ઓચિંતું આવું મોટું અને ભયંકર વિઘ્ન નાંખ્યું. બબ્બે મહીના થયા ઘરતું કોઇ માણસ સુખે બેસવાજ પામતું નથી. ભાઇની ઘેલછા અને મંદવાડને લીધે કોઇને કંઇ સુઝતુંજ નથી. મુંબાઇથી સારામાં સારા દાક્તરો આવી ગયા. પિતાજીએ પુષ્કળ રૂપિયા ખરચી નાંખ્યા પણ કશાની ટેકીજ લાગતી નથી, આ તે શું ? ને કેવો મંદવાડ ! રાત્રિ દિવસ ભાઇની જિંદગીના જોખમનો વલોપાત ચાલે ત્યાં બીજી વાતને અવકાશ પણ ક્યાંથી મળે ? મારે માટે તો બાને હવે વિશ્વાસ વળી ગયો છે. તે દિવસે એ એમ કહેતી પણ હતી કે, 'ભલેને મારી ગજરી હવે મોટી થાય, મને એની કંઇ ફિકર નથી.' અલબત,

મનેએ એવો વિશ્વાસ છે, પરંતુ તેમને કાગળપત્તર લખવો જોઇએ કે નહિ ? મેં શરમને લીધે પાસ થયાની મુબારકબાદી આપ્યા પછી માત્ર એકજવાર કાગળ લખ્યો તે લખ્યો. બાપાજી તો આ વલાપાતમાં લખેજ શું ? ભાભીને મેં એકાદ બે વાર કહ્યું કે, 'ભાભી ! તમે કાગળ લખી એમને જણાવો કે, અહિં આમ આમ છે.' પણ તે ગણગારતાં નથી અને શું ગણગારે ? તેના બિચારીના જીવની પડી છે. મેં કાઠિયાવાડ એમને અને ચંદાભાભીને મુંબાઈ કાગળ લખ્યો હતો તેના જવાબો પણ આવ્યા નહિ, એટલે હવે મારો હાથે ચાલતો નથી કે હું લખું ? એમના મનમાં મારે માટે અને ઘરનાંને માટે કેવો વિચાર આવ્યો હશે ? અહિં ખંભાતમાં એવું કોણ મારૂં છે કે, જેની મારફતે હું પણ કંઈ લખાવું અથવા તેમને અહિંના વર્તમાન જણાવરાવું ? ખરેખર એવી મુશ્કેલી એવી ચિંતા અને એવો બારીક વખત આવી લાગ્યો છે કે, જેમાંથી કશો રસ્તોજ સૂઝે નહિ.'

આ પ્રમાણે ગજરી એકવાર ખંભાતમાં તેના દાદાના વખતના જુના ઘરના માળ ઉપર બેઠી બેઠી વિચાર કરતી હતી એટલામાં ગુલાબ થાકેલી અને કાયર જેવી લાગતી ત્યાં આવી. ગજરીને એકલી બેઠેલી જોઇ તેનાથી રડી જવાયું. ધીરે ગરીબડે અવાજે તે બોલી કે, 'ગજરાબા ! ગજરાબા ! હાય હાય આવું અને આવું તે હવે કયાં સુધી ચાલશે ? અરેરે ! આપણું બધાનું શું થશે ? હું અભાગિણી મૂઇ, પરંતુ આ ઘરડેરાં બિચારાં કેવાં તલસે છે ? એમના કલ્પાંતનીએ દૈવને દયા આવતી નથી ? દહાડે દહાડે કેસ બગડતો જાય છે કે સુધરતો તે તો મને કહો ? તમને શું લાગે છે બહેન ? અજાણ્યા અપરિચિત પણ સગાં અને નાતથી ભરેલા ગામમાં આપણે કોની આગળ હૃદય ખાલી કરીએ અને કોને આ હૃદયની અમુઝણ કહીએ ? બે દિવસ થયા મેં તમારા ભાઇનું મોં સરખુંએ જોયું નથી. તમે જરા બાને અને દાદીમાને કહોને કે, 'હું ને મારાં ભાભી બે કલાક એમની સેવામાં બેસીએ અને તમે આરામ લો.' દાદીમા, બા, બાપાજી અને બીજાં સગાં ભરાયેલાં હોવાથી મારાથી ત્યાં શી રીતે

જવાય બહેન ? મને આજે બહુજ અકળામણ થઈ આવી છે. તમે તમારા વીરાનું મોં જોવાની મને ગમે તેમ કરીને આજ ગોઠવણ કરી આપો. તમે શું જાણો છો ? મેં ગઇ કાલનું અન્ન પણ લીધું નથી મારો જીવ ઘુંટાઇ જાય છે બહેની !' આમ કહી નણંદની કોટે વળગી ગુલાબવહુ હૈયાફાટ રડી પડી.

નણંદ પણ ભોજાઈના સાથે રડી પડી. બેઉ જણ રડી રડીને થાકી ગયાં. ગુલાબવહુ તો નિઃસત્ત્વ થઈ ગઇ હોય તેમ તકિયાપર ઢળી પડી. ગજરીએ ડુસકાં લેતાં લેતાં પોતાની ઓઢણીને પાલવે તેનાં આંસુ લૂછતાં લૂછતાં કહ્યું કે, 'ભાભી ! આમ છેક નાના છોકરાંની માફક શું કરતાં હશો ? કાલે મારા ભાઈ સાજા થઇ જશે. ઘરડાં માબાપની અને અશરણ જેવાં આપણી દૈવને જરૂર દયા આવશે. તમારું ભાગ્ય ભાભી ! એવું નથી. તમારી કાંતિ અને સૌભાગ્યના તેજનો લખલખાટ અમને તમારા લલાટ પર ભાનનું જીવન દેખાડે છે. અને તમેજ પાછાં હિમ્મત હારી જઇ અમને શા માટે રડાવો છો ? બે દિવસ થયા ભાઇને ઠીક છે. તમને જોઈ એમનો જીવ દુભાય તેથી તમને ત્યાં આવવા દીધાં નથી, એમ મને જણાયું છે, તેમ છતાં ચાલો હું દાદીમા અને બાને કહું છું કે 'મને અને ભાભીને ભાઇની પાસે બેસવા દો અને તમો થોડીવાર આરામ લો.' શું તેઓ નથી સમજતાં ? સૌ સમજે છે. અહિંના લોક ન સમજે, પરંતુ મેં કહ્યું તેવજ કંઇ કારણથી તેઓ તમને દૂર રાખે છે.' આમ કહી ઉઠીને તે પાણી લઇ આવી. ભોજાઇને પાણી પાઇ તેનું આશ્વાસન કર્યું અને વળી બોલી કે 'ભાઇને શું છે ? મારા પિતાજીનાં પુણ્ય કદીએ આડે આવ્યા વગર રહેશે નહિ. દાદીમાનું મન જરાએ ડરતું નથી. એ તો બાપાજી તમારી માફક જ્યારે જ્યારે ઢીલા થઇ જાય છે ત્યારે ત્યારે એમજ કહે છે કે, **नहि कल्याणकृत कश्चित् दुर्गतिं तातगच्छति** હું પણ તમને એમજ કહું છું, ભાભી ! તમારું સૌભાગ્ય તપે છે અને ઇશ્વર ઉપર વિશ્વાસ રાખો. દરદ ભયંકર છે અને ભાભી ! તમે કાં નથી જાણતાં કે, 'આવે ઘોડાને વેગે ને જાય કીડીને વેગે.' હવે વળતાં પાણી થયાં છે એમ જોવા

આવનાર સૌ કોઇ કહે છે માટે ધીરજ રાખો. ચાલો આપણે નીચે જઇએ. હમણાંજ ચાલો હું તમને મારા ભાઇ આગળ લઇ જાઉં.'

નણંદ ભોજાઇ આંખો લૂછી નીચે આવ્યાં ત્યારે તેમની નજીકનાં બે ત્રણ સગાં જોઇને તરતજ પાછાં ફરતાં હતાં. તેમને વળાવવા મંછામા અને રામચંદ્ર બહાર નીકળ્યાં હતાં. ભોજાઈના હૈડાફાટ રોવાથી ગજરી દયાર્દ્ર થઇ ગઇ હતી. તે પોતાની જનેતાની પાસે જઇ બોલી કે 'બા ! તને તે હું શું કહું ? તું પણ કંઈ સમજતી નથી ? બે દિવસ થયા મારાં ભાભીએ ભાઈનું મોં સરખુંએ જોયું નથી અને ભાં જોયું નથી ત્યારે અન્ને બોઇ અડકાડયું નથી. દાદીમાને અને બાપાજીને તું એટલુંએ ના કહે કે, તેઓ થોડીવાર આરામ લે અને અમે ભાઇની સેવામાં બેસીએ. જા, હવે તું બહાર જાઇ દાદીમા અને મારા પિતાજીને જરા બીજા ઓરડામાં આરામ લેવાનું કહે' બારણા તરફ જઇ 'આવો ભાભી ! આપણે અહિં બેસીએ.' એમ કહી ગજરી તેની ભોજાઇને અંદર બોલાવી ગઈ અને જેકોરશેઠાણી પછી બહાર ગયાં.

ચંદુલાલ બીજી તરફ પાસું ફેરવી પલંગમાં સુતેલો હતો. ગુલાબ અંદર આવીને જે તરફ તેનું મોં હતું તે તરફ ઉભી રહી, પરંતુ તેની આંખો આંસુએ ભરાઇ ગઇ હતી તેથી તરત કંઇ બોલી શકી નહિ. તેના પગ આગળ પલંગને અઢેલી ઉભી રહી. પાલવથી આંસુ લૂછી નાંખી જરાક આગળ વધી પણ ચંદુલાલની આંખો મીચેલી હતી એટલે કોણી પલંગપર મૂકી એક પાસું નીચું નમાવી તેના મુખ સામું જોતી ઉભી. ગજરી બારણાને આડું કરી ચંદુલાલની જે તરફ પીઠ હતી તે તરફ પડેલી ખુરસી ઉપર બેઠી. ચંદુલાલના મુખ સામે ગુલાબનું મુખ હતું અને તેની આંખોમાંથી ટળક ટળક આંસુ પડયા કરતાં હતાં. ગજરીની આંખમાં તે જોઇને આંસુ ભરાયાં પણ હિમ્મત રાખી તે ધીરે રહીને બોલી કે, 'ભાભી, ગુલાબભાભી ! આમ કરવાને વાસ્તે અને ભાઇના જીવને દુઃખ કરવાને માટે આપણે અહિં આવ્યાં છીએ ? આંખો લૂછી નાંખો અને ખુરસી ઉપર બેસો. જુઓ જાગે છે કે નહિ ?'

'ક્યાં છે તમારા એ ભાઈ? એકવાર આંખ ઉઘાડીને તરત મીંચી દીધી. ગજરાબા! કોણ કહે છે કે, સારું છે?' મને જુએ અને સારું હોય અથવા મને ઓળખી હોય તો આંખ મીચે કે? કદી નહિ. ગજરાબા! તમારા એ ભાઈ તો ઈશ્વર આપણી સામું જુએ ત્યારેજ, એમ જાણજો. જુઓ, તમે બોલાવો જોઈએ. તમને ઓળખે છે કે નહિ?' ગુલાબે ગળગળા ધીરા સ્વરે આમ કહ્યું એટલે ગજરીએ ભાઈની પીઠ પરથી મસ્તક ઉપર જરા નીચાં નમી કપાળે હાથ ફેરવતાં ફેરવતાં કહ્યું કે 'ભાઈ! મોટા ભાઈ! આ જુઓને મારાં ભાભી તમને બોલાવે છે? ક્યારનાં રડે છે અને તમે આંખે ઉઘાડતા નથી?' આટલું કહેતાં કહેતાં તો તેણે રડી દીધું. ગુલાબની આંખોમાંથી પણ પાછાં આંસુ પડવા માંડયાં. ચંદુલાલ જરા સળવળ્યો. આંખ સહેજસાજ ઉઘાડી પણ ગજરીને કે ગુલાબને ઓળખ્યાં નહિ, પણ તેને પાસુ ફેરવવું હોય એમ તેમને સમજાયું. બેઉ નણંદ ભોજાઈએ આંસુ ભરેલી આંખે અને પાણી પાણી થઈ જતા ઢીલા મને હળવેથી તેને ચતો કર્યો. પાસાભેર થયા પછી તેની અનીચ્છા જણાતાં તેમણે તેને ચતોજ સુવા દીધો. ગુલાબે ઓઢવાનું પગથી તે છાતી લગી ઠીક કર્યું. પછી તેણે કપાળ ઉપર ધીરેધીરે પોતાનો હાથ ફેરવવા માંડયો. આટલું કર્યાનો થાક ઓછો થયા પછી તેણે આંખ ઉઘાડી એકવાર ગુલાબ સામું અને બીજીવાર ગજરી સામું જોઈ ટગરટગર ઉંચે જોવા માંડયું. તેની બેઉ બાજુએ બેઉ નણંદ ભોજાઈ પલંગ ઉપર તેની સામું જોઈ બેઠેલાં હતાં અને 'હમણાં કંઈક બોલશે?' એમ ધારતાં હતાં, પરંતુ બે ત્રણ મિનિટ થઈ ગઈ તોપણ ઉઘાડી આંખે સુતેલો હોવા છતાં પણ તે કશું બોલ્યો નહિ. ગજરીએ ફરીને તેની સામું જોઈ કહ્યું કે 'ભાઈ! જુઓને આ મારાં ભાભી તમને બોલાવે છે? કેમ બોલતા નથી? મોટાભાઈ! આ કોણ છે?'

નબળાઈ જેટલું આણવા દે તેટલું ઓછામાં ઓછું હાસ્ય મુખ ઉપર લાવી બહુજ ક્ષીણ અને ઉંડા ધીરા અવાજથી તે બોલ્યો કે, 'તારાં ભાભી. એમ કેમ પૂછે છે ગજરાબહેન? મેં ક્યારનીએ એને



'ગજરાબા મારા—તમારી ગરીબડી બોજાઈના અવિવેકને માફ કરજો' એમ ગાંડાની પેઠે બોલતી ગુલાબે ચંદુલાલની હડપચી ઉપર ચુંબન કર્યું. (ચિત્ર ૩ જુઓ.)

ઓળખી છે.' તેના મુખમાંથી આટલા બોલ નીકળતાંવાંતજ 'મને માફ કરજો, ગજરાબા ! મારા—તમારી ગરીબડી ભોજાઇના અવિવેકને માફ કરજો, માફ કરજો.' એમ ગાંડાની પેઠે બોલતી ગુલાબે પતિની હડપચી ઉપર ચુંબન લઇ કહ્યું કે, 'વહાલા ! વહાલા ! હવે નાથી નથી સહેવાતું ? હું અભાગિણી તમારી આ સ્થિતિ જોવાને કેમ જીવું છું ?' તમને દુઃખ દેઉં છું ને જાતે પણ દુઃખી થાઉં છું.' તે રડી પડી. મોઢું પાલવથી ઢાંકી દીધું અને રૂદનના જોરને દબાવવાથી મોટાં ડુસકાં લેતી ખરીને ખુરસીમાં બેસી ગઇ. ચંદુલાલે ગજરી સામું જોઈ ધીરેથી કહ્યું કે, 'બહેન ! તું કેમ આને કંઇ સમજાવતી નથી ? આ કેમ આમ રડે છે ? તેણે ગુલાબની તરફ નજર ફેરવી. ગજરી બોલી કે, 'ભાબી ! તમારે આમ કરવું હોય તો તો ચાલો બા બહાર. બાપાજી ને બા મને લડે તમે તો સમજતાંજ નથી. આ તો ભાઇની તબિયત સંભાળવાનું નહિ પણ સંતાપવાનું કામ કહેવાય ? આમ કરો ત્યારે તો મારાથી અહિં નહિ બેસાય. જુઓ, ભાઇને કપાળે પરસેવો થઇ આવ્યો અને ભ્રમર ઉપરની ચામડી ચઢી ગઈ. તેમને ખોટું લાગ્યું.' ગુલાબે મુખ લુછી ખુરસી ઉપરથી ઉઠી ચંદુલાલનું કપાળ લુછી નાંખ્યું અને હલકે હાથે પાલવથી પવન નાંખવા માંડયો. જરા આરામ લઇ એક બે વાર ભ્રમર સંકોચી ધીરેથી આંખ ઉઘાડી ગુલાબવહુ સામું જોઇ મુખ ઉપર ફરીને તેણે જરા હાસ્ય આણ્યું. બહેનની સામે જોયું અને ધીરેથી બોલ્યો કે, 'બહેન ગજરા ! તારી ભાભીને તું હિમ્મત આપતી નથી ? આ તો કેવીએ જાતનો મંદવાડ છે. હું દાક્તર છું પણ કંઈ સમજીજ શકતો નથી. જ્યારથી મને આ થયું છે ત્યારથી બીજું કંઈ નહિ પરંતુ એજ થયું છે કે, હું મારી સંપૂર્ણ સંજ્ઞામાં અને સ્વાસ્થ્યમાં આવી શકતો નથી. મારો જીવ જાણે ઉંડો ઉંડો ક્યાંનો ક્યાંહિં ઉતરી પડે છે અને બહારથી તમને ઉંઘતો હોઉં એવું લાગ્યા કરે છે. શું મારું મન ઠેકાણે નથી ? મને કંઇ રોગ છે ? લોકો અને દાક્તરો શું કહે છે ?' ચંદુલાલ આટલું બોલી થાકવાથી પાછો આંખ મીચી ગયો.

'સાંભળ્યું ભાભી ! ભાઈ બધું સમજે છે. બા, બાપાજી અને

દાદીમા સાથે એ શી વાત કરે ? આપણે બેઠાં હોઈએ તો એમને ગમે.' ગજરી આગળ બોલવા જતી હતી એટલામાં તેણે ફરીને આંખ ઉઘાડી ગુલાબને પૂછ્યું કે, તમને કેમ લાગે છે ?'

ગુલાબ હસી અને બોલી કે, 'તમને પહેલાંના કરતાં ઘણું સારું છે, પણ તમે બોલો ચાલો નહિ ત્યારે અમને ખોટું લાગેને ? તમે દાક્તર થઈ તમારો રોગ સમજતા નથી, તેમ તમને મુંબાઈથી જોઈ જનાર મોટા દાક્તરો પણ કંઈ સમજતા નથી અને 'ધીરે ધીરે સારું થશે' એવું કહે છે. સારું થતું નથી, તમે પોતે શુદ્ધિમાં રહેતા નથી અને કોઈ કોઈ વાર એવું એવું લવો છો કે, અમો ડરી જઈએ. અહિંના લોક વળગાટ જેવું કહે છે. બાપાજી જાણે નહિ તેમ તેનોએ ઘણાએ ઉપાય કર્યા. જપ કરાવ્યો, મંતરજંતર ને દોરાધાગા કર્યા પણ કશાની ટેકીજ લાગતી નથી, એ તે શું ? ગજરાબાને તમે પૂછો છો પણ લોને હુંજ કહું કે, તમારું મન ઠેકાણે નથી અને રોગે છે. તન મન સારાં હોય તે માણસ આમ પથારી વશ થઈ જાય કે ? પહેલાં તો કાંઈ દૂધ ફળ વગેરે કંઈકે લેતા, પણ હવે તો તેએ પરાણે લો છો ? પેટમાં કંઈ જાય નહિ એટલે શકિતએ શાની રહે અને મને કેમ ઉંડું ઉતરી જાય નહિ ?'

'ગજરાબહેન ! તારી ભાભી મને ઠપકો દે છે પરંતુ એણે મને ક્યારે ખવડાવ્યું ? અમસ્તીજ બોલે છેને ?' ચંદુલાલ હસ્યો.

'તમે કહો ત્યારે ખવડાવું. કેટલે મહીને આજ આટલું બોલ્યા. મને આજ કેવું સારું લાગ્યું. કહો તમારે શું ખાવું છે ?' ગુલાબે બધું દુઃખ ને શોક સંતાપ ભૂલી જઈ આનંદભેર તેને પૂછ્યું. પથ્ય હશે એવું સૌ મારે હાથે તૈયાર કરીશ અને મારે હાથેજ જમાડીશ. બોલો શું જમવું છે ?'

'હું ક્યારે રસોઈ જમું છું. મને ફળફળાદિ આપવામાં આવે છે માટે તે ખવડાવ. ખવડાવ્યાનો અર્થ એ કે, વહાલથી તું મને જે પથ્ય હોય તે મારી પાસે બેસી વાતચીત કરતી અને હસતી હસતી થોડે થોડે ખવડાવતી રહે. મને ઠપકો દે છે પણ તુંજ બધું ભૂલી જઈ

બહાવરી બની ગયેલી લાગે છેને ? માંદા માણસની પાસે બેસવું અને ગમતમાં તેને ખવડાવવું તથા તેના મનને આનંદ મળે એમ કરવું, એ તો વૈદકમાં મોટામાં મોટું ઔષધ કહેવાય છે. જેવું તને સારૂં લાગ્યું તેવું મને પણ આજ તમે બે જણ મારી પાસે બેઠાં છો તેથી સારું લાગે છે.' ચંદુલાલે મંદવાડમાં કદી પણ નહિ કરેલી એવી સારી રીતે વાતચીત કરી તેમને તંદુરસ્તીનો સુધારો અને હોંશિયારી દેખાડ્યાં. 'ગજરા અને તું જ્યારે મારી પાસે હો ત્યારે મને 'એટહોમ' લાગે છે તે શું તને ખબર નથી ? મુંબાઇના મારા અભ્યાસના દિવસો અને આપણી એ બધી ગમતો એટલામાંજ શું તું વિસરી ગઇ ?'

'વિસરી ગઇ એટલુંજ નહિ પરંતુ હું તો તમારા મંદવાડથી ઘેલીજ થઈ ગઈ છું. હું ક્યાં છું, શું કરું છું અને કેમ જીવું છું ! તેનુંએ મને ભાન નથી. બોલો હવે તમને શું ખવડાવું ? બહુ બોલશો તો વળી પાછું થાકી જવાશે.'

'દરાખના બે દાણા લાવ.' ચંદુલાલે જરા થાકથી થરકતો જવાબ આપ્યો. ગુલાબ ઉઠીને લીલી દરાખનો દાબડો લઈ આવી, પણ ગજરીએ કહ્યું કે 'રહો ભાભી ! હું બાને પૂછી આવું ? લીલી દરાખ એમને નહિ ખવાડતાં હોય તો ?' હમણાં ફળફળાદિ ખવડાવે છે તે હું જોઉં છું બહેન !' ગુલાબે જવાબ દીધો અને એક બહુજ પાકેલી દરાખનો દાણો લઇ ચંદુલાલના મોંમાં આપ્યો. એક બે દાણા તેણે સારી રીતે ચૂસીને ખાધા પણ ત્રીજો દાણો ચૂસતાં શ્વાસના જોરદાર ખેંચાણને લીધે દરાખમાંનો ગરનો લોચો એકદમ તેના ગળામાં જતો રહ્યો. બોલવાથી દરાખ ચૂસવાથી અને આનંદથી ઉશ્કેરાયેલા તંતુઓના જોરથી થાકી ગયેલો દરદી ગરને ગળામાં ઉતારી કે બહાર કાઢી શક્યો નહિ. એકદમ શ્વાસ રુંધાવા લાગ્યો. તેણે આંખો ચઢાવી દીધી. ગુલાબ અને ગજરી ગભરાઈ ગયાં અને 'બા ! બા !' એમ કહી મોટેથી ગજરીએ બે ત્રણ બૂમ પાડવાથી જેકોરશેઠાણી અને રામચંદ્ર હાંફળાં-ફાંફળાં અંદર દોડી આવ્યાં. ચંદુલાલ રુંધાઇ જતો, બહેબાકળો કપાળે પસીનો આવી ગયેલો અને ફાટી ગયેલી નિસ્તેજ આંખે ચતો સુતેલો

તેમને જણાયો. 'ગજરી શું થયું ? કેમ એકદમ આમ થયું ?' એવું પૂછતાં રામચંદ્રે ઓસીકા તળે હાથ ઘાલી તેને બેઠો કર્યો. ગુજરી જ ખવાણી પડી ગઇ ને પશ્ચાત્તાપ કરતી જરા દૂર જઇ ઉભી. જેકોર 'બાપાલયા ! બેટા, દીકરા ! ખમ્મા !' એમ મજેના લાડકા આશ્વાસક શબ્દો બોલતાં બોલતાં તેના પીઠે હાથ ફેરવવા લાગ્યાં.

---

## પ્રકરણ ૨૭ મું.

### તારા અને ચંદા.

'આવો, આવો, તારાગૌરી ! આજ ઘણે દહાડે તમે તો દેખાયાં. ચંદુલાલના સમાચાર પહેલાં મને કહો ? એ લોકોને આહંયા ગયાને બે મહીના થઇ ગયા. અરેરે ! મંદવાડ બહુ લંબાયો દેખું ! કંઇ મટવા ઉપર છે કે કેમ ?' ચંદાગૌરીએ ગુંથણની દડી અને સોય આરસપહાણના ટેબલ પર મૂકી છોકરાને તારાગૌરીની કેડમાંથી લઇ લેઇ બહુ આતુરતાથી આમ પ્રશ્ન કર્યો. તારાગૌરી કેશવચંદ્રની ખબર કાઢવાને અહિં આવી હતી. ચંદાગૌરીને 'લગન થાય તેમ છે કે નહિ ?' તે જાણવું હતું. ચંદુલાલ માંદો થઇ કાઠિયાવાડથી બારોબાર ખંભાત ગયો હતો તે આપણે જાણીએ છીએ. એને પેલી ભૂતડીની ઝપટ લાગી હતી અને તે દિવસથી તે અનિશ નબળો ને નબળોજ પડતો જતો હતો. તેના મંદવાડને લીધે લગન અટક્યું છે, એટલી ખબર તેને મળી હતી. તે પછી કંઈ સમાચાર મળ્યા ન હતા. હમણાં કેટલાક દિવસની લાગટ ચિંતા થયા પછી કેશવચંદ્રનો પત્ર મળ્યો હતો, પણ તેમાંની વાત દિલગીર થવા જેવી હતી. આવાં ઘણાંક કારણોને લીધે ચંદાગૌરી અને તારાગૌરીની આ મુલાકાત બેઉ બાજુએ અગત્ય ધરાવતી હતી. ગાદી ઉપર તારાગૌરી બેઠી અને ચંદાગૌરી, બીજો છોકરો જે ધીરેધીરે દાદર ચઢતો હતો તેને લેવા સામી ગઇ.

ઘણા દિવસથી તમારી પાસે આવવાનો વિચાર કરતી હતી પણ અવાતું ન હતું. છેલ્લા પંદર દિવસ થયાં એ ખંભાત ગયા હતા એટલે

મારાથી કહિંએ બહાર નીકળાતું નહિ. ગઇ કાલે સવારેજ એ આવ્યા. ચંદુભાઈની તબિયત પંદરેક દિવસ ઉપર વધારે બગડી ગયાનો તાર આવ્યો તેથી એ બેઠા હતા ત્યાંથી ઉઠીને એકદમ ત્યાં ગયા હતા. કહે છે કે, હવે તો સારું છે. ડીકાના ભાઈજી કહે છે કે, માંદગી શારીરિક રોગ કરતાં વળગાટ જેવી વધારે છે. દાક્તર અને વૈદો કંઈ ખાસ રોગ બતાવતા નથી, પણ એમ કહે છે કે, મગજ ઉપર કોઈ જાતની અસર થયેલી છે. 'જાણે એ ચંદુભાઈજ નહિં એમ એ તો કહે છે. મનનું ઠેકાણું નથી. ઘેનમાં પડેલા હોય તેમ સદા પડી રહે છે. ક્વચિત સારી વાતચીત કરે છે અને ક્વચિત્ શૂન્યમુન્ય પડી રહે છે. ખોરાક બિલકુલ લેવાતો નથી. શરીર ઘસાઇને હાડપિંજર જેવું થઇ ગયું છે. ડોસોડોસી દાદીમા અને ગુલાબ ભાભીજીની આંખોમાંથી કદીએ આંસુ સુકાતાં નથી. આવી ગમગીની અને મુશ્કેલીઓ વચ્ચે ભાભીજીને વળી સારો દહાડો છે. મંછામા બિચારાં બળાપો કરી કરીને મરી જાય છે. ચંદાગૌરા ! પૈસોએ રડયો કંઇ કામ લાગતો નથી. સુખ પૈસામાંએ નથી. સુખ તો માત્ર સારા સમધાત નસીબમાં છે. આમના કુટુંબ ઉપર ઓચિંતું દુઃખનું વાદળ ધસી પડ્યું તે દુસ્મનના હૃદયમાં પણ દયા ઉત્પન્ન કરે તેવું છે. ગજરાબાને પરણાવવાની કેવી કેવી હોંશ હતી. જેકોરબાને કેવો મજેનો ઝુલાણિયો વિવાહ કરવો હતો અને કેવો ઓરિયો લેવાને ગુલાબભાભીજી તલપી રહ્યાં હતાં. અરેરે ! બધુંએ અત્યારે તો ખાટું ઝેર જેવું થઇ ગયું છે.' તારાગૌરીએ આંખમાંથી આંસુ કાઢી ઉંડો નિઃશ્વાસ નાંખ્યો.

'શું કરીએ બહેન ! માણસનું ધાર્યું કંઇ થાય છે? આપણે માણસ તો અમસ્તાંજ અભિમાન કરીએ છીએ કે, ફલાણું તો મેં કર્યું અને ઢીંકણું તો ફલાણો કરશે. ઇશ્વરની ઇચ્છા વગર એક પાન પણ હાલતું નથી. ગુલાબને બિચારાંને અધરણીની કેટલી હોંશ અને તે આવી ત્યારે કેવો વખત ? અરેરે ! દૈવનેએ દયા આવે એવી વાત છે, પણ શું કરીએ ? એમાં માણસનો કંઇ ઉપાય છે ? હિંમત અને ધીરજ રાખી ઇશ્વર જે કરે તે સહન કરવું બીજું શું ?' ચંદાગૌરીએ તેને

આશ્વાસન આપતાં આ રીતે સમદુઃખતા દેખાડી.

'અલબત, આપણાથી જીવ બાળ્યા ઉપરાંત શું થઈ શકે ? પણ ચંદાબહેન ! એ કહેતા હતા કે, ઘરનાં બધાં માણસ એવાં કાયર અને શોકગ્રસ્ત થઇ ગયાં છે કે, જાણે એ સુખી અને આનંદી કુટુંબજ નહિ. જેકોરબાએ બહુ આગ્રહથી મને ત્યાં તેડાવી છે. ઘરમાંથી એ આવ્યા ત્યારના કહે છે કે, 'ગમે તેમ થાય પણ તું જા. સ્નેહીઓના દુઃખમાં ભાગ લેવો એ સ્નેહીનો ધર્મ છે, અને અત્યારે તેમને સહાય કરવાની બહુ જરૂર છે. તું જઇશ તો ગુલાબભાભીને આશ્વાસન લેવાનું સ્થાન થઇ પડીશ.' મારે આ બે છોકરાં લઇને જવું એટલે તેમને સહાય કરવાની તો રહી પરંતુ સામી પીડા ઉત્પન્ન કરનારી થઇ પડું, તેથી મારું મન મને ના કહે છે. શું કરવું, તે કંઇ મને સુઝતું નથી.'

'કીકાના બાપ કહે છે તે યોગ્ય છે. છોકરાં તો સૌને ઘડીવાર ગમત રૂપ થઇ પડશે, એમાં પીડા શાની છે ? તમે ગુલાબબહેનને વાત કરવા અને દુઃખ ભાર ઓછો કરવાને ઉપયોગી થઇ પડશો, માટે હું પણ તમને સલાહ આપું છું કે, જાઓ. આવા વખતમાં તમ જેવાં સ્નેહીઓ પાસે હોય એ મોટું આશ્વાસન કહેવાય, જરૂર જાઓ.'

ચંદાગૌરીએ ધાટીને બોલાવી છોકરાંને માટે ખાવાનું મંગાવ્યું અને ચા મૂકવાનીતૈયારી કરવા માંડી. તારાગૌરીએ ઉઠી ચંદા જે ગુંથણુ ગુંથતી હતી તે જોયું અને છોકરાંને છબિઓ વગેરે દેખાડી દિવાનખાનામાં રમતે વળગાડયાં. દિવાનખાનું બે ઓરડી વગેરે જોયું. આમ તેમ ડોકિયું કરી તે બોલી કે, 'ચંદાબહેન ! તમારૂં ઘર તો સારું છે, એકલાંનેએ ગમે. મોટા લોકનાં ઘર હોય તેએ આવા મજેના રસ્તા ઉપર હોતાં નથી ? તમારા ઘરમાંથી તો બારીએ બેઠે બેઠે આખી મુંબાઇનું મોં જોવાય તેવું છે.'

'અમે તો મુંબાઇ આવ્યાં ત્યારનું આ ઘરજ રાખ્યું છે. આવી સારી વસ્તીમાં અને આવા મોટા જાહેર રસ્તા ઉપરના ઘરમાં રહેલાં એટલે હવે બીજે ઠેકાણે ગમે નહિ. આપણે કંઇ વાડી બંગલા રાખી શકીએ તેમ છે ?'

વાડીબંગલા આપણે શું કરવા છે ? એ તો વળી એવા એકાંતમાં હોય છે કે, જ્યાં આપણા જેવાંને તો ઘડીએ ગમે નહિ. વાલકેશ્વર અને મહાલક્ષ્મી તરફ બંગલાઓમાં દસ વાગ્યા પછી બિલકુલ ગમતું નથી. તે એવા એકાંત લાગે છે કે, જો ચાર પાંચ માણુસ ન હોઇએ તો બીક લાગે. મોંઘીબહેનનો બંગલો તમે નહિ જોયો હોય? બહુ વિશાળ અને મજેનો છે પણ મને તો ત્યાં બિલકુલ ગમતું નથી.' વસ્તીવાળા લત્તાનાં વખાણ કરતાં કરતાં તારાગૌરીએ તેની લોક સહવાસી ભાવના દેખાડી.

'એ તો હું ભૂલીજ ગઈ, તારાબહેન ! મોંઘીબહેન ઉપર ગુલાબનો કંઈ કાગળપત્તર આવે છે કે નહિ ? એમને તો બહુ જુનાં સહીપણાં છે ?'

'પહેલાં એકાદ કાગળ આવેલો, પરંતુ હમણાં લગભગ મહીનો થયો તેમની ઉપર પણ કાગળ આવ્યો નથી. મેં કહ્યું નહિ કે, એ તો આખું ઘર મોટા શોકસાગરમાં ડુબી ગયું છે અને કોઇ કોઇનું કોઇને કંઇ ભાનજ જાણે રહ્યું નથી.'

'એમણે ચંદુભાઇને જોવા જરૂર ખંભાત જઈ આવવું જોઇએ. એમના જેવા માણસને શી વિટંબના પડવાની છે ? ગુલાબબહેનને એ જાય તો કેવું સારું લાગે' ચંદ્રાગૌરીએ મોંઘીના બહેનપણાંની ટકોર કરી.

"ચંદ્રાબહેન ! મોટા લોકની પ્રીતિ અને સામાન્ય લોકની પ્રીતિમાં આમ મોટું અંતર જણાય છે. મોટા લોક તે લીલા વનના પોપટા કહેવાય. તેઓ હમેશ પોતાનું સુખ જુએ છે. રાજાઓ અને ધનાઢ્યોને પારકા દુઃખની ખબર પડતી નથી, તેમાં વળી મુંબાઇનો શેઠિયા વર્ગ તો વધારે લાડકો અને નાજુકાઈ કરનારો છે. મોંઘી-શેઠાણીની તબિયત વળી ઓર છે. ગુલાબભાભીજીનેજ એમની સાથે તો સહીપણાં રહે. મારા જેવીને તો એક ઘડીએ ગોઠે નહિ કાગળ-પત્તર લખે છે અને વીરચંદશેઠ જોઇતું કરતું મોકલાવી આપે છે ખરા છતાં જવા કરવાની વાત નહિ.'

ચંદાગૌરી જરા હસી વિચાર કરીને બોલી કે, 'જ્યાં સ્નેહ છે ત્યાં માણસ આગ ઉપર પણ ચાલ્યું જાય. જેની સાથે બાળપણથી સ્નેહભાવ હોય તેની ઉપર દુઃખ આવે ત્યારે અવશ્ય સમદુઃખતા આવવી જોઇએ. જો સમદુઃખતા ન હોય તો સ્નેહ કૃત્રિમ કહેવાય. મોંઘીબહેનનો વાંક નથી. એ ધનનો અને આ નગરના વાતાવરણનો દોષ છે. અહિં સ્વાર્થ અને સુખની પાછળ સૌ દોડયા કરે છે અને તેના અંગના અવગુણો અને દોષો પણ જ્યાં ત્યાં બધે જોવામાં આવે છે. શેઠિયા લોકને બહાર નીકળતાં વિચાર પડે છે એટલે મોંઘીબહેનથી નહિ જવાતું હોય. નાતજાત જુદી અને બીજી કેટલીક રીતભાતમાં પણ ફેર, એટલે એમને ફાવે નહિ એ પણ સ્વાભાવિક છે. કાગળપત્તર લખે છે અને જોઈતું કરતું મોકલી આપે છે, એ ખુશી થવા જેવું છે.'

'ના સમદુઃખતા પણ છે. ઘણી વાર મારી આગળ તેઓ ખબર પૂછતાં પૂછતાં રોઇ જાય છે. બીજાને માટે તો કોણ જાણે? પણ ગુલાબભાભીજીને માટે તો તેમના મનમાં ઉંડી લાગણી છે. જતા પહેલાં હું મળવા જવાની છું અને કદાપિ મારી સાથે આવે તો આવે? કારણ કે, એકવાર એમ કહેતા હતાં કે, તમારા જેવું કોઇ જતું હોય તો હુંએ ગુલાબને મળવા આવું.'

ચંદાગૌરી–એ આવે તો તમને પણ ઠીક પડે. એ તો રસ્તાનો સારો બંદોબસ્ત અને સગવડ કરાવ્યા વગર આવેજ નહિ. મારે કહેવું જોઇએ નહિ, તોપણ કહું છું કે, તમે એમને આગ્રહ કરીને તેડી જાઓ. ગુલાબને આવે વખતે એમણે મળવું જોઇએ. તારાબહેન! મારી તરફથી ગુલાબને તમે આશ્વાસન આપજો અને ગજરાને ઘણું ઘણું કરીને બોલાવજો. પહેલાં એકવાર તેમનો કાગળ આવ્યો હતો પરંતુ પછી એ પણ મૌન થઇ ગયાં છે. એમને કહેજો કે, હું કોઈ વાત વિસરી ગઈ નથી અને કાગળ લખતાં રહે.'

તારા–ચંદાબહેન! કેશવચંદ્ર કયાં છે? મેં કંઇ વિચિત્ર વાત સાંભળી છે. ડહાયો, ભણેલોગણેલો અને ફરેલ માણસ એવું તો સાહસ ન કરે?'

ચંદાગૌરી આનો ઉત્તર આપ્યા પહેલાં વિચારમાં પડી. જાણે રસોડા તરફ મન હોય તેમ કરી એકાદ મિનિટ અવકાશ લીધો પણ શું ઉત્તર આપવો, તે ઝટ સૂઝ્યું નહિ. તારાગૌરી ખંભાત જનાર છે અને ચંદુલાલના મંદવાડનું મહા ભયંકર વાદળ કુટુંબ ઉપર તૂટી પડવાને ટમટમી રહેલું છે, તેવે વખતે કેશવચંદ્ર કયાંહિં ચાલ્યા ગયા છે, એવું એ લોકોના જાણવામાં આવે તો મોટો ગજબ ગુજરે એવા વિચાર કરી તે બોલી કે, 'હાં, તારાબહેન! તમે શું કેશવચંદ્ર સંબંધી પૂછ્યું? તમે એમને માટે વિચિત્ર જેવું શું સાંભળ્યું! કહો તો ખરાં?'

તારા ભોળી અને ખુલ્લા દિલની સ્ત્રી હતી. તે જરા પણ નહિ અચકાતાં બોલી કે, 'મેં સાંભળ્યું છે કે, કેશવચંદ્ર તેમને ઘેરથી કોઈ નહિ જણાયેલા સ્થાન તરફ ચાલી ગયા છે. તેમને ઘેર તેમના પત્તાંનો કાગળપત્તર નથી. તેમનાં માબાપ ચિંતા કરે છે અને એક બીજી કન્યાવાળા જેમને એમના પિતાએ હા કહેલી, તે અહિં તજવીજ કરે છે, એવું મેં સાંભળ્યું છે.'

ચંદાગૌરી-કેશવચંદ્રના કાગળો અમારી ઉપર તો આવે છે. એ કંઈ તપાસ કરવી પડે તેમ કહિં નાસી ગયા નથી, પરંતુ અનુભવ લેવા અને અભ્યાસના કંટાળામાંથી છૂટવા તેથી ગમત મેળવવાને મુસાફરીએ નીકળી પડ્યા છે. અતેરું એ છે કે તેઓ પત્ર લખે છે પણ આપણને પત્ર લખવા જેવા પોતાનો પત્તો મોકલાવતા નથી. જાનીવાળાઓને ઉડાવવાને માટે કાં એમ ન કર્યું હોય? તમે આવી કશી વાત ત્યાં કરતાં નહિ. એમને ઘામાં લુણ જેવું લાગશે ગજરા તો બિચારાં ઘેલાં થઇ જશે. આશાભર્યાં તે બિચારાં! અત્યારે તો કયારનાંએ લગન થઇ ગયાં હોત. માણસ શું ધારે છે અને ઈશ્વર શું કરે છે? તારાબહેન! એ સંબંધી ઓઠ પણ હલાવો તો તમને મારા સમ છે.'

તારા–પણ એ શું? એમના જેવો ભણેલોગણેલો અને ડાહ્યો માણસ પોતાનાં માબાપ કે તમારા જેવાં અંગત સ્નેહીઓને પણ

કંઈ જણાવ્યા વગર ગમે ત્યાં ફર્યા કરે તે શું ઠીક ? અમારાં જેઠાણીઆ બિચારાં જાણે કે, આ શી વાત તે જમાઇ ! કાઠિયાવાડ ગુલાબભાભીનું જુવારું જોવા ગયા ત્યાંથી એ લોકોને ખંભાત તરફ મૂકી ગયા અને ઓચિંતું એ શું સૂઝયું ? તમે ગમે તેમ કહો પણ મેં તો સાંભળ્યું છે કે, ' બાવો થઇને ચાલ્યા ગયા. '

ચંદાગૌરી ખડખડાટ હસીને બોલી કે, ' અહો ! રડયા લોક શું કરે છે ? કહેવત છે તે ખોટી નહિ કે, ભોંયરામાં પેસીને નાચીએ તોપણ જગત જાણે ! બાવો થયા હશે તોપણ તમારે તો અભિમાન લેવાનું છે ? '

તારા—એમ કેમ ?

ચંદા—એમ કે તમારાં નણંદની મોહિની એવી કે, નાસીપાસીમાં એમણે ગજરાને માટે ભેખ લીધો ! તારાબહેન ! ' જગતને મોઢે કંઇ ઢાંકણું છે,' તે તો ગમે તેમ બોલે, તમે કશી ચિંતા કરશો નહિ. આ વાદળ ઉતરી જશે એટલે એક સપાટામાં હું જ્યાં હશે ત્યાંથી એમને અહિં બોલાવરાવી ગજરાની સાથે ગુંથી દઇશ. ત્યાં તો આવો ગપાટો નહિ ગયો હોય પણ કદાપિ ગયો હોય અને કોઈ કદાપિ તમને કંઇ પૂછે તો તમે મારા ઉપર વિશ્વાસ રાખી તેમને ધીરજ આપજો. '

તારા—મેં તો જીવ બળે છે તેથી પૂછ્યું, અત્યારે ત્યાં એવી વાત જાય પણ નહિ અને કોઇ કંઇ પૂછે પણ નહિ. મેં તમને કહ્યું નહિ કે અમારાં જેઠાણીઆને તમારો અને એમની ઉપર સંપૂર્ણ વિશ્વાસ છે, પણ આવા ડહાયા માણસને આ શું સૂઝયું ? '

ચંદા—કંઇ ખરાબ સૂઝયું નથી, એ તો ઘણાં વર્ષો થયાં એકલા સાદા વેષે દેશમાં ફરવા ઇચ્છતા હતા. હું ધારું છું કે, એજ વિચારે તે ગામડાનો ગરીબ લોકનો અને બીજો અનુભવ લેવાને નીકળી પડયા છે. કંટાળશે એટલે એમની મેળે પાછા ફરશે. એમને કંઇ દુઃખ નથી જે આવા કે જોગીજતી થઇ જવું પડે ? એમને તો પરણીને સંસારના લહાવા લેવા છે. તમને શી ખબર ! એ તો સંસાર પાછળ ગાંડા થઇ જાય એવા અરે ! હજારોને બાવા કરે તેવા છે. '

તારા—સંસારના હોંશી છે અને અલબત સંસારનો હોંશી માણસ સંસારનો ત્યાગ કરી શકેજ નહિ. ગુલાબભાભી કહેતાં હતાં કે, 'કેશવચંદ્ર બહુ કુટુંબવત્સલ સંસારના લહાવાના સુખાભિલાષી છે. કહે છે કે, અભ્યાસમાંથી નિવૃત્ત હોય ત્યારે કેવી સંસારની ગમતી વાતો કરે અને જરા પણ અલડાઇ વગર સૌ સાથે હળીમળીને વર્તે. એકલશૃંગી જેવા જરાએ નથી. ચંદાબહેન ! તમને તો એમનો બહુ પરિચય હશે. તમે શું ધારો છો?'

ચંદાગૌરી—હું તો મારે ઘેર આવી ત્યારના એમને મારા સગા દિયેરની માફક મારા ઘરમાં જોઉં છું અને મને જ્યારે ખાતરી છે ત્યારેજ મેં ગજરા ને ગુલાબબહેનને વિશ્વાસ આપ્યો છે. કેસુભાઇને માટે કોઈ ગમે તે કહે પણ હું માનુંજ નહિ. ગજરા તો સુધરેલાં ગૃહસ્થ માબાપનાં અનુકૂલ કન્યા છે, પરંતુ એક સાધારણ કન્યા સાથે પણ એમની ગોઠવણ કરી હોય તોપણ એમનાથી ઘમને ના કહેવાય નહિ. એમનામાં જે ઉંચા ગુણો છે તે તો જ્યારે તમે બધાં એમના સહવાસમાં આવશો ત્યારેજ જાણશો. 'શીલ એ મનુષ્યમાં દેવત્વ છે' અને શીલ તો એમના જેવું મેં બીજે કોઇ ઠેકાણે અદ્યાપિ લગી જોયુંજ નથી. દેખીતા વાઘ જેવા છે પણ સ્નેહીઓ ઓળખી ાં અને વડીલો આગળ બકરી જેવા છે. ઘરનાંથી તો કાચે તાંતણે તણાયા આવે એવા નમ્ર અને સીધા સ્વભાવના છે. આ જે કંઈ વાત બહાર આવી છે કે, 'તે બહાર નીકળી ગયા છે' એમાં પણ કંઇક મર્મ હશે સો ગળણે ગળીને પાણી પીએ એવો ભણેલોગણેલો સુશીલ માણસ જંગલી ઓથડ માણસોના જેવું કાર્ય કરે નહિ અને તે મારા જેવી જાણકાર માને પણ ખરી કે? તારાબહેન ! મનુષ્ય માત્રનો એ તો સ્વભાવજ છે કે, તે બીજાને પોતાના જેવું માને. આપણા લોકમાં કહેવત છે કે, 'પોતે જેવું હોય તેવું તે દેખે છે.' જે લોક નાસી જાય સંસારને છોડી દે અને તેફાન કરે તે લોક બધા જગતને તેવું માને. 'સારો જગતને સારું દેખે અને નઠારો નઠારું દેખે.' વાતો કરનાર જેવા સ્વભાવનાં હશે તેવાં અનુમાનો કરી તેવાંજ ગુબ્બારો ઉડાડતાં હશે, પણ હું ફરીને

તમને ખાતરી આપું છું કે, કેસુભાઇને માટે એવું તેવું કંઈ પણ તમે માનશો નહિ, વળી ખંભાતમાં એવી તેવી કશી વાતચાત પણ કરશો નહિ. હમણાં જે વાદળ ઘેરાયેલું છે તેને ઉતરી જવા દો તે પછીની વાત પછી છે.'

આમ વાત ચાલતી હતી એટલામાં બહારથી રસિકલાલ આવ્યો. તારા ને ચંદાગૌરી ઉભાં થયાં અને માણસે આવીને કહ્યું કે, 'ચા તૈયાર થઈ ગઇ છે.'

'શું મારી રાહ જોતાં હતાં ?' રસિકલાલે કોટ ઉતારી ટેબલ ઉપરથી પંખો લેતાં લેતાં સવાલ કર્યો.

'રાહ જોતાં ન હતાં, પરંતુ વખત થઈ ગયેલો હોવાથી 'હવે હમણાં આવશે' એમ ધારી હું જરા રસળાવતી હતી. ચાલો તારા-બહેન! આપણે આપણા ખંડમાં.' આમ કહી ચંદાગૌરી આગળ થઇ અને રસિકલાલ ખુરસી ઉપર બેઠો. સ્ત્રીઓવાળા ખંડમાં જઇ ચંદા-ગૌરી અને તારાએ દિવાનખાનામાં ચા મોકલાવી પોતે અને છોકરાએ પીધી. બાદ થોડીવારે તારા ઉઠી અને ના ના કહેતા છતાં ચંદાગૌરીએ તેને ઘેર પહોંચાડી આવવા ધારીને સાથે મોકલ્યા.



## પ્રકરણ ૨૮ મું.



### પગરસ્તાનો પ્રવાસ.

સંધ્યાકાળ થયો હતો, દિશાઓમાંથી ચારે તરફ અંધારું ફેલાઇ જતું હતું અને કહિંક ડુંગરાળ તથા કહિંક ખીણવાળા ઉખળ પ્રદેશમાંથી પાંચ સાત મુસાફરો કોઈક ગામ પહોંચી જવાને પગ ઠામીને પંથ કરતા હતા, તેઓ કહિં ટેકરા ઉપર ચઢતા અને કહિંક ઉંડી ખીણમાં ઉતરતા હતા. માર્ગથી તેઓ બહુ ભોમિયા ન હતા, પરંતુ ગાડાં અને પગરવટને રસ્તે કોઇક ગામ આવશે, એમ ધારી સીધે રસ્તે ચાલ્યા જતા હતા. પાછલું ગામ છોડયાને ઘણો વખત થઇ ગયો હતો અને માર્ગમાં એકાદ બે માણસ સામાં મળ્યાં તેમણે 'બે ગાઉ ઉપર

ગામ છે' એમ કહેલું તેના સરતે 'ગામ હવે નજીકજ હશે' એવી ઉમે-માં ઉતાવળે ચાલતા હતા. પાતાળમાં ઉતરતાં હોય એવી ઉંડી નાનો નદીઓના નીચા ઢોળાવ ઉતરતાં અને સ્વર્ગમાં ચઢતાં હોય તેવા સામેના ઉભેડુ ઢોળાવ ચઢતાં તેઓ એક બીજાથી કદી કદી થોડે છેટે પડી જતાં પરંતુ થોડા પણ સાથીપણાના સ્નેહથી પાછાં ઉભાં રહેતાં. એક બીજાનો હાથ ઝાલીને મદદ કરતાં અને 'હવે ઝાઝું દૂર નહિ હોય' એવાં એક બીજાને આશ્વાસન આપતાં એક કુટુંબના માણસોની માફક માર્ગ ક્રમણ કરતાં હતાં. આ મુસાફરોમાં એક ડોસાડોસી તેમની એક જુવાન છોકરી, એક ભરવાડ, એક કાવડિયો બાવો અને એક જુવાન પુરુષ એટલાં જણ હતાં. ચાલતા ચાલતાં બાવાજી રામધુન ચાલુ રાખતા અને વારંવાર ભરવાડને હોકારી હોકારી સૌની સાથે રહેવાને સમજાવ્યા કરતા, કારણ કે. તેઓમાં એજ એકલો એવો માણસ હતો, જે ભયમાં કમ આવે. ડોસોડોસી થાકી જતાં તો તેમનો બાવાજી હાથ ઝાલતા અને ભરવાડ પાસે પણ ઝલાવતા. નદી આવે તો લાકડી નાંખી પાણી માપાવવા માટે તેને પોતાની આગળ ચલાવતા હતા.

અંધારું થયું, સામે ગામનું પાદર જણાયું, પરંતુ વચમાં એક આગીજ ઉંડી નદી ઉતરવાનું આવ્યું ત્યારે ડોસાડોસીની હિમ્મત જતી રહી. નદીમાં ઉતરવાનો અને ચઢવાનો ઢોળાવ આગલા દેખાવાને વિસરાવે એવો ઉભેડું હતો. કિનારા ઉપરની ગીચ ઝાડીને લીધે નીચાણ ભાગી એટલું બધું અંધારું હતું કે કંઇ દેખાતુંજ ન હતું. જેમ તેમ કરીને થોડુંક ઉતર્યાં એટલામાં ડોસાનો પગ ખસવાથી તે નીચે પડી ગયો એક દડાની માફક તે ગડગડાટ કરતો નદીના પાણીમાં જઇ પડ્યા. ડોસો ગડબડી પડતાંચાંત તેના સાથે ૧ જુવાન હિમ્મતથી છાતીને વામા તરફ રાખી ઉતાવળે નીચે ઉતરી પડ્યો. બાવાજીએ ખુબ આ ને સૌને હિમ્મત આપી એટલુંજ નહિ, પરંતુ ભરવાડને ચઢાવી ડોસાની ટીંગાટોળી કરાવી લીધી. છોકરીની આંખમાં આંસુ આવી ગયાં તે રડવા લાગી પરંતુ બાવાજીએ હિમ્મત અને ધીરજ આપી તેને પોતાની સાથે

સાથે ચલાવી. ઉતરતો ઢોળાવ ઉતાવળે ઉતરાયો. સૌ પાણી નજીક આવી પહોંચ્યાં એટલે બાવાજીએ આનંદથી ' ગંગામૈયા ' ની જે બોલાવી.

બાવાજીની ' જે ' નો શીતારામની ' જે 'માં ઉપરથી જવાબ મળ્યો, એટલે ' હવે આવી પહોંચ્યાં ' એવો સૌને વિશ્વાસ વળ્યો. ડોસીએ અને છોકરીએ ડોસાને પંપાળી શરીરે હાથ ફેરવી પોટલીમાંથી કોરૂં ધોતિયું કાઢી પહેરાવ્યું. બાવાજીએ નદી ઉતરીને સ્નાન કર્યું, અને બહુ મોટા ડોળથી કાવડમાંના ઠાકોરજીને પણ ગંગાસ્નાન કરાવરાવ્યું. ભરવાડ અને પેલો જુવાન જેને આપણે હવે કેશવચંદ્ર તરીકે વાંચકને ઓળખાવીશું તે બાવાજીની રામધુનથી ખુશ થતા જોતા અને ભક્તિના લલકાર સાંભળતા ઉભા રહ્યા, પણ બાવાજીને તે લંબાવતા જોઈ પેલી છોકરીએ કહ્યું કે, ' હવે ચાલો. ઉતર્યા તેના કરતાં ચઢવાનું વધારે કઠણ છે અને વળી રાત પડી જઈ અંધારૂં થયું છે. ' ભરવાડે ઉતાવળ કરી એટલે બાવાજીએ કાવડ ખભે લીધી અને ભરવાડને ખૂબ ચઢાવી ડોસાને ઉચકી લેવરાવ્યો. બાવાજીની આ કળાથી કેશવચંદ્ર બહુ ખુશ થયો. ચઢતાં ચઢતાં બાવાજી તેને ઉત્તેજન આપતા અને કહેતા કે, ' જેનાં ધન્યભાગ્ય હોય તેને બ્રાહ્મણની સેવા કરવાનું મળે. શરી કીશનજી પોતે બ્રાહ્મણને ઉપાડીને ફરતા હતા. બલિરાજાએ વામનનો પગ છાતી ઉપર મુકાવ્યો હતો તે ઇંદ્ર થયો. ભરવાડો શરી કીશનજીના પિતરાઈઓ છે. ' બાવાજીની આવી વાક્ચાતુર્યથી બ્રાહ્મણનું તથા આખા સાથનું કામ ઉતાવળે સિદ્ધ થયું તેઓ સૌ સહીસલામત ગામના પાદરમાંના નદી કિનારા નજીકના એક રામજીમંદિરમાં આવી પહોંચ્યા.

ઉંચી ટેકરી ઉપર મંદિર હતું તેની આસપાસ વંડોવાળી વિશાળ જગા રોકેલી હતી. એક બાજુએ ઉંચા પરથાર ઉપર દેવમંદિર બાંધેલું હતું. બીજી તરફ કુવો અને નાનું શિવાલય હતું તથા વચમાં મોટા ચોરા જેવી અડાળીઓમાં બાવાઓ સાધુઓ અને વટેમાર્ગુઓને પડી રહેવાની એકાદ બે ઠેકાણે બંધ કરાય અને રંધાય એવી ઓરડીઓની ઓળ કાઢેલી હતી. વાડાની જોડે ગાયો અને ઘોડાં વગેરે બાંધવાનાં કોઢિયાં અને ઘાસ વગેરે ભરવાની ઓરડીઓ ઉતારેલી હતી. છુટા

ભાગમાં કહિંક પિંપળા, કહિંક લિંબડા, કહિંક તુલસીક્યારા અને કહિંક ફૂલઝાડોનાં જૂથ વગેરે હતું. જેવું મંદિર વિશાળ હતું તેવીજ તેમાં અલબત, વૈરાગીઓની અને સાધુઓની સારી વસ્તી પણ હતી. ગાયો વાછરડાં ઘોડાં વછેરાં વગેરે પ્રાણીઓ પણ અંદર પુષ્કળ હતાં. મંદિરની નજીક એક વિશાળ અડાળો ખાસ મંદિરના મહંતજી માટે હતી. તેમાં એક મોટી ધુણી ને ધુણીની નજીક માટીની ઓટલી–વેદિ ઉપર મૃગચર્મ અને વ્યાઘ્રચર્મથી શોભતી મહંતજીની ઉંચી ગાદી હતી. મહંતની ગાદીની આસપાસ કેટલાક વૈરાગીઓ ખાખીબાવાઓ અને વૃદ્ધ સાધુસંતોનાં ફાટચાંતૂટયાં આસનો પડેલાં હતાં. આપણા મુસાફરોનો સંઘ આ મંદિરમાં દાખલ થયો કે તરતજ એક વૈરાગીએ તેમને સારી પડાળી ઉતરવા માટે બતાવી. બાવાજી બાવા વૈરાગીઓવાળી બાજુએ ઉતર્યા અને વટેમાગુ તેમનાથી જરા દૂર એક રંધાય અને બંધ કરાય એવી કોટડીમાં જઇ ઉતર્યા. તેઓ હજી તો સ્વસ્થ થઇ બેઠાંએ ન હતાં, એટલામાં તેમને પડાળી બતાવનાર વૈરાગી તેમની પાસે આવ્યો અને બોલ્યો કે, ‘ મહંતજી આજ્ઞા કરતા હૈ કે પ્રસાદ કરનેકી ઇચ્છા હોય સો બોલ દો, ઔર જીસકું સીધા ચહીએ સો ભંડારીજીકી પાસસેં લેલો.’ મહંતજીની આ આજ્ઞા સાંભળી સૌને ખુશાલી થઇ. ત્યાગીઓની આ વ્યવસ્થા અને આતિથ્યનો ઉત્સાહ જોઇ કેશવચંદ્ર બહુજ પ્રસન્ન થયો. તે મનમાં બોલ્યો કે, ‘ ઓહો ! અન્નપૂર્ણ એવા આ આર્યાવર્તને બીજા દુકાળિયા દેશોથી કદી પણ પહોંચાવાનું નથી. પ્રજાને સુખી અને અન્નથી તૃપ્ત રાખવી એજ આર્યપ્રજા શાસકોનું મુખ્ય દૃષ્ટિબિંદુ હતું અને તે ગોઠવણ તેમણે સૌથી સરસ કરેલી છે. આપના ભોજનનું પણ બિલ કરનાર અન્નની ચોર પ્રજાને અન્નદાનનું મહત્ત્વ કેવી રીતે સમજાવાનું.’ પછી સૌની સાથે તે પણ મહંતનાં દર્શન કરવા ગયો. બાવાઓ સંતસાધુઓ અને સંસારી ભક્તજનોની આરતીનો વખત હોવાથી ત્યાં ભીડ થયેલી હતી.

કેશવચંદ્રને જન સ્વભાવ અને જગતનો અનુભવ લેવો હતો તેથી તે, જે જે કંઇ જોતો અને અનુભવતો તે સર્વે ઉપર વિચાર કરતો

અને પરદેશી આચારવિચારોને તુલનાત્મક દષ્ટિએ વિચારી તેમાંથી સાર શોધી કાઢતો હતો. બહુ બોલવામાં નહિ પરંતુ ધીરા શાણા સ્વભાવથી તે સૌ જોતા અને તટસ્થ રહીને જોવામાંથી તેને ઘણું ઘણું જાણવાનું મળતું હતું. રેલવેને નમસ્કાર કરી વગર પૈસે અને મુસાફરી માટે જોઇતાં સાધનો રાખ્યા વગર જ્યારથી મુસાફરી કરવા માંડી ત્યારથી આર્ય-પ્રજાના સંસારી જીવનમાં રહેલાં સત્ય શીલ ઉદારતા જનદયા બંધુભાવ ધર્મનીતિ અને કલ્યાણનાં તત્ત્વ સર્વત્ર તેના જોવામાં અને જાણવામાં આવતાં હતાં. ગામડાના ગરીબ અને અજ્ઞાન ખેડુત લોકના જીવનનો અનુભવ તેને થયો. ગામડિયા લોકની સાદી રહેણીકરણી જોવામાં આવી. સાદાં નિર્દોષ અને સંતોષી કુટુંબોમાં વ્યવહાર કેમ ચાલે છે, તે જણાયું અને સ્વાભાવિક રીતેજ દૈવી અને આસુરી વૃત્તિઓ જગતને કેવા રીતે આમતેમ વલોવતી રહે છે, તે પણ અનુભવમાં આવ્યું. આ સ્થાનમાં આજે વળી બાવા વૈરાગી ને સાધુસંતના સ્વભાવ તથા ચરિત જોવા જાણવાનો અનાયાસેજ અવકાશ આવી મળ્યો, તેથી પ્રાપ્ત પ્રસંગનો પૂર્ણ લાભ લેવાને મૌન રાખી તે તે સૌની હિલચાલ બારીક નજરે જોવા લાગ્યો.

મુસાફરો પેટની પૂજા કરી સાવધાન થઇ રાત ગાળવાને પોતપોતાની વ્યવસ્થા કરી શાંત થયા. બાવા વૈરાગીઓ ભજન કીર્તન કરતા બંધ પડ્યા અને હઠ યોગના અંગ રૂપ કેટલાક કઠણ વ્રતવાળા સાધુઓ પોતાની જગાએ તેની સાધનામાં પડ્યા. કેશવચંદ્ર ધોતિયું પાથરી રામદાસ નામના એક અતિ વૃદ્ધ સાધુની ધુણી આગળ જઇ સુતો. મંદિરમાં ઝાંખા દીવા બળતા હતા અને કહિં કહિં અડાળીઓમાં જુદા જુદા સાધુઓની ધુણીઓમાં અગ્નિ પણ ઝળકતો હતો. કૃષ્ણપક્ષ હોવાથી સઘળે અંધારૂં થઇ રહ્યું હતું. કેશવચંદ્ર સુતો પણ તેને ઝટ ઉંઘ આવી નહિ. હમેશની માફક સ્વસ્થ થતાં અને ચારે બાજુ નીરવતા ફેલાતાં તેના મનમાં આ નવા અનુભવના વિચારો આવવા માંડયા. 'બાવા સાધુ વેરાગી વગેરેનું મંડળ જનસમૂહ વચ્ચે લાભ કરતા છે કે નહિ?' તેનો વિચાર કરતાં એ સંસ્થાનું મૂળ, તેણે બજાવેલાં ધર્મનાં તત્ત્વ

લોકોપદેશનાં કાર્ય અને રાજ્યને સંકટને સમયે યુદ્ધમાં આપેલી મદદ વગેરે તેને યાદ આવ્યાં. એ સંસ્થામાં વધી પડેલી સંખ્યા, તેમની નિરુદ્યોગતાને લીધે પ્રજા ઉપર પડતો બોજો અને અજ્ઞાનને લીધે તેના અંતર્ગત હેતુના વિસ્મરણથી પ્રજાને થતી પીડા ઉપર તેણે વિચાર કર્યો. તે સંસ્થાની ધાર્મિક અને ઉપદેશાત્મક બાજુ તેને લોકોપકારક લાગી. તે પોતાના મનમાં બોલ્યો કે, 'અજ્ઞાનને લીધે આ લોકો બોજા રૂપ થઈ પડેલા છે, પરંતુ જો કોઈ ખંતી વિદ્વાન માણસ તેમનો 'કેસ' હાથમાં લે અને તેમને સદ્‌વિદ્યાનું દાન દે તો તેઓ લોકોને અત્યંત ઉપયોગી થઇ પડે. સંસારી માણસો કરતાં આવા સાધુસંતો ને વેરાગીઓ, કે જેમને બીજી કશી પંચાત કે ઉપાધિ હોત નથી તે, જ્ઞાનને માર્ગે બહુ સારી અને વિવિધ પ્રકારની દેશોન્નતિ ઉપજાવવાને સમર્થ થાય. ખ્રિસ્તી મિશનરીઓએ પોતાના ધર્મને અન યુરોપને દુનિયા ઉપર મોખરે આણવામાં જેટલું કાર્ય કર્યું છે તેટલું કાર્ય યુરોપનાં મોટાં મોટાં રાજ્યોનાં ખરચાળ સૈન્યોથી પણ થઇ શક્યું નથી. સૈનિકબળ લોહીની નદીઓ વહેવરાવ્યા પછી એક દેશને અથવા એક પ્રજાને પોતાના તાબામાં લઇ શકે છે, જ્યારે ઉપદેશકો લોકને ઉપકાર કરી સુધારી તથા જ્ઞાન આપી હસતા રમતા સહેજમાં પોતાને વશ કરી લે છે આગલા વખતના ઋષિમુનિઓ જેવાં લોકકલ્યાણનાં કામ કરી ગયા છે, તેવાંજ કામ આજ બાવા અને વેરાગીઓ પણ જો તેમને કેળવવામાં આવે તો કરે. ખોટ માત્ર એટલીજ છે કે, તેમને સન્માર્ગે ચઢાવનારાઓ બહાર આવ્યા નથી. સન્માર્ગના લાભો તેમને દેખાડવામાં આવ્યા નથી. જો આ લોકોને માટે જ્ઞાન આપનારી સંસ્થાઓ ઉભી કરવામાં આવે તો તે બહુજ થોડા ખર્ચે ચલાવાય. છોકરાઓ કરતાં સાધુ વેરાગીઓ બહુ સારો અને જન્મભરનો અભ્યાસ માથે લઇ શકે. ખાવાપીવાનું અને રહેવાનું હાલ તેમને મળે છે તેનાથી વધારે જ્ઞાન પ્રાપ્ત થતાં મળે અને પછી જીવન ગાળવાની ઓછી જરૂરિયાતવાળા આ લોકો પોતે કેળવાય અને પ્રજાના બાળકોને કેળવે તથા લોકોને ઉપદેશ આપે.

સરકાર અને જાહેર સંસ્થાઓ કરતાં પણ વધારે સારી રીતે આ લોકો કેળવણી આપનારી શાળાઓ અને પાઠશાળાઓ ચલાવી શકે. ઉંચી કેળવણી મળે એટલે તો તેઓ પોતે પણ પોતાની સમજથી તેને વધારે અને વધારે ખીલવે. સારા ભણેલા ત્યાગીઓ પ્રજાને લગતા જુદા જુદા પ્રશ્નોનો બોધ પ્રજાને લોકસેવક થનારાઓ કરતાં વધારે સારી રીતે આપી શકે. લોકસેવકોના ઉપદેશ કરતાં ત્યાગીઓનો ઉપદેશ લોકને રૂચે પણ વધારે. પૃથ્વીરાજના કાળમાં આ લોકોના સમૂહો એક મોટા 'સ્ટેન્ડિંગઆરમી'ની ગરજ સારતા હતા અને રાજાના નિયમિત સૈનિકો કરતાં પણ રણસંગ્રામમાં વધારે યશ મેળવી આપતા હતા. આવા વૈરાગીઓના હિંદુસ્તાનમાં હાલ હજારો મઠ છે. તેના મહંતોની આવક નાનાં નાનાં રજવાડાં કરતાં પણ કહિં કહિં વધારે હોય છે. સાંપ્રદાયિક સંસ્થાઓવાળા આચાર્યોની પાસે પુષ્કળ નાણાં હોય છે અને સેવકો તરફથી તેમને લાખો રૂપિયાની વાર્ષિક ઉપજ વગર કલેકટરે, વગર મહેતામુસદ્દીએ અને વગર ફરિયાદો કરવે હરહમેશ ઉપજતીજ રહે છે. આ લોકોને જ્ઞાન પ્રાપ્તિનો લાભ દેખાડી તે બાજુએ ખેંચવા, એ પણ વળી સહેલું છે, કારણ કે તેમના જીવનનો ઉદ્દેશજ જ્ઞાનપ્રાપ્તિનો છે. મહંતો અને આચાર્યોને કેળવણીની સંસ્થાઓ કાઢવાને ઉત્તેજિત કરવા જોઇએ, અને તેમ કરવું એ પણ કંઈ મુસ્કેલ નથી. ગાંજા ફુંકવો અને વસ્તી વચ્ચે રાત દહાડો કજીઆ કરવાં, તેના કરતાં જ્ઞાન પ્રાપ્ત કરવું અને દેશનું પ્રજાનું તથા પોતાનું કલ્યાણ સાધવું, એ કેળવણીનો રસ ચાખ્યા પછી એમને રુચે એવું છે. સાધુસંતોનો એક બીજો સ્વભાવ જેને આપણે હઠ કહીએ છીએ, તે અભ્યાસમાં તેમને બહુ ઉપયોગી થઇ પડે. ઉંધે માથે તપ કરવાં, એકાદ હાથ સુકાઈ જાય ત્યાં લગી ઉંચોજ રાખ્યા કરવો અને કદી બેસવુંજ નહિ, આવાં આવાં આકરાં તપ અને કઠણ વ્રત કરતાં જેઓ કદી પણ પાછા પડતા નથી તે જો એવીજ ખંત અને હઠથી અભ્યાસ પાછળ લાગે તો મોટાં મોટાં શાસ્ત્રોને પણ જિહ્વાગ્રે કરી નાંખે. મુસલમાનોમાં અને ખ્રિસ્તીઓમાં પણ સાધુસંતોજ મોટા વિદ્વાનો નીકળે છે. બુદ્ધ ધર્મના પ્રચાર દરમિયાન જ્ઞાન-

નૌકાનો સુકાન શ્રમણો અને ત્યાગીઓના હાથમાંજ હતો. અત્યારે પણ સંન્યાસીઓ ગૃહસ્થ પંડિતો કરતાં વધારે બાહોશ જોવામાં આવે છે, માટે બાવા વેરાગી, જોગીજતી અને સાધુસંતોને કેળવવાની સંસ્થાઓ ઉઘાડવાની આપણા દેશને બહુજ મોટી જરૂર છે.'

હિંદુસ્તાનને બોજા રૂપ થઇ પડેલા આવા બાવાવેરાગીઓ કેવી રીતે પ્રજાને ઉપયોગી બનાવાય, તે ઉપર વિચાર કરતો કરતો કેશવચંદ્ર નિદ્રાવશ થયો અને રામજીમંદિરની બીજી અડાળીઓમાં પણ સોપો પડ્યો. મહંતની ગાદીવાળી અડાળીમાં બે ઝાંખા ઝાંખા દીવા બળતા હતા અને કહિં કહિં વેરાગીઓની ધુણીઓમાંનાં ખોધાં ધુંધવાતાં ને ક્વચિત પવનને ફરૂકે જ્વાળાઓ કાઢતાં જણાતાં હતાં. કેશવચંદ્રના સાથીઓમાંનાં ડોસાડોસી અને તમની છોકરી એક ઓરડીનાં બારણાં આડાં કરી તેમાં સુતાં હતાં, અડબંગ જેવો પેલો ભરવાડ તેનાં બારણામાં ભર નિદ્રામાં ઘોરતો હતો. કાવડવાળા બાવાજી કાવડમાંના દેવ જે સોનાના હતા તે એક અંચળામાં બાંધી લંગોટે વિંટાળીને સુતા હતા, પરંતુ નિંદ્રાદેવીએ હજી તેમને આલિંગન આપ્યું ન હતું, કારણ કે, પ્રવાસ દરમિયાન તેમને પેલી બ્રાહ્મણ કન્યાએ મોહિની લગાડી હતી. તેને અદ્ધર ઉપાડવાની સંતલસ બાવાજીએ તેની સાથે કરી રાખી હતી. કેશવચંદ્રથી નહિ પરંતુ જડસા જેવા ભરવાડથી તેનું મન સમજાયું હતું. બાવાજીને પણ તેનો ભય હતો. 'ચોરનારની ચાર' એ કહેતી પ્રમાણે તેમ છતાં આજની રાતે કામ પાર પાડવાનો બાવાજીનો નિશ્ચય હતો અને અણુસમજુ પેલી જુવાન છોકરીએ પણ પોતાને મળતા પહેલાજ ગોગે માબાપના પિંજરામાંથી તેની સાથે ઉડી જવાનો ઠરાવ કરેલો હતો. જેમ બાવાજી જાગતા અને તેના આવ્યાના ગણુસારા સાંભળ્યા કરતા હતા, તેમ તે પણ માબાપને મરણોત્તર સ્થિતિએ પહોંચી ગયાની રાહ જોતી ખોટીજ નિદ્રાના ડોળમાં જાગતી પડી રહી હતી.

જેમ જેમ વખત વહેતો ગયો તેમ તેમ રાત્રિ વધારે શાંત અને માણસો વધારે ગાઢ નિદ્રામાં પડતાં ગયાં. બાવાજી કરેલા સંકેત પ્રમાણે

ખુંખારવા લાગ્યા. પેલી છોકરી સંકેત સમજી ગઈ અને સુતે સુતેજ તેણે બારણાને પગવતે અડધું ઉઘાડી નાંખ્યું. બારણું અરધું ઉઘડયું તેમ છતાં ડોસોડોસી સળવળ્યાં નહિ એટલે તેને હિમ્મત આવી. તે બેઠી થઇ અને બહાર જોયું તો ભરવાડને પણ લસલસાટ ઉંઘતો જોયો. તરતજ તે બહાર નીકળી અને અડાળીની પાછળ ગઇ. બાવાજી પણ બીજી તરફથી ફરે થઇ તેની પાછળ ગયા. તેમણે ધીરેથી થોડીક વાત કરી અને પછી બાવાજી રામજીમંદિરના કોટડા ઉપર ચઢયા. બાવાએ તેને ઉપર ખેંચી લઇ બીજી બાજુએ ઉતારી અને પોતે પણ કાવડ-બાવડ નહિ લેવા જતાં ઉતરી પડયો અને બેઉ જણુ ત્યાંથી ભાગી રાતે રસ્તે પડયાં. ઇશ્કનાં ઘેલાં માણુસ કંઇ જોતાં નથી. ઘરડાં માબાપને પેલી છોકરીએ અને સાધુત્વને બાવાજીએ સહેજ વારમાં છોડી દીધાં.

આમને ઓળખનારને રામજીમંદિરમાં કુદરતેજ ધારણુ મૂકયું હોય તેમ છેક મોડું પરોઢ થયું ત્યાં સુધી સૌ ઉંઘમાંજ પડી રહ્યાં. આગળ પાછળના પંથીઓ સળવળ્યા ત્યારે ભરવાડ ઉઠયો. તેણે બારણું ઉઘાડું જોઇ ડોસીને બોલાવી અને ડોસીએ છોકરીને બોલાવી પરંતુ કોણ હોય તે બોલે? ભરવાડ ચેતી ગયો. તે બાવાજીને જોવા ગયો તો તે પણુ મળે નહિ, માત્ર કાવડજ પડેલી. પાછા આવી ફરીને તેણે ડોસીને પૂછ્યું એટલે ડોસો પણ જાગ્યો અને બેઉએ તપાસ કરી તો ઘરેણાની પોટલી અને છોકરી બેઉ જણાયાં નહિ. ભડભડિયો ભરવાડ તેમને આમ તેમ વિચાર કરતાં જોઇ બોલી ઉઠયો કે, 'શું શોધો છો? બાવોએ નથી અને તમારી છોકરીએ નથી, એ તો બેઉ જણુ આપણુને સુતાં મૂકી જતાં રહ્યાં. તજવીજ કરવી હોય તો ચાલો હું સાથે આવું, વાર કરવામાં માલ નથી.'

'કોઇને પૂછો તો ખરા,' ડોસીએ જવાબ આપ્યો. ભરવાડ બોલ્યો કે 'પૂછવાનું કોને ને શું છે? પેલો બ્રાહ્મણનો છોકરો તો ઓ પેલી સામેની પડાળીમાં ઉંઘે.'

'ત્યારે એને ઉઠાડી લાવો, એ આપણુને મદદ કરે એવો સારો માણુસ છે. કયારનાં ગયાં હશે તે કોને ખબર? અરેરે! કપાળ ફૂટયું.'

આમ કહી ડોસાએ કઢાપાથી પોતાના કપાળ ઉપર હાથ પછાડયા. ડોસી પણ રોઇ ગઇ. ભરવાડ કેશવચંદ્ર પાસે ગયો. તેને ધીરે રહીને ઉઠાડયો અને કહ્યું કે, ‘ભાઇ! પેલાં ડોસાડોસીની છોકરીને લઇ બાવો નાસી ગયો છે. અમે એ લોકને શોધવા જઇએ છીએ તેમાં તમે કંઈ મદદ આપો તો સારું.’

કેશવચંદ્ર જેને બાવાજીની રામધુને ભોળવ્યો હતો તે તેનું આ પરાક્રમ સાંભળી આભોજ બના ગયો. તરત પાથરેલું ધોતીયું લઈ તે ઉભો થયો અને બોલ્યો કે, ‘અહિં કોઇને ખબર આપીશું કે એમને એમ જઇશું?’ વળી જરા વિચાર કરીને અને ‘જઈશું પણ કયાં? આપણે કયારે જાણીએ છીએ કે તે અમુક દિશાએ અને અમુક રસ્તે ગયાં છે?’

‘હોહા કરવાથી પોં ડોસાડોસીની ફજેતી થશે માટે એકવાર બહાર હિંડો ને પછી જેણી તરફ ઠીક લાગશે તેણી તરફ જઇશું.’ ભરવાડની વાત કેશવચંદ્રને ગમી. તેઓ ડોસાડોસી પાસે આવ્યા. પછી સૌ મંદિરમાંથી બહાર નીકળી પડયાં. બહાર નીકળ્યા પછી કયા દિશાએ જવું તેનો ડોસાને પણ વિચાર થયો. તેઓ થોડીવાર ઉભાં રહ્યાં અને એવો ઠરાવ કર્યો કે, ‘ત્રણે જણે ત્રણ દિશાએ જવું અને સાંજના રામજીમંદિરમાં પાછાં ફરી આવવું. બપોર સુધી શોધ ચલાવવી અને પછી આગળ જવું નહિ, કારણ કે એટલામાં પત્તો ન લાગે તો પછી જાણવું કે, દૂર નીકળી ગયાં.’ આ વાત સૌને ગળે ઉતરી. ડોસાડોસી એક દિશાએ, ભરવાડ બીજી દિશાએ અને કેશવચંદ્ર ત્રીજી દિશાએ ઉતાવળાં ઉતાવળાં સામા મળતા માણસોને પૂછપરછ કરતાં પગની પનોતી ઉતારવા શોધ કરવાને ચાલી ગયાં.



# પ્રકરણ ૨૯ મું.

## મહાત્માનો સમાગમ.

ગરીબ બિચારાં વૃદ્ધ બ્રાહ્મણ બ્રાહ્મણીનું કામ કરવાને કેશવચંદ્ર પોતાને રસ્તે ઉતાવળો ઉતાવળો ચાલવા માંડ્યો. બાવા અને વેરાગીઓ લોકમાં કેવી પીડાઓ ઉત્પન્ન કરે છે, તેનો અનુભવ થવાથી તે સંબંધી વિચારોની ઉશ્કેરણીએ તેને ઉતાવળે પગ ઉપાડવનું બળ આપ્યું. રસ્તો તેને ક્રમે પહાડી અને જંગલવાળો હતો અને કોઈ વટેમાર્ગુ પણ સામે મળતું ન હતું. જોરમાં ને જોરમાં તે સપાટામા બે ચાર માઇલ નીકળી ગયો ત્યારે એક માણસ સામો મળ્યો અને તેણે બે સ્ત્રીપુરૂષ કેટલાક છેટા ઉપર જતાં જણાવ્યું. કેશવચંદ્ર એક નાળા ઉપર નહાવા ધારતો હતો, પરંતુ આ જેવો તેવો પણ શકમંદ પત્તો મળવાથી તેમ કરવાનું માંડી વાળ્યું અને વધારે ઉતાવળે પગલે તેણે માર્ગ કાપવા માંડ્યો. ચાલતાં માણસો વચ્ચેનું છેટું ભાગવું એ ઘણુંજ મુસ્કેલ કામ છે, એમ જાણી તે બહુજ ચાંપીને ચાલ્યો અને બપોર થયા ત્યારે તેઓ લગભગ તેની નજરે પડવા માંડયાં. કાર્ય સિદ્ધિના ઉત્સાહમાં થાકી ગયેલો હોવા છતાં પણ તે વળી વધારે ઉતાવળો ચાલ્યો. એ ઝાડીવાળો સાંકડો માર્ગ હતો એટલે અડધો કલાક ચાલ્યા પછી એક નાની પણ નિર્મળ અને આસપાસના ડુંગરોના દેખાવથી રમણીય લાગતી નદીના કિનારા નજીક આવી પહોંચ્યો. પેલાં સ્ત્રીપુરૂષ નજરે પડયાં ત્યારે તેની બધી મહેનત ફોક ગયેલી તેને જણાઈ, કારણ કે, એ બે સ્ત્રીપુરુષ, તે જેની શોધમાં આટલો પરિશ્રમ લઇ દોડયો આવ્યો હતો તે ન હતાં. પેલાં સ્ત્રીપુરૂષ તેને જોઇ ઉભાં રહ્યાં અને બોલ્યાં કે, ' ભાઈ ! શા માટે આટલા બધા ઉતાવળા જાઓ છો ? ગામ તો હજુ ઘણું દૂર છે અને સાંજ વગર વસ્તી ભેગા થવાય તેમ નથી. 'ઉતાવળો ચાલે તે વહેલો થાકે,' એવું થશે અને તમારાથી ગામ

પહોંચી જવાશે નહિ.

કેશવચંદ્ર—તમારી આગળ કોઈ ગયેલું તમને ખબર છે ?

'ના, ભાઈ ! રામજીમંદિરમાંથી અમેજ સૌથી પહેલાં નીકળ્યાં છીએ. ઠંડો પહોર હોવાથી તમારા જેટલાં તો નહિ પરંતુ સાધારણ રીતે અમે જરા ઉતાવળાં ચાલ્યાં તેથી અરધે રસ્તે આવી પહોંચ્યાં. તમારે ક્યાં જવું છે ?'

કેશવચંદ્ર—પગ જ્યાં લઈ જાય ત્યાં. અમે અમુક ગામ જતા નથી.

'ભલે, તમે કોઈ પણ ગામ જતા હો ખેર ! પરંતુ અજાણ્યા લાગો છો માટે કહીએ છીએ કે, ગામ વગર બીજે કહિં રાત વાસો રહેવાનું મળશે નહિ. વાઘવરુનો આણી તરફ બહુ ભય છે. જો તમારે અમે જે ગામ જઈએ છીએ ત્યાં આવવું હોય તો અમારી સાથે ચાલો.'

કેશવચંદ્ર—ના, હું તો કદાપિ પાછો પણ ફરું. મારો એક નિશ્ચય નથી.

'તમારી મરજી,' આમ કહી તેઓ પોતાને રસ્તે પડયાં અને એકલો કેશવચંદ્ર પછી નવાં પાંદડાંથી ઘટાદાર થઈ રહેલા ને લીલાશને લીધે થાકેલી આંખને પ્રિય લાગતા એક પિંપળા તળે વિશ્રાંતિ લેવા બેઠો. તાપતડકામાં ઉતાવળે લાંબો પંથ કરવાથી તે થાકી ગયો હતો. ભૂખ પણ કકડીને લાગી હતી. ધારેલી વાતનું નિરાશામાં પરિણામ આવ્યાથી 'હવે શું કરવું ? પાછા ફરવું કે આગળ જવું ?' એવા વિચારોથી તેનું મન ડામાડોળ થઈ ગયું. 'થોડીવાર આરામ લીધા પછી 'જે થાય તે ખરું' એવું આશ્વાસન લઈ માથે બાંધેલા ધોતિયાનું ઓશીકું કરી તે શીળી છાયમાં ઝીણી પોચી અને ટાઢી રેતી ઉપર લાંબો થઈને સુતો અને **क्वचिद्भूमौशय्या** વાળો ભર્તૃહરિનો શ્લોક રટતો રટતો નિદ્રાવશ થયો.

સાધારણ માબાપનો છોકરો પણ લાડકો અને ગૃહસ્થ મિત્રોમાં તથા ઉજળાં ઓળખીતાંમાં ફરેલો, ઉંચી કેળવણી પામેલો અને કદી પણ મનુષ્યના સહવાસથી દૂર નહિ રહેલો એવો કેશવચંદ્ર અત્યારે અનુભવ લેવા નીકળતાં આજ ચારે તરફ આઠ આઠ દસ દસ ગાઉ

ફરતું જ્યાં કોઇ ગામજ મળે નહિ એવા નિર્જન પહાડી ને વાઘવરુના ભયવાળા જંગલમાં એકલો, નિરાધાર અને ભૂખ્યો સુંવાળી ઠંડી રેતી ઉપર નિદ્રાવશ થયો. નિદ્રા બીજું મરણ છે. પોતે કયાં સુતો છે, શો ભય છે ? અને કયાં જવું છે ? ઈત્યાદિ કોઇ પણ ઉપાધિ નિદ્રામાં રહેલી ન હતી. અત્યારે એને બહારની બધી સૃષ્ટિ અને તે સાથે સ્થાનની ભયંકરતા ભુલાઇ ગયેલી હતી. મને ઉત્પન્ન કરેલી સૃષ્ટિમાં તેનો જીવ આનંદમાં રમી રહ્યો હતો. દુશ્મન ખુલ્લી તરવારે માથા ઉપર ઉભો હોય, વાઘ મન ગમતું ભક્ષ મેળવવાને છાતી સામે ટાંપી રહ્યો હોય, કે, કાળી નાગણ ડસવાની તૈયારી કરી રહી હોય, પણ નિદ્રામાં પડેલો માણસ તો ઇંદ્રભવનમાં સુતો હોય તેમ સહજ રહે છે. જીવ દેહનું અભિમાન અને મારાપણું તે વખતે તે ભૂલી ગયેલો હોય છે. દેહ કયાં પડયો હોય અને જીવ કયાંનો કયાં રમણ કર્યા કરે છે. કેશવચંદ્રની અત્યારે આ દશા હતી. તેનો સુકુમાર જુવાન દેહ જેનું કોઈ પણ રક્ષક અહિં ન હતું તે સુનો એકલો અટુલો ભર જંગલમાં એક પિંપળા નીચે પડયો હતો. તેનો જીવ ભવિષ્યમાં મળનારી પ્રિયાનું મન મનાવતો મુંબાઈ જેવી રમ્ય નગરીના એક ઉંચા અને રોનકદાર સુંદર બંગલાના છજામાં વિહાર કરી રહ્યો હતો.

મધ્યાહ્ન કાળ થયો હતો, દિશાઓ તાપની જ્વાળાઓથી મૃગજળ વરસાવી રહી હતી. ધૂળ અને તરણાંને લઇ ઉડતા પવનના કહિં કહિં વંટોળિયા વળતા હતા, કદી કદી જોરથી વહાતા પવનને લીધે ઝાડવાં તળેનાં સુકાં પાંદડાંમાંથી મર્મર શબ્દ થતો સંભળાતો હતો. સ્વચ્છ રેતીના પ્રદેશમાં પવનની લહરીઓથી મજેની ઓકળીઓ પડી રહી હતી. કહિં દોડતાં હરણો ઘટાદાર વૃક્ષોની છાયામાં જઈ હાંફતાં-હાંફતાં ઘડી વાર ચંચળ આંખે આમ તેમ જોતાં ઉભાં ન ઉભાં ને પાછાં દોડતાં જણાતાં હતાં, કહિં કોકિલાઓ સામસામેની તરુકુંજોમાં બેસી ટુહુકાર કરતી હતી અને નવા ફાલનાં—હજી કુદરતી લીલા રંગને પામેલાં નહિ એવાં સુકુમાર પાંદડાં લૂ વહાવાથી કરમાઈ જતાં હતાં. જંગલની નિરંતર નવા નવા રૂપે બદલાતી અને દરેક રૂપે કંઈ ને

કંઈ કુદરતી અલૌકિકતા, કંઈક અસાધારણ ભય અને કંઈ મોટા શાસ્ત્રાભ્યાસથી પણ પ્રાપ્ત ન થાય એવી ઇશ્વરની પ્રત્યક્ષતા બતાવતી લીલા થઈ રહેલી હતી એટલામાં નદીમાંથી એક મોટો વાઘ ધીરે ધીરે પિંપળા તરફ આવવા લાગ્યો. કેશવચંદ્રના દેહને પડેલો જોઈ તાકીને તેની સામે ચાલ્યો આવ્યો. આપણે આગળ જણાવ્યું છે તેમ કેશવચંદ્રના શરીરને તેનો કંઈ પણ ભય લાગે તેમ ન હતું. જીવનો અને દેહનો કેવો અને કેટલો સંબંધ છે તે અને ભય કોને લાગે છે તે, આ વખતે જોનારને સમજાય તેવું સ્પષ્ટ હતું. વાઘ ચાલ્યો ચાલ્યો છેક નજીક આવ્યો. એક બે કદમ દૂર રહેતાં તે અટકીને ઉભો અને તેની તરફ ખૂબ ધારીને જોયું. પછી પાછલા પગ ઉપર તેની સામે દૃષ્ટિ રાખી છાયામાં બેઠો.

શ્વાસોચ્છ્વાસથી હાલતા કેશવચંદ્રના અવયવો સામું જોતો તે 'જાણે શું કરવું?' એવા વિચારમાં પડ્યો હોય તેમ બેસીજ રહ્યો. વાઘ જેની કુદરત દિવસે બોડમાં સુઇ રહેવાની હતી તે અહિં ઘણીવાર જાગ્રદવસ્થામાં રહી શક્યો નહિ. તેની આંખો આળસ અને ઉંઘથી મિચાઇ ગઇ. માંખો અંદર અંદર તેની શાંતિમાં ખલેલ કરતી તોપણ તે તો શિકારની સરત ભૂલી જઇ નિદ્રાળુતાને આધીન થયો. કેશવચંદ્ર પણ લાંબો પંથ કરવાથી થાકેલો હોઇ શાળી રેતીમાં ઘટાદાર છાયા તળે લસલસાટ ઉંઘ કાઢતોજ રહ્યો. તેને પણ બહારની ચિંતા અને વિચારો છોડી ગયાં હતાં નીચે વાઘ બેઠેલો હોવાથી ઝાડ ઉપરનાં વાંદરાં અને પંખીઓ પણ ખડખડાટ કરતાં ન હતાં. આમ શાંતિમાં કેટલોક વખત નીકળી ગયા પછી ઉંડી નદીમાંથી 'હેરંબ! હેરંબ!' એવો કોઇક માણસનો અવાજ સંભળાયો. તે અવાજે વાઘને અને કેશવચંદ્રને સાથેજ જાગ્રત કરી તે દિશા તરફ જોવરાવ્યું. નદીમાંથી ચઢી આવતી મૂર્તિમાન તપજ હોય એવી એક વયોવૃદ્ધ પુરુષાકૃતિ અને વાઘ એક સાથેજ કેશવચંદ્રની નજરે પડ્યાં. વાઘ અને તેની સાથે રહેલો મોટો ભય, એમાંનું કશુંએ કેશવચંદ્રને લાગ્યું નહિ. તેની આંખો અને મન પેલી પુણ્યમૂર્તિ તરફ નિશ્ચલ થઈ ગયાં. આ પુણ્ય સ્વરૂપ પુરુષ ખરેખર તીર્થરૂપ હતો. તે અત્યંત વૃદ્ધ હોવા છતાં તરુણની પેઠે

મક્કમ જોરદાર પગલે ચાલતો હતો. એક હાથમાં પાણીથી ભરેલું કમંડળ અને બીજા હાથમાં દંડ હતાં. કૃશ પણ ઉન્નત શુષ્ક પણ તેજસ્વી અને ગંભીર મુખમુદ્રાનો તપસ્વી સિદ્ધ હતો. વરસાદથી રજ રહિત થએલા આકાશમાં ધોળાં વાદળથી ઘેરાયેલો ચંદ્રમા હોય તેમ માથાના અને દાઢીના ધોળા વાળથી ઘેરાયેલું તેનું પવિત્ર અને સ્વચ્છ મુખ હતું. ઉંડી પણ તેજદાર આંખોથી આમતેમ દૃષ્ટિ ફેરવતો તે પોતાની સત્તાથી જગતને આધીન કરી નાંખતો હતો. કેશવચંદ્ર તેને જોતાંજ બેઠો થયો અને તે 'ચલ, બેટા હેરંબ !' કહીને ઝાડની છાયામાં આવે એટલામાં તો કેશવ સામો જઇ તેના પગમાં પડયો. 'ચિરંજીવી રહે બેટા ! ઉઠ તું પણ ચાલ.' આમ કહી તે આગળ ચાલ્યો એટલે વાઘ અને કેશવચંદ્ર પણ જાણે તેના પુત્ર હોય તેમ બેઉ બાજુએ તેની આગળ પાછળ ચાલવા લાગ્યા.

નદી કિનારા નજીકનાં બે ત્રણ ઉંડાં કોતર ઉતર્યા ચઢયા પછી લાલ ભુંખરા પત્થર વચ્ચે પડેલી અને માત્ર એકજ માણસ જઇ શકે એવી સાંકડી પણ લાંબી ને ઉંડી ફાટમાં થઈને તેઓ આગળ ચાલ્યા. આ ફાટમાંનો માર્ગ નીચાણમાં જતો ઉતરતા ઢોળાવવાળો હતો. થોડુંક ચાલ્યા એટલે સામે અજવાળું દેખાયું. કેશવચંદ્રે આમતેમ જોયું તો સમજાયું કે, પર્વતમાંની આ મોટી ગુફા અથવા ચોગાન કોઇ કાળે ભૂગર્ભમાંના ઉલ્કાઓથી બનેલું હશે. એક મોટો પહાડ ફાટીને તેની વચમાં પડેલી તે એક અગમ્ય ખીણ હતી. પેલી ફાટ સિવાય તેમાં આવવા જવાનો બીજો માર્ગ ન હતો. શાંત પડી ગયેલા જ્વાળામુખીનું મુખ હોય તેવી આ ઉંડી ખીણ ઉપરથી ખુલ્લી હતી અને તેની ચારે બાજુએ લાવાએ લિંપેલા પત્થરની ઉભી ભિંતો હોય તેવા ખડકો હતા. લાવાનો રસ ચોંટી જવાથી લિંપાયેલો પહાડ સંઘરડે ઉતારેલો હોય એવો કોઇ કોઈ ઠેકાણે બહુજ સફાઈદાર લાગતો હતો. ફાટમાં થઇ તેઓ ખુલ્લી ખીણમાં જઇ પહોંચ્યા. મહારાજે હવે પાછું વાળીને જોયું અને વાઘ ઉપર હાથ ફેરવી 'બેટા ! હવે તું જા.' એમ કહી રજા આપી, કેશવચંદ્રને પોતાની સાથે લીધો. ખીણની વચ્ચે એક મોટા



'હેરંબ! હેરંબ!' ના અવાજે વાઘને અને કેશવચંદ્રને સાથેજ જાગ્રત કરી યોગી મહાત્માની દિશા તરફ જોવરાવ્યું. ( ચિત્ર ૪ થું. )

કુંડ હોય એવો કુદરતી ખાડો પડેલો હતો અને તેમાંનું પાણી ખળખળાટ ઉકળતું હતું. એ ઉના પાણીના કુંડની ધાર ઉપર થઈ તેઓ સામી બાજુએ ગયા. ત્યાં નાનો બાગ હોય એવા રળિયામણા એક ભાગમાં નાની સરખી ઝુંપડી અને પર્વતની કદણમાં ત્રણ ચાર માણસો રહી શકે એવી ત્રણ ચાર ગુફાઓ હતી. એક ઝુંપડી દેખાડી મહારાજે કેશવચંદ્રને કહ્યું કે, 'બેટા ! શાંત થઈ અહિં બેસ. હમણાં તને ખાવાનું મોકલાવું છું. અહિં કંઇ પણ ભય કે ચિંતા રાખતો નહિ. ખુશીથી આરામ લે.' હાથ જોડી કેશવચંદ્ર બોલ્યો કે, 'આપનાં દર્શન થયાં ત્યારનાં મારાં ભૂખ તરસ ઉડી ગયાં છે, એટલુંજ નહિ, પણ ભય કે ચિંતા કંઇ મારા મનમાં રહ્યુંજ નથી. આપની કૃપા દષ્ટિના પ્રતાપે મને બાહ્યાભ્યંતર શુદ્ધ પવિત્ર ને નિર્ભય બનાવી દીધો છે.' મહારાજ જરા હસીને પોતાની ગુફા તરફ ગયા અને કેશવચંદ્ર ઝુંપડીમાં જઇ મૃગચર્મ પાથરેલી એક ઓટલી ઉપર બેઠો.

થોડીવારે એક સ્ત્રી તેને માટે દૂધભાત અને જળ વગેરે લઇ ત્યાં આવી. કેશવચંદ્ર તેને જોઈ બહુજ આશ્ચર્ય પામ્યો, કારણ કે, તે બીજી કોઈજ નહિ પરંતુ જેની શોધમાં તે અહિં આવ્યો હતો તેજ, પેલાં બ્રાહ્મણ માબાપની છોકરી હતી. કશવચંદ્રને ખાવાનું આપી તે પણ તેને ઓળખી રડી પડી પણ એક શબ્દે તેઓથી અન્યોન્ય પ્રતિ બોલાયો નહિ. આ ચમત્કારથી તેને બહુજ આશ્ચર્ય ઉપજ્યું. તે જમી રહ્યો એટલે બધું લઇને તે પાછી ગઈ અને તરત તેણે બોલવાનો યત્ન કર્યો તો બોલાયું આથી તેના આશ્ચર્યનો પાર રહ્યો નહિ. તે મનમાં ને મનમાં બોલ્યો કે 'અહો ! મારે જે જોઇતું હતું તેજ ઇશ્વરે મને આપ્યું. આ જગતમાં કંઈ ચમત્કાર હશે કે નહિ ? તે જાણવાની મને જે હમેશ જિજ્ઞાસા રહેતી હતી તે આજ પુરી થઇ, પરંતુ નહિ ! મહાત્માનો ભાગ્યના બળે જો મેળાપ થયો તો મારે હવે બીજા પણ ચમત્કારો જોઈ લેવા. જડવાદીઓ કે નાસ્તિકો કહે છે તેમ છેક કલ્પનાઓ રૂપ તે બધું નથી, પણ જગતમાં કહિં કહિં ચમત્કારી મહાત્માઓ પણ પડેલા છે. જ્યાં લગી અજ્ઞાન છે ત્યાં લગી અમુક બનાવ

ચમત્કાર રૂપ લાગે છે પણ જ્યાં તેનું જ્ઞાન થયું કે તરત તેનું ચમત્કારિત્વ નાશ પામે છે. બળદ કે ઘોડા વગર ગાડી ચાલે અને કલાકના પચાસ અથવા સાઠ માઇલની ઝડપે માણસ મુસાફરી કરી શકે, એવું અકબરના વખતમાં કોઇને કહ્યું હોય તો કોણ માને ? અને તે કાળે કોઇએ તેવું જોયું હોય તો તે તેને ચમત્કાર રૂપ લાગે પણ ખરું જને ? પશ્ચિમ તરફના વિદ્વાનોએ જે ભૌતિક પદાર્થોના અંતરમાં ઉંડા ઉતરીને હાલ નવી નવી શોધો કરી છે તેને આપણે એક જમાના પહેલાં ચમત્કાર વગર બીજું શું કહેતા ? યોગશાસ્ત્રની સિદ્ધિઓમાં પણ કેમ સત્ય નહિ હોય ? હશેજ. ભૌતિક પદાર્થ ઉપર જય મેળવવો એજ આનું રહસ્ય છે અને તે મનુષ્ય ન પ્રાપ્ત કરી શકે તેવું નથી. જે લોકો આવી ઉત્તમોત્તમ સિદ્ધિઓને પામેલા હોય તે કંઇ બાવાઓની માફક પેટભરા હોય નહિ કે, જગતમાં ફરી જગતને પોતાના ચમત્કારો બતાવ્યા કરે ! આવા મહાત્માઓ તો પ્રપંચથી ભરેલા સાંસારિક વાતાવરણમાં રહેતાજ નથી. વળી તેમની સિદ્ધિઓ કંઈ કોઇનું બુરું કરવાને માટે હોતી નથી. જેને જગતબંધુત્વ અથવા જગદૈક્ય પ્રાપ્ત થયું છે, તેઓને આ સંસાર નકામો છે. એક આત્મા સિવાય જેઓ બીજી વસ્તુજ માનતા નથી તેમને દ્વૈત શું ? એ તો આપણા સંસારીઓને માટે છે. અહો ! મારાં ધન્યભાગ્ય કે, આજે મને આવા પરમેશ્વર રૂપ મહાત્માનો સમાગમ થયો, મારી મુસાફરી સફળ થઇ અને હું ખરેખર કૃતકૃત્ય થયો.'

આમ વિચાર કરતાં કરતાં કેશવચંદ્ર ઉંઘી ગયો. થાકને લીધે તેને સારી ઉંઘ આવી. તે જાગ્યો ત્યારે સાંજ પડી ગઇ હતી. પર્ણકુટીમાંથી તે બહાર નીકળ્યો. પેલા નાના બાગમાં આમ તેમ ફર્યો અને શાંતિ શાંતિ અને શાંતિનુંજ સામ્રાજ્ય સર્વત્ર ચાલતું જોઈ આનંદ પામ્યો. મહારાજની ગુફા તરફ ગયો તો ત્યાં આગળ વાઘ અને એક બ્રાહ્મણ બેઠેલા હતા. બ્રાહ્મણે કેશવચંદ્રને કહ્યું કે, ' હમણાં અહિં આવતા નહિ. રાત પડે આવજો. સમાધિ ઉતરશે ત્યારે મહાત્માનાં દર્શન થશે.' કેશવચંદ્ર તરત પાછો ફરી જઈ કુંડ તરફ ગયો. આ રમણીય શાંત અને નિરુપદ્રવ સ્થાન અને મહાત્મા સંબંધી વિચાર કરતાં કરતાં તેનો

બધો વખત નીકળી ગયો.

રાત પડી, ચારે તરફ અંધારું થઇ ગયું. બ્રાહ્મણે ઘીનો દીવો કરી એક થાંભલા ઉપર મૂક્યો. ગુફા અને પર્ણકુટી આગળ આછું ઉજળું અજવાળું પડયું. ઉંચે જુએ તો આકાશ અને દિશાઓ તરફ જુએ તો ખીણની ઉભી કઢણો સિવાય બીજું કંઇ નજરે પડતું ન હતું. બહારના સંસારથી અને ધ્રોંધ્રાટિયા વાતાવરણથી આ સ્થાન તદન દૂર હતું. અહિં એકાંત અને શાંતિ હતી તેમ છતાં અણગમો થાય તેવું બિલકુલ ન હતું કેશવચંદ્ર ખીણમાં બધે ફરીને તથા બધું જોઇને પાછો ફર્યો પણ કોઈના વગર બોલાવે મહાત્મા પાસે જવાની તેને હિમ્મત ચાલી નહિ ત્યારે બાગમાંથી ઉઠી ઝુંપડીમાં જઈ બેઠો. મૃગચર્મ ઉપર આળોટવા લાગ્યો. થોડીવારે બ્રાહ્મણે આવી તેને પૂછ્યું કે, ‘તમારે કંઇ ફરાળ કરવું છે? કરવું હોય તો લાવું? મહારાજ ફરાળ કરે છે. ન કરવું હોય તો જરા રહીને ગુફા તરફ આવજો. ત્યાં દર્શન થશે અને મનનું કંઇ સમાધાન કરવું હશે તો તે પણ થશે.’ કેશવચંદ્રે જમવાની ના કહી એટલે તે પાછો ગયો.

થોડીવાર રહીને કેશવચંદ મહારાજની ગુફાએ ગયો. ગુફાના દ્વાર આગળ આ વખતે એકલો પેલો બ્રાહ્મણ બેઠો હતો. કેશવચંદ્રને તેણે પોતાની પાસે બેસાડી કહ્યું કે, ‘આજ સવારમાં આ ગુફાની બહાર કોલાહલ થયો તે જોવા જ્યારે હું બહાર ગયો ત્યારે વાઘે એક માણસને મારી નાંખ્યો હતો. એક બ્રાહ્મણની છોકરી જે તમને બપોરે ખાવાનું આપવા આવી હતી તે ભયથી ગાંડા જેવી થઈ ગયેલી મને ત્યાંથી મળી આવી હતી. મેં તેને આશ્વાસન આપી અહિં આણી અને મહારાજને બધી વાત વિદિત કરી. તેમણે મને કહ્યું કે, ‘કંઇ ચિંતા નહિ. કર્મનાં ફળ કવચિત અહિંજ ભોગવવાં પડે છે. વાઘે જેનો નાશ કર્યો તેને એના કર્મનું ફળ મળ્યું. કન્યાને શોધવા નીકળેલાં માણસોમાંનો એક જુવાન બ્રાહ્મણ ગંગાસ્નાન કરી પાછા ફરતાં મને મળશે. એની સાથે તેને આપણે પાછી મોકલી દઇશું. તમે કાલે સવારે એને લઇને જ્યાંથી આવ્યા છો ત્યાં જજો.’ હજી તો બ્રાહ્મણ બોલી પણ

રહ્યો નહોતો એટલામાં યોગીમહાત્મા આવ્યા. તે બન્ને ઉભા થયા. કેશવચંદ્ર લાંબો થઈ મહારાજને પગે લાગ્યો. મહારાજે પેલા બ્રાહ્મણને કામ બતાવી બીજી તરફ મોકલ્યો અને કેશવચંદ્રને ગુફામાં લઈ ગયા.

મહારાજ એક આસન ઉપર બેઠા અને કેશવચંદ્ર બહુ વિનયથી ફરીને તેમને સાષ્ટાંગ દંડવત્ પ્રણામ કરી તેમણે બતાવેલા આસન ઉપર બેઠો. મંદહાસ્ય કરી અમૃત જેવાં મીઠાં વચને તેને સંબોધી મહારાજે કહ્યું કે, 'બેટા! હવે તું જલદી પાછો ફરી જા. તારાં માબાપ અને તારાં સંબંધી થવા ઇચ્છનાર સૌ બહુ ચિંતા કરે છે. તારા મનમાં મને જોયા પછી અમારા આશ્રમના વિચાર આવતા હોય તો તે સ્મશાન વૈરાગ્ય જેવા જાણ. આપણા આચાર્યોએ વયને અનુસાર આશ્રમોની વ્યવસ્થા કરેલી છે અને તેજ ઈષ્ટ સિદ્ધિને માટે ઉપયોગી છે. આશ્રમ ધર્મને અનુસરવામાંજ ધર્મ અને મોક્ષ બન્ને રહેલાં છે. વૈરાગ્ય સંસાર ત્યાગ મોક્ષ વગેરે સામાન્ય માણસ ધારે છે તેટલાં સહેલ નથી. ઊર્મિઓને વશ થઇ વગર વયે જેઓ તેને અનુસરવાનો યત્ન કરે છે તેઓ બન્ને ગુમાવે છે અને તેમનું જીવન બીજા જન્મોની વધારે દુ:ખકર જાળ પોતાને માથે ઓઢી લે છે. ત્યાગ એ કંઇ સહેલી વાત નથી. પ્રાણી માત્ર માયાના યંત્ર ઉપર ચઢેલાં હોય તેમ સંસારની ઘટમાળ ઉપર ભમ્યા કરે છે. વળી મોક્ષ કંઇ એક જન્મમાં પ્રાપ્ત થતો નથી પણ એક પછી એક સારા બ્રહ્મનિષ્ટ ગુરુના સંસ્કારો પડતાં પડતાં જન્માંતરો પછીજ પ્રાપ્ત થાય છે, માટે આશ્રમ ધર્મને અનુસરવું એ વિદ્વાન માણસનું મુખ્ય કર્તવ્ય છે.'

'નાની વયમાં પણ જ્ઞાન થાય તો પછી શું હરકત છે?' કેશવચંદ્રે વિનયથી પ્રશ્ન કર્યો.

'અનુભવ વગર જ્ઞાન પરિપકવ થતું નથી, અને ભણેલી અથવા જાણેલી વાત અનુભવમાં આવ્યા વગર મનમાં ઠસતી નથી. સંસાર દુ:ખમય છે. એ દુ:ખ અનુભવથી જાણવાની વૈરાગ્ય પહેલાં જરૂર છે. સંસારની એવી મોહિની છે કે, એક બે વાર નહિ પરંતુ ઘણીક વાર દુ:ખનો અનુભવ થવા છતાં પણ પ્રાણીઓ ઈંદ્રિયાધીન થઇ પોતે જેનું

પરિણામ દુઃખ રૂપ હોવાનું જાણે છે, જાતે દુઃખ સહ્યું હોય તોપણ સંસારના સુખમાં લોભાઇ તેની પાછળ ધાય છે, માટે જન્માંતરોના અનુભવ અને સંસ્કાર વગર જગતનું મિથ્યાપણું મનુષ્યથી સમજાતુંજ નથી. અર્જુનની માફક એવો પ્રશ્ન કરીશજ નહિ કે, ત્યારે તમે મને દુઃખ રૂપ સંસારનો કેમ બોધ કરો છો ? કર્તવ્ય અને તેના પરિપાલનનો બોધ કરવો, એ દરેક સદ્દગુરૂનું મુખ્ય કર્તવ્ય છે. શિષ્યને આશ્રમ ધર્મમાં પ્રવર્તમાન કરવાથીજ તેને અંતિમ સુખનો ભાગી બનાવી શકાય છે, માટે અમે તમને હમેશ આશ્રમધર્મને અનુસરવા રૂપ કર્તવ્યનો બોધ કરીએ છીએ, કે જેથી તમો જ્ઞાન અને અનુભવ લેતા લેતા ઉંચા કોટિએ ચઢી શકો. બેટા ! તેં તારો વિદ્યાભ્યાસ પુરો કર્યો છે અને તારા ભાગ્યમાં, તમે જેને સુખ કહો છો તે લેવાનું લખાયેલું છે, માટે ઝટ પાછો ફરી જા. તારા સાળાના મંદવાડની ચિંતાએ બધું અટકયું છે અને તને પણ એ બાબતે આટલો બધો મથી નાંખ્યો છે. જે મંદવાડે તને વિઘ્ન કર્યું તે મંદવાડનું કારણ 'જે આ કામવાસનાથી પ્રાપ્ત થયેલી ભૂતયોનિમાં પડી મિથ્યા સુખ પાછળ જીવતા તરુણોનાં સત્ત્વ ચૂસી લેનાર સ્ત્રી. એને કામાભિલાષ રહ્યો છે અને વાસના મટી નથી.'

મહારાજે જે તરફ આંખ ફેરવી તે તરફ જોતાં કેશવચંદ્ર ગુલાબે વર્ણવેલી પેલી રજપુત સ્ત્રી જોઇને ચકિત થઈ ગયો, તે તેને કંઈ કહે તે પહેલાં તો તેજ બોલી કે, 'મહારાજનાં દર્શન થવાથી હું આ યોનિમાંથી મુક્ત થાઉ છું.' તરત વિજળીના ચમકારાની માફક થઇ તે સ્વરૂપ બળી ગયું. ચમત્કારોથી મુગ્ધ થઇ ગયો હોય તેમ તે મહારાજની સામું જોઈ થરથર કંપવા લાગ્યો. 'બેટા ! શાંત થા. તું જાદુગરની પાસે નથી. તને ચમત્કારો જોવાની ભાવના હતી તેથી મેં તારું મન વાંચી તે પૂર્ણ કરી. તારું કલ્યાણ થાઓ, એજ મારો ધર્મ ને મારી તને આશિષ છે. પ્રાણી માત્રનું કલ્યાણ કરવું, એ અમારા તપનું સાર્થક છે. આ જે બ્રાહ્મણ કન્યાને શોધવા તું આવ્યો છે તેને એનાં માતપિતાને સોંપી તું હવે તારે માર્ગે પડજે. તારું

કલ્યાણ હો અને તું પ્રાણીઓના કલ્યાણને માટે સદ્વૃત્તિવાળો થા. આમ કહી મહારાજ ઉઠયા અને પેલા બ્રાહ્મણે આવી કેશવચંદ્રને કહ્યું કે, 'હવે તમે પર્ણકુટીમાં જઇ સૂઇ જાઓ.'

કેશવચંદ્ર ત્યાંથી દિઙ્મૂઢ જેવો ઝુંપડીમાં જઈ સુતો. 'હું કયાં છું? મેં શું જોયું? અને આ શો ચમત્કાર?' એવા વિચારમાં ને વિચારમાં તે પછી ત્યાં નિદ્રાવશ થયો.

## પ્રકરણ ૩૦ મું.

### મુંબાઇની શેઠાણી

કેશવચંદ્રના પ્રવાસે નીકળી પડયા પછી કેટલેક દિવસે 'તે કયાં ગયો અને કેમ કાગળપત્તર આવ્યો નહિ?' એવી ચિંતા થવાથી તેના પિતાએ અમદાવાદમાં ચંદુલાલ અને જાનીવાળાને ત્યાં તપાસ કરાવ્યાથી લોકમાં તે 'કહિં ચાલી ગયો' એવી અફવા ફેલાઇ. ગામડાના લોક આવી ચર્ચાને સહેજ મોટું રૂપ આપે છે, તેમ 'એ તો બાવો થઈ ગયો.' એવી ગામનાં બૈરાંમાં થતી વાતે તેની માને બહુ ફિકરમાં નાંખી દીધી. ડોસાએ મુંબાઈ કાગળ લખી ચંદુલાલનો કાગળ મંગાવ્યો. તેણે 'કેસુ, કોઇ કામ પ્રસંગે બહાર ગામ ગયેલો છે. તમારે તેની કંઇ ચિંતા કરવી નહિ' એમ જણાવી તેની ઉપર આવેલો કેશવચંદ્રનો તેના હસ્તાક્ષરનો પત્ર બીડી મોકલ્યો. આટલી ખાતરી મળવા છતાં પણ 'માનું મન' માન્યું નહિ.

એક દહાડો ગામની એક આધેડ સ્ત્રી, જે મુંબાઇથી થોડાજ વખત ઉપર ઘેર આવી હતી તેને મળવા માટે કેશવચંદ્રની મા અને બહેન ગયાં. તેણે તેઓને આવકાર આપી બેસાડયાં. પછી ડોસીએ કેશવચંદ્રના સમાચાર પૂછ્યા. તેને એ વાતની કંઇ ખબર ન હતી, તેથી તેણે માત્ર એટલોજ જવાબ આપ્યો કે, 'ગયે વર્ષે એકાદ બે વાર તમારો કેસુ મને મળવા આવ્યો હતો, પણ હમણાં છ સાત મહીના થયા મેં તો તેને દીઠો પણ નથી અને તેને માટે કંઇ સાંભળ્યું

પણ નથી. ઘરમાંથી એમણે એકવાર એમ કહ્યું હતું કે, ' કેશવો પાસ થયો. ' તમે કેમ ખબર કાઢવા આવ્યાં? શું તે મુંબાઈમાં નથી? પાસ થયા પછી અહિં આવ્યો હતો કે નહિ?'

કેશવચંદ્રની માની આંખમાં ઝળઝળિયાં આવી ગયાં. તે બોલી કે, ' ગંગાબા! કેસુ અહિં આવ્યો હતો પણ એના વિવાહ સંબંધી સહેજ ચોળાચોળ થઇ તેમાંથી એને કંઇ વાંકું પડયું કે ખોટું લાગ્યું તે, ' હું થોડો વખત બહાર ગામ જઇ આવું. ' એમ કહીને ગયો છે. પછી અમારી ઉપર કાગળપત્તર કંઇએ નથી. એના બાપે મુંબાઈ તપાસ કરાવી તો ત્યાંથી એનો કાગળ અને એના દોસ્તદારનો કાગળ આવ્યા પણ લોકો નઠારી વાત ઉડાવે તેથી હું વહેમાઉં છું. એમ થયું છે કે, મુંબાઈમાં અમારી નાતનો એક મોટો શેઠિયો છે. એને ઘેર મિલ ને ગાડીઘોડા વગેરે સાહેબી છે. એની છોકરી સાથે તેનું લગન કરવું એવો એનો વિચાર છે. અમે એના વિચારે વિચાર રાખી હા કહી. થોડા દિવસમાં લગન થશે, એવી ખબર મળી અને પછી પાછું કંઇ જણાયું નહિ. મેં અને એના બાપે, સામાવાળાં તરફથી કંઇ જણાયું નહિ ત્યારે એને કહ્યું કે, ' ભાઈ! એ રહેવા દે. આપણે તો અમદાવાદ કરીશું.' એ કંઈ બોલ્યો ચાલ્યો નહિ, અને પછી બે ત્રણ દહાડા રહીને ' હું ગામ જાઉં છું. ' એવું કહીને ગયો તે ગયોજ. મોટી ઉમ્મરનું છોકરું થયું તે આપણું કંઈ સાંભળે છે? મેં કહ્યું કે, ' મારે તો એ કન્યા હવે જોઇએજ નહિ ' તેથી મારા ઉપર રીસ ચઢી હોય તો કોણ જાણે?' આમ કહેતાં કહેતાં ડોસી ગળગળી થઇ રોઇ ગઈ.

એમાં ગળગળાં શા માટે થઇ જાઓ છો? તમારો કેસુ એવો ઉચ્છૃંખલ છોકરો નથી. વિવાહની વાત છે, કહેવુંએ પડે અને તમે વળી શું ખોટું કહ્યું છે? ભાઇ તો ' મુંબાઇની શેઠાણી પર મોહી પડ્યા હશે. ' ગંગાબાએ મુંબાઇના મોજી લોક ઉપરની રીસ કાઢતાં કહેવા માંડયું કે, ' પણ તમારે ખરેખર વિચારવા જેવું છે. મુંબાઇની શેઠાણી તમારા ઘરમાં નહિ સમાય? તમે કહો છો કે, એ મિલવાળો અને ગાડીઘોડે ફરનારો શેઠિયો છે, પણ અહેન! મુંબાઈમાં કોણ શેઠિયો નથી? ત્યાં

તો પચીસ રૂપૈડી લાવતો હોય તે પણ શેઠિયો અને ઘરમાં કુબ્જા જેવાં ઘરધણિયાણી હોય તે મોટાં શેઠાણી ! મિલે કોની ને ગાડીઘોડાએ કોના ? પારકે પૈસે તાગડધિન્નાં ! દોંગાબાજી ને લુચ્ચાઇ ચે દાર્મના બધા સે.દા ! અને તેનાં લાડી વાડી ને ગાડી ! કંઇક આંચકો લાગ્યો એટલે બધુંએ પાણી ! મુંબાઇના શેઠિયા ફૂલફટાકિયા ! કંઇ નગદી કે સોનાની ઈંટો વાળા છે ? છી ! એવી તેવી વાતમાં લોભાઇ ન જતાં. એની છોડીનો તોર તો વળી માતોએ નહિ હોય ? તમને ખીદીખીદી કરી નાંખશે અને ' પાંદડે પાણી પાશે. ' બે માણસથી ભાગ્યેજ રહેવાય એવડી ઓરડીમાં રહેનારી બૈરી પણ બહાર નીકળે અને તમે જોયું હોય તો જાણે લક્ષાધિપતિની સ્ત્રી ! આપણે અહિંની શેઠાણી તેના ભભકા આગળ પાણી ભરે ! રામણદીવો સેનારી પણ પહેરતાં વિચાર કરે એવી સાડી તો મુંબાઈની શેઠાણી દર્શન કરવા જતાં પહેરે, ભાયડાનાં બાર માસનાં લુગડાં થાય એટલા પૈસા તો શેઠાણીના એક પોલકાનું સિવડામણ બેસે ! લુગડાં આંખોને આંજી નાંખે એવાં રંગદાર, કડકડતાં અને ઝુલઝાલરેથી લેલુર ! માથામાં ઉંચી જાતનાં મોહનવાં ફુલેલ અને કપાળ ઉપર વાળના ગુચ્છા ! પેંથીઓનાં તો ઠેકાણાંએ નહિ, કાં તો આ લમણે હોય કે કાં તો પેલે લમણે હોય મુંબાઈની શેઠાણીની ઘરેણાની સોગાતમાં શું, તે જાણો છો ? પાંચ પચીસનો અછોડો કે જાંબુમાળા, હાથે મશીન પોલિસની ફુંક મારીએ તો ઉડી જાય એવી છાશિયા સોનાની માત્ર બેજ બંગડીઓ અને આંગળીએ બનાવટી હીરાની વિંટી, બસ થઇ રહ્યું ! ઘરમાં પેટી પટારો તો હોય નહિ પણ શેઠાણીની કેડે મજેની ચાંદીની ઘુઘરિયાળી સેરે અડધો શેર ભાર થાય એટલી કુંચીઓનો જુડો તો ખરોજ ! જેની કેડે જુડો નહિ તે મુંબાઇની શેઠાણી નહિ. ' ઘરમાં હાંલ્લાં કુસ્તી કરે ' અને બહાર જુઓ તો બાઇ શેઠાણી ! વળી બહાર નીકળ્યાં એટલે સાથે ઘાટી ચાકર તો જોઇએજ. મિજાજ તો મહેતાની મા જેટલો, અને આવડમાં આમળા જેવડું મીંડું. મુંબાઇની શેઠાણીઓને ખાવાનાં વળી રોટલા દાળ કે શાક નહિ ! મજેનાં ભાવતાં ભોજન. તેમ છતાં શેઠાણી પદ્મિણીપણું દેખાડવાને ભાયડા સામે તો મોઢું બગાડતાં

બગાડતાં ભાગ્યેજ ઝીણી ઝીણી બે રોટલી ખાય, પણ પેલો નોકરીએ ગયો કે શેઠાણીની ભૂખ ઉઘડે ! સરખે સરખી બહેનપણીઓ ભરાય, તેમાં પારસી અને ઈંગ્રેજ પોષાકની બડી બડી વાતો થતી જાય અને બાજી કુટાય, એ કામ ! ધણીને વીસ પચીસ મળતા હોય તે સો સવાસો કહેવાય. ફેન્સી કપડાંવાળા ફેરિયા આવે તે વળી 'શેઠાણીસાહેબ' વગર તો વાતજ ન કરે, અને શેઠાણીસાહેબ પછી એવાં ખીલે કે ભાયડાના બરડાને પૂછવુંજ ભલું ! 'કંઇ નથી લીધું, કંઈ નથી લીધું' કહેતાં કહેતાં પાંચ પચીસનું કાપડ પેલો બાઇ બાઇ ! કહેતાં પહેરાવી દે હરકોર ! પૈસાનાં કંઇ ઝાડ ઉગે છે ? ભાયડો બિચારો દેવામાં તણાયા કરે, તેના પગમાં જોડા પણ ન હોય અને શેઠાણીને ખાસા ફેન્સી ઇંગ્લિશ બૂટ જોઇએ. સખીઓની મેમાનગીરીમાં નિત્ય ચાનાં તપેલાં ચઢે, અને મેવામિઠાઈ મંગાવાય. આવી 'ઢમઢોલ ને મહિં પોલ' જેવી ખાલી શેઠાઇ અને પતરાજી ચાલે ત્યાંની કન્યામાં પછી શો ભલીવાર હોય ! ડોસી ! વિચારીને કામ કરજો નહિ તો દુઃખી થશો, હું તો ખરું કહું છું.'

'નારે બાઇ ! મારે તો એ હાથી આંગણે બાંધવો નથી.'

'અરે હાથી તો સારો કે સ્વારીમાંએ કામ આવે ? આ તો સામું કામ કાઢે. મુંબાઈની શેઠાણીથી શેકયો પાપડ ભાગવાની પણ આશા રાખશો નહિ. કપડાં સંકોરતાં સંકોરતાં અને રૂમાલે હાથ લૂછતાં લૂછતાં બે પતેલીઓ ઉતારી આપે તો તમારા છોકરાનાં ધન્ય ભાગ્ય ! આટલું કામ કરવાથી વળી માંદાં પડે અને દાક્તરના ઘરના બાટલા ભરાવરાવે તે તો જુદું. ભાયડા સાથે ફરવા જવાને શૂરાં અને પગે મેંદી મૂકી હોય તેમ શેઠાણીથી જરાએ હિંડાય નહિ. શાનું હિંડાય ? આપણા લોકનાં બૈરાંને જોડો પહેરીને હિંડવાનો કંઈ અભ્યાસ છે ? જોડો તો સારો કે જમીન સાથે ચપટ બેસીને રહે. આ તો વિલાયતી ઉંચી એડીના બૂટ, હિંડીએ ત્યારે ઉંટ ઉપર બેઠાં હોઇએ એમ ડગલે ને ડગલે ઉછળાય. શેઠાણીથી હિંડાય નહિ એટલે પેલા બાઇ ઘેલા ભાઇસાહેબને બિચારાને કંટાળીને ગાડી કરવી પડે. વળી શનિવારની

રાત તો મુંબાઇની શેઠાણીને ખરેખરી સેલની રાત. નાટક જોવા ગયા વગર તો ચાલેજ નહિ. બૈરું સાથે હોય એટલે હલકા કલાસમાં બેસાય નહિ અને બિચારાને ચાર પાંચ રૂપિયાને ઘેર ઉડે! પડદો પડે ત્યારે વળી 'કોલડ્રીંક' ને પાન સોપારી જોઇએ! પૈસો પૈસો ને પૈસો. પૈસા સાથે વાત! ભાયડો બિચારો બેલની માફક રળીરળીને મરી જાય તોય શેઠાણીને તો તે ગણતરીમાં નહિ. તે તો સામાં એમ કહે કે, 'ખરચ ખરચ શું કરો છો? પેલાં ચંદ્રિકાબહેન આવે છે તે જુઓ છોને? એમના ઠાઠમાઠમાંનું આપણે ત્યાં કંઇએ દીઠું? આપણે ગરીબ બિચારાં દોઢસો બસેંનાં કમાનાર મુંબાઇમાં કેવી રીતે રહી શકીએ! આ તો માણસની ઓળમાં રહેવા જેટલું માત્ર ન ચાલે તેટલુંજ કરીએ છીએ, તોપણ તમે ખરચની બૂમો પાડો છો.'

'દોઢસો બસો રૂપિયાનો પગાર હોય તોપણ બાઇડી આવું બોલે, અને સંકોચ બતાવે? એને તો પૈસાનાં પોટલાં બાંધવાં હશે? રાંડને સોને મઢે કે શું?' હરકોરડોસીએ અચંબો બતાવ્યો.

'સોને મઢાતી હોય તો સારું! કે તે કોઈ દિવસ બોલાવ્યું બોલ દે. આ તો પાણીમાં પૈસા નાંખવાના. ફેન્સી પોલકાંનાં સિવડામણમાં, ખાસડામાં અને સહેલસપાટામાં. દોઢસો બસોના પગારદારોની શું વાત કરો છો? મુંબાઇમાં તો લાખોનાં પાણી થઇ જાય છે. જેનાં પુરાં ભાગ્ય હોય તે મુંબાઇથી રળીને ઘેર આવે. આગળ ભાયડા એકલા પરદેશ જતા, ત્યાં કેડ બાંધીને પોતે રળતા અને અંવેજ દેશમાં મોકલતા. આજ તો નોકરીનું કે ધંધાનું ઠેકાણું પડ્યું, કે તરત બાઇસાહેબને તેડાવી લેવાનાં. બાઈસાહેબે બે દહાડા મુંબાઇનું પાણી પીધું કે થઇ રહ્યું બસ શેઠાણીજ! મુંબાઇની શેઠાણીઓની વાત કરવા જેવીજ નથી સમજ્યાં બહેન! તેમના ઢોંગસોંગથી તો તોબા! આપણાથી તો એમના જેવું ખરચ થાય નહિ તો નહિજ, પરંતુ જોવાએ નહિ. આપણને એ પાલવે પણ નહિ. હાથી બાંધ્યો પાલવે, પણ મુંબાઈની શેઠાણી ઇતરાઇની ભરેલી મગજની ફાટેલી અને છાકટી આપણા જેવાંને કદી પાલવેજ નહિ. આ દેશમાં એનો મિજાજ કોણ

સાચવે ? તમે તો મારો કે મરો, એવાં થઇ જાઓ.' ગંગાબાએ મુંબાઇની બાઇડીઓ ઉપરની ઘણા દહાડાની દાઝ કાઢનાં કેશવચંદ્રની માના નકારની તોપ ભરી.

'સાંભળ્યું વીજી ! ગંગાબા શું કહે છે ? મારે તો એવી મુંબાઇની શેઠાણીનું કામજ નથી. તારા ભાઇને અને તને ગમતું હોય તો તમે જાણો. તમારી ચાકરીઓની અમે જરાએ આશા રાખતાં નથી ? જાનીના ઘરનું છોકરુંએ પૈસાદારનું છોકરું તો ખરું, પણ ગંગાબા કહે છે એવું નહિ તો. આપણા અહિંની રીતભાત અને લાજમલાજો ખરો.'

'લાજમલાજો' શબ્દ સાંભળતાંવાંત ગંગાબાને પાછું શૂર છૂટયું. લાજાકલમ કરતાંકને તે બોલ્યાં કે, 'લાજમલાજો' અરે ! એની તો આશાજ ન રાખતાં. સામી તમારે લાજ કાઢવી પડશે ? તમે મલાજો પાળો તો કોણ જાણે ? એ તો તમે કે વીજીના બાપ બેઠાં હશો તોપણ માથે ઓઢશે નહિ. એના કપાળ ઉપરનાં જુલ્ફાંની શોભા જતી રહેને ! તમે તો શું ? પણ આખું ગામ સાંભળે તેમ હુંકારો કરી કેશવાને બોલાવશે, તો પછી મલાજાની શી વાત ! સામું તમારે શરમાતાં અને મલાજો રાખતાં વહુપણે રહેવું પડશે.'

'ના, ના, ગંગાકાકી ! મારી ભોજાઇ થઇને આવનારી એવી તો નહિ હોય ! ભાઇ કહેતા હતા કે, ભણેલીગણેલી, ચતુર વિનયવાળી અને કામગરી છે. કોઇ પણ જાતના કામથી ડરે એવી નથી. શરીરે સારી છે. ભાઇએ મને એની છબિ દેખાડી હતી તો.' વીજીએ એની ગામડી અભિમાનની લજ્જાળુ ચેષ્ટા કરતાં કહ્યું.

'ભણેલીગણેલી હશે તો તો વળી દાળ બળી જતી હશે તોપણ ચોપડી હેઠે મૂકશે નહિ. તારા ભાઇએ તને છબિ દેખાડી હતીને ? હવે પૂછ તારી બાને કે, કુંવારે માંડવે તારા ભાઇની પાસે એની છબિ હોય એ કેવી નીતિ રીતિ ? હાય હાયરે બાપ ! આજના લોક અને આજનાં છોકરાં શું કરે છે ? નાની બાળ, હજી તો પરણીએ નથી, તે પહેલાં છબિ અને તે વળી થનાર ભાયડાને હાથ ! તારો ભાઇ ન પરણે તો પછી એની આબરૂના કાંકરા કે બીજું કંઇ ?' ગંગાબા

છબિની વાતથી બહુજ તપી ગયાં. તેમને તો એ મહાપાતક જેવું લાગ્યું.

'છબિઓ હવે કોણ નથી પડાવતું ગંગાકાકી ?' વીજીએ ધીરે રહીને ગંગાને બનાવતાં ચલાવ્યું કે તમે આવડાં મોટાંએ છબિ પડાવી છે તો અમ જેવાં નાનાં છોકરાંને તે પડાવવાનું મન કેમ ન થાય ?' ગંગાબા વીજીના ટાંણાથી બળી ગયાં, પણ દબાઈ જાય તેવાં ન હતાં. 'નાક ઉપર માંખ બેસે તો નાક કાપી નાંખે,' એવાં ગંગાબા તીખાં ને ખરાવાદી હતાં. તે બોલ્યાં કે, 'તારી બાને જેમ કેશવો નચાવવા માગે છે તેમ મુઆ કિશોરે મને પણ પરાણે, હું તો જાણુંએ નહિ અને સમજુંએ નહિ તેમ બેસાડી એના એક દોસ્તદાર પાસે આ મારી છબિ પડાવેલી. જ્યારે તૈયાર થઈને આવી ત્યારે મેં કેટલો બધો કકળાપો કરેલો અને એક છબિ તો ફાડી નાંખેલી. એણે જ્યારે બહુ આજીજી કરી ત્યારે આ એકજ રહેવા દીધી છે.'

ડોસીએ ઉંચું જોઈને કહ્યું કે, 'હશે, છોકરાંને તમારું સંભારણું છે. છબિ તો તમે છો તેવીજ બરોબર પડી છે. મને કેસુ ભમાવવા માગે છે પણ હવે તો હું ભમુંજ નહિને. મેં જે સાંભળ્યું તે ઉપરથી તો હું પણ સમજુ છું કે, એ નરી મુંબાઈની શેઠાણીજ હશે. એવી મુંબાઈની શેઠાણીને લાવીને હું શું કરું ? કેસુને ખોટું લાગે તો ભલે પણ મારે તો હવે એ ન જોઈએ તે નજ જોઈએ. અમદાવાદ ન પરણવું હોય તો ભલે ન પરણે, ક્યાં કન્યાઓની અમ કુળવાન કુટુંબોને ખોટ છે ?'

પણ બા ! એટલી બધી આકળી શા માટે થાય છે ? તેલ જો તેલની ધાર જો અને પછી બોલ.' ભણેલાગણેલા ભાઈને તું કોઈ ગામડાની રોઝડી બઝાડી ખુશી થવા માગે છે ? ના, એમ તો નહિ થાય બા ! મારે તો મારા ભાઈને શોભતી ભોજાઈ જોઈશેજ. એવાં ક્યાંથી ધન્યભાગ્ય કે, મુંબાઈની શેઠાણી જેવી વહુ આવી તને પગે લાગે, અને હું વહાલથી 'ભાભી ભાભી' કહેતી એના ગુણ લેઉં. અમારાં મહેતીજી કહે છે કે, 'સારા માણસની સંગે સારું અને નઠારાની સંગે નઠારું થવાય.' સારું થવા માટે ગુણ અને ભભકો મારવા

માટે પૈસો અને આવડ વગેરે જોઇએ કે નહિ? કણકને ટુંપીએ ત્યારે રોટલી થાય અને સમજુ હોઇએ તોજ રોટલી ખાવાનો ભાવ થાય કે અમસ્તો? કહે છે કે, જેને સારા થવાની ભાવના–ઉત્કંઠા થતી નથી તે સુધરતુંજ નથી અને જેને મોજશોખની ભાવના થતી નથી તે રળતું પણ નથી. સારું થવાને અને મોજશોખને માટે ઉત્કંઠા થવી જોઇએ. જાણીએ તો ઉત્કંઠા થાય, માટે મને તો એવું મન છે કે, મુંબાઇવાળી ભોજાઇ આવે તો હુંએ એના જેવી થાઉં.' વીજીએ સારાપણા માટે લાગણી દેખાડી.

ગંગાબા બોલ્યાં કે, 'વીજી! છોડી! જોજે ભૂલતી હો? ગામડાની રોઝ જેવી ભોજાઈઓમાં નણંદો સમાય છે. પણ સુધરેલી છોકરીઓમાં સમાતી નથી. એ તને 'નાનીબહેન' કહીને મીઠા બોલાપણાનો ઓરિયો વિતાડે એવી આશા રાખતીજ નહિ. તારા ભાઇની ધણિયાણી થઇને આવશે તોપણ તું 'ભાભી' કહીશ તે એને જરાએ ગમશે નહિ.'

'ગંગાબા! મારી ભોજાઈ એવી નહિ હોય? મેં ભાઇને કોઇ કોઈ વાર પૂછેલું ત્યારે એમણે એનાં કેવાં મોં ભરીને વખાણ કરેલાં.' નણંદે આવતી ભોજાઇનું ઉપરાણું લીધું.

'વરને કોણે વખાણ્યો? વરની માએ.' તેમ વહુને કોણે વખાણ્યાં તો કહે વરે, એવું તેં તો કહ્યું. તારી મા તારું માને, હું તો ના માનું બા! મુંબાઇમાં મેં એવી હજારો સુધરેલીઓ જોઇ છે. બોલવે ચાલવે ઉપરથી મીઠી સાકર જેવી હોય પણ અંદરથી ઝેરની ભરેલીઓ, નર્યાં ઇંદરવાયણાં! હુના હુનીની ટાપટીપ અને હુતાહુતીની મોજમજા. એક ચકલુંએ તેમનામાં કદી સમાય નહિ. પહેરવાંઓઢવાં ખાવાંપીવાં અને હાહાહીહી કરવાં એજ એમનો સુધારો તો! તારો ભાઈ બિચારો શું સમજે? ચાટલા જેવી ઉપર ઉપરની સફાઈ અને હસતી બીબીના જેવાં પારસણ સરખાં વહુને જોઇને ભાઇ તો ગીલીગીલી થઇ જાય, અંદરના ગુણ કંઇ તરત જણાય છે? પછી વખાણજ કરેને? પરણીને આવે અને તારી મા કે બે પડોસણો વખાણે ત્યારે

તારી ભોજાઈની શાબાશી ?' ગંગાબાએ પતાવવા તરફ વલણ લીધું-

'હાસ્તો, એ તો 'લાડી પાડીનાં નીવડે વખાણ.' અત્યારે તો એય ક્યાં છે ને તેય ક્યાં છે ? કેશવચંદ્રની બાએ વહુ મળવાની અધીરાઇ બતાવી.

ગંગાબા બોલ્યાં કે, 'એમ શા માટે બોલો છો ? કોઇને કોઇ પણ, વહુ કંઇ આવ્યા વગર રહેવાની છે ? તમારો કેશવો ભણેલો છે તે મુંબાઇવાળી સુધરેલી મડમસાહેબજ લાવશે. તમે વાંધા કાઢશો તો કંઇ ચાલવાના નથી. એટલું તો ખરું કે, તે ઘરમાં અને ગામમાં અજવાળું પાડે એવી હશે. સફાઇમાં ટાપટીપમાં અને ભભકામાં બાકી નહિ હોય ! તમારી એને જોઇને આંખો ઠંડીગાર થઇ જશે. પછી તમારું અંતર કરે કે નહિ, તે તો વાત જુદી ! ગામના ને તમારી નાતના લોક પણ ઘડીવાર જોઇ રહેશે. મુંબાઇની શેઠાણી તે શેઠાણીજ ! એમાં તો શક નહિ. બોલવામાં ચાલવામાં અને સ્ફુર્તીમાં તો એ સૌને આંજીજ નાંખશે.'

છોકરીએ ઉભાં થતાં થતાં કહ્યું કે 'જો બા ! ગંગામા પણ એમ તો કહેજ છે કે, 'મુંબાઇની શેઠાણી તે શેઠાણીજ ! સૌને આંજી નાંખશે. બસ, હું તો એ ભોજાઇનેજ પસંદ કરું અને એનેજ 'શેઠાણીભાભી' કહું.'

'ઇશ્વર તારી હોંશ પુરી કરો બેટા ! સારું હશે તેને કંઇ કોઇથીએ નઠારું કહેવાશે ?' ગંગાબાએ તેમને આંગણા સુધી વળાવવા જતાં આગલા અભાવની તિખાશનો જોસ ઓછો કરવા ડોશી અને છોકરીને આમ છેવટનાં પ્રિય વચન કહ્યાં.

## પ્રકરણ ૩૧ મું.

### પાસો ફર્યો.

'શિવ ! શિવ ! જીજી ! કેટલા વાગ્યા ?' રામચંદ્રશેઠે એકદમ ઉંઘમાંથી ઉઠતાંવાંત તેમની વૃદ્ધમાતા મંછાડોસીને સંબોધીને સવાલ

ફર્યો. મંછાડોસી પૌત્રના મંદવાડથી દુઃખી દુઃખી થઇ ગયેલી હતી. છેલ્લો ગુલાબવહુએ દરાખ ખવડાવ્યાથી થયેલો અકસ્માત બની ગયા પછી તો ચંદુલાલની તબિયત એટલી બધી બગડી ગઇ હતી કે, કોઈ પણ માણસ તેના જીવ્યાની આશાજ રાખતું ન હતું. ગુલાબ અને ગજરીને તે પછી એની પાસે આવતાં જતાં બંધ કર્યાં હતાં. એકલા રામચંદ્ર અને મંછામા ખડેપગે અને ઉઘાડી આંખે રાત્રિદિવસ તેની આગળ સારવાર માટે હાજરનાં હાજર રહેતાં હતાં. જેકોરશેઠાણી તેમને મદદ કરતાં તોપણ પાણી કે દૂધ આપવું હોય અથવા દવા પાવી કે સારવારને લગતું બીજું કંઈ પણ કામ કરવું હોય તો તે રામચંદ્રશેઠ પોતેજ કરતા હતા. મુંબાઇથી તારા અને મોંઘીઝવેરણ જોવા આવ્યાં હતાં. એક બે દિવસ રોઘી રહ્યાં. પછી ગમગીન મને અને આંસુ ભરી આંખે પાછાં ફર્યાં, પણ તારાથી જવાયું નહિ. મંદવાડ ભારે હોવાથી તે ખરા કામને પ્રસંગે ઉપયોગી થઈ પડી. ઘરમાં કોઇનો જીવ એક ક્ષણવારે ઠર પડતો ન હતો, તો પછી રામચંદ્ર કે મંછામા શાંત પડે એવું બનેજ ક્યાંથી ? ઘણા દિવસોના ઉજાગરા અને હેરાનગતીથી આજ રાતે બાર વાગ્યા પછી રામચંદ્ર આરામચેરમાં ઉંઘી ગયા હતા. એકાદ વાર જેકોરશેઠાણીએ કંઈ કામે બોલાવ્યા પણ બોલ્યા નહિ, એટલે મંછામાએ બહુજ દીન કાયર અને દુઃખી વચને 'એને બિચારાને જરા જંપવા દે.' એમ કહી જગાડવા દીધા નહિ. રામચંદ્રના ઉંઘી ગયા પછી સાસુવહુએ બહુ કલેશ કર્યો. માંદાને માટે અને માંદાની સાથે માંદા થયેલાં આખા ઘરનાંને માટે મંછાડોસી હિમ્મત મૂકી દઇને રડ્યાં. થાક, ચિંતા અને ઉજાગરાઓથી નિઃસત્વ થઇ ગયેલાં તે પછી ત્રણેકને સુમારે નિદ્રામાં પડ્યાં અને ચારેક વાગે રામચંદ્રે જાગ્રત થતાંવાંત ડોશીને 'કેટલા વાગ્યા ?' એમ પૂછ્યું જેકોરશેઠાણી તરત જાગી ઉઠ્યાં, અને ડોશી જવાબ આપે તે પહેલાં બોલ્યાં કે, 'ચાર વાગ્યા હશે. રહો જોઉં.'

'જીજી ! તું બરોબર જાગ્રત છેને ?'

'ના, ભાઈ ! મારી આંખ જરા મળી ગઇ હતી. શું છે કહે ?'

રામચંદ્ર ફરીને ઈશ્વરનું નામ લઈ ખુરસીમાંથી ઉભા થયા અને જેકોરને કહ્યું કે 'દીવો લઈને જરા અહિં આવ ?'

બત્તીને તેજ કરી તે લઈ જેકોરશેઠાણી પલંગ આગળ ગયાં એટલે ચંદુ સામું જોઈ રામચંદ્રશેઠ આનંદભેર બોલ્યા કે 'જીજી ! પાસો ફર્યો ઈશ્વરે કૃપા કરી. અહિં આવ અને જો.'

'જીજીને શું દેખાડો છો, મનેજ કહોને કે, ઈશ્વરે શી કૃપા કરી છે ? ચંદુ તો બિચારો જેવો ને તેવોજ એમનો એમ મંદવાડમાં પડેલો છે. જીજીને બિચારાંને વળી એની સામું જોવડાવી અમસ્તા રડાવશો. તમો ઉંઘી ગયા પછી એમણે બહુ કલ્પાંત કર્યું છે.'

'જીજી ! હવે ખુશી થા, ઈશ્વરે આપણી સામું જોયું છે. ખરેખર એક ચમત્કારજ થયો છે. તારાં અને ઘરડાંનાં પુણ્ય અમારી વહારે આવ્યાં છે.'

'પણ શું છે ? કહો તો ખરા. ખુશી થવા જેવું અહિં શું છે ? શું ચંદુ આજ સારો ઉંઘ્યો એમ કહેવા માગો છો ? તમે જરા ઉંઘ્યા છો અને એ તો લગારે જંપ્યો નથી. હમણાં લગી હાંફતો ને ઉહઉંહ કર્યા કરતો હતો.' જેકોરે આકળાં થઇ જઇ જવાબ આપ્યો.

'જીજીને આવવા દે એટલે બતાવું કે ઈશ્વરે આપણી ઉપર કેવી કૃપા કરી છે.' ડગુમગુ કરતી ડોસી પલંગ પાસે આવી એટલે જેકોરના હાથમાંથી દીવો લઈ ચંદુલાલનું માથું બતાવી રામચંદ્રે કહ્યું કે, 'જો, આ માથા ઉપર કુમકુમનો થાપો મારેલો જણાય છે કે નહિ ! કાન ઉપર પણ જો કંકુ ગયું છે.'

જેકોર અને મંછામા મંદવાડને લીધે આછા થઇ ગયેલા વાળવાળું ચંદુલાલનું માથું કંકુથી ભરાઇ ગયેલું જોઇ અત્યંત આશ્ચર્ય પામ્યાં. મંછામા કાન આગળ ગરેલા કંકુને ચપટીમાં મસળતાં મસળતાં બોલ્યાં કે 'રામચંદ્ર ! ઓહો ! આ શું ? તેં કંઇ ટુચકો ભુચકો કર્યો કરાવરાવ્યો હતો કે શું ? કહે અમે તો ત્યારનાં જાગીએ છીએ. આ હમણાંજ આંખ મિચાઈ ન મિચાઇ ને તેં બૂમ પાડી. આ તો ખરેખર કોઇક મોટા દૈવી ચમત્કાર જેવું લાગે છે. ઝટ બોલ શું છે ?

'એકવાર ખાતરી કર કે કંકુ ભર્યો હાથ કોઈએ ચંદુના મસ્તક ઉપર મૂકેલો હોય એવું લાગે છે કે નહિ? સાક્ષાત્ પરમેશ્વર! પરમેશ્વરેજ આપણી ઉપર દયા કરી લાગે છે. જીજી! હવે પાસો ફર્યો એમજ માન. કંકુનો ભરેલો હાથ તારા છોકરાને માથે પરમેશ્વરે મૂક્યો તેની આથી બીજી કેવી વધારે-વધારે સારી ખાતરી કરવાની હોય? તે કહે.'

'ઈશ્વરે મને તો આખો જન્મારો આવા ચમત્કારોજ બતાવ્યા છે. જ્યારે જ્યારે સંકટ આવ્યાં હશે ત્યારે ત્યારે ઈશ્વરેજ તેમાંથી મને પાર ઉતારી છે. દીકરા! ઈશ્વર સિવાય માણસ બીજા કોની ઉપર વિશ્વાસ રાખી શકે તેમ છે? એ પરમ કૃપાળુ વિશ્વંભરનાથ સૌનું ભરણપોષણ અને રક્ષણ કર્યા કરે છે. અમે તો બીજા કશા આળપંપાળને માનતાંજ નથી. એ જન્મ આપે છે અને એજ પાળે છે. અમો હમેશ તેની ઉપર આસ્થા રાખીને સુખ દુઃખ સહન કરીએ છીએ. ઈશ્વરજ અનન્ય શરણ છે, એમાં શું કહેવું? બોલ હવે તને શો ચમત્કાર જણાયો તે સૌ કહે!' ડાસીએ રામચંદ્રવાળી આરામ-ચેરમાં બેસીને પ્રસન્ન મને આમ પૂછ્યું અને જેઠાણીશેઠાણી ખુરસીની પીઠ પકડી આતુરતાથી 'રામચંદ્ર શું કહે છે,' તે સાંભળવા ઉભાં રહ્યાં.

'જીજી! ઘણા દિવસના ઉજાગરાઓને લીધે જાગવાનો બહુ બહુ યત્ન કરવા છતાં પણ આજ મારાથી ઉંઘી જવાયું. શરૂઆતમાં એવી ગાઢ નિદ્રા આવી કે, મને કશું ખબરજ નથી. તમે જાગતાં હશો, મને બોલાવ્યો હશે અને આ કહે છે તેમ, તમે કલ્પાંત પણ કર્યું હશે. છતાં હું તે કંઈ પણ જાણતો નથી. ઉંઘમાં મને એવું સ્વપ્ન આવ્યું કે, જાણે કેશવચંદ્ર એક તપોમૂર્તિ સંન્યાસીને લઇ આપણે ઘેર આવ્યા. તેમણે મહાત્માને કહ્યું કે, "આ મારા સ્નેહી ઉપર કૃપા કરો.' મહાત્માનું તેજ અને તેમની પુણ્યમૂર્તિએ આપણને ચકિત કરી નાંખ્યાં. કેશવચંદ્રની વિનંતિ તેમણે સ્વીકારી, ચંદુલાલના મસ્તક ઉપર હાથ મૂક્યો. અમે તમે અને કેશવચંદ્ર જોતાંજ રહ્યાં અને તે યોગી એકદમ કશું બોલ્યા ચાલ્યા વગર પછી ત્યાંથી અંતર્ધાન થઇ

ગયા. 'કેશવચંદ્ર! તમે આ મહાત્માને ક્યાંથી લાવ્યા? અને તે અમારા ઉપર આવી મોટી કૃપા કરવા છતાં અમને તેમના ચરણારવિંદ પખાળવાનોએ લાભ આપ્યા વગર આમ અંતર્ધાન કેમ થઇ ગયા?' એમ હું કેશવચંદ્રને પુછું છું એટલામાં તો તે પણ મને કશો ઉત્તર આપ્યા વગરજ ચાલતા થયા. મેં તેમને મોટેથી બોલાવવાનો યત્ન કર્યો તેથી જાગી ગયો.'

'આપણે તો એને સંભારતાંએ નથી અને એણે તો આપણુને એનાં હમેશનાં ગુણઓસિંગણ બનાવ્યાં. આ સ્વપ્ન જેવું ન કહેવાય કંકુનો થાપો તાજો છે અને કેશવચંદ્ર ખરેખર મહાત્માને લઇને આવ્યા હોય તો તપાસ કરાવરાવો આપણે ચંદ્રના મંદવાડને લીધે ગાંડા જેવાં થઇ ગયાં હતાં, એટલે ખરું સ્વપ્ન જેવું, અને સ્વપ્ન આપણને ખરા જેવું લાગે એમ છે, કેમ જીજી! બોલતાં નથી?' જેકોરશેઠાણીએ સ્ત્રીબુદ્ધિએ ચમત્કાર સૂચના બતાવી.

'ના, સ્વપ્ન રૂપે ઇશ્વરની કૃપા. આ જગતમાં ઘણીએ વાર આવા ચમત્કાર બને છે. નાસ્તિક માણસો ન માને તો ભલે, પણ દરેક માણસને આવી રીતે જીવનમાં એકાદ બે વાર ઇશ્વરનો સાક્ષાત્કાર થયા વગર તો રહેતોજ નથી. મને બે ત્રણ વાર સ્વપ્નદ્વારા આવા ચમત્કાર જણાયા છે. પ્રિયજનના સારા ખોટાનું માણસને આવી રીતે ઘણીવાર સૂચન થાય છે. બીજી તો તપાસ કરાવવાની ખેર ગઇ પણ ઇશ્વરે કૃપા કરી અને ચંદલાલ સવારથી સાજો થવા માંડે તો એ પુણ્યશાળી પગલાંના કેશવચંદ્રે એના પેલા યોગીરાજ મહાત્મા પ્રપિતાની મારફતે આપણને આભારના ભાર નીચે દાબી દીધાંજ કહેવાયને? રામચંદ્ર! જરૂર એ ઇશ્વર સમાન યોગીમહાત્માએજ કેશવચંદ્ર સાથે થયેલા સંબંધને લીધે આપણને કૃતકૃત્ય કર્યાં. હવે તું એના ફૂલ નહિ તો ફૂલની પાંખડીએ કરીને પણ ઉપકાર કેડ.'

'કોણ કોઇ એમ કહેતું હતું જ, 'ગામ બહાર કન્યા દેવાને જાય છે, પણ પરોણાનાં પગલાં એવાં કે વિઘ્ન આવ્યું' લોક કેવા અમૃતને ઝેર કરી નાંખે એવા દુષ્ટ હોય છે જીજી! જરૂર મારી ગજ-

રીના વડસસરાએજ કૃપા કરી. જેકોરશેઠાણી જેમના મનમાં લોકના ઉપલા કથને જરા વહેમ ઉત્પન્ન કર્યો હતો તે પોતેજ પોતાના મનને ચોખ્ખું કરતાં આમ બોલ્યાં. 'એ આપણે ઘેર આવ્યો ને ચંદુલાલ પાસ થયો. વળી જ્યાંસુધી એ આપણે ત્યાં રહ્યો ત્યાં સુધી નિત્યે હું તો કંઇ ને કંઇ આપણું સારુંજ થતું જોતી હતી. એણે મહાત્માની સેવા કરી આ પ્રમાણે કરાવરાવ્યું હોય તો પછી ચંદુ અને એની વહુ જન્મારાનાં ગુણઓસિંગણ કહેવાય કે નહિ? પણ એ ક્યાંથી હોય? આ તો ગજરીના વિવાહની ધામધૂમને લીધે સ્વમમાં મહાત્માની સાથે એનો પણ પ્રસંગ ગુંથાઈ ગયો હશે અસ્તુ, ગમે તેમ હો. પરંતુ આ તો પ્રત્યક્ષ સત્યજ છે કે, ચંદુલાલના મસ્તક ઉપર કોઇએ કંકુ ભરેલો હાથ મૂકયો છે. કેશવચંદ્ર મહાત્માને લઇ આવ્યો હોય કે મહાત્મા પોતે આપણાં ઘરડાંના પુણ્ય પ્રતાપે અત્રે પધાર્યા હોય, પણ ચમત્કાર તો ખરો તે ખરોજ. હવે જુઓ, જરૂર સવારથી ચંદુલાલની તબિયત સુધરવા માંડશે.'

'મને ઠીક લાગે છે મા!' ચંદુલાલે જાગતો હોય તેમ વચમાંજ ઉત્તર આપ્યો. ડોસી, રામચંદ્ર અને જેકોરશેઠાણી ઘણે દિવસે દીકરાના બોલ સાંભળી ખુશી ખુશી થતાં એકદમ તેની પાસે જઈ ઉભાં રહ્યાં. જેકોરશેઠાણીની આંખમાંથી આજ હરખનાં ઉનાં ઉનાં આંસુ નીકળી પડયાં. ડોસી તેના મસ્તક પાસે મુખ લઈ જઈ બોલી કે 'બેટા બાપા! તને ઠીક લાગે છે ભાઈલા! ઇશ્વરનો ઉપકાર માન! અહો! અમોને ઈશ્વરે તાર્યાં, જીવાડયાં અને હસાવ્યાં. ઇશ્વરજ એક ખરો છે. તેનામાંજ હમેશ વિશ્વાસ રાખીએ બેટા! તને હવે કેવું ઠીક લાગે છે?'

'જીજી! હું જાણે ઓચિંતોજ પહેલાં હતો તેવો થઇ ગયો છું. તંદુરસ્ત નિદ્રામાંથી આગળ જેમ જાગતો તેમ મારાથી હમણાં જગાયું. હવે મને નબળાઈ લાગે છે. હું કોણ, કયાં છું, તમે શું? એવું કંઈ પણ જ્ઞાન મને આજ લગી ન હતું. હું જાણે છૂટયો હોઉં એમ લાગે છે. મારા મનનો રોગ હું તમને કોઇ કોઇવાર કહેતો તે જાણે ગયો

આજ એકદમ દૂરજ થઇ ગયો છે. મારું મન તદન શાંત થઇ ગયું છે. નબળાઈ સિવાય મને બીજું કંઇ પણ દુઃખ દરદ હમણાં જણાતું નથી. તમે હવે મારી બિલકુલ કાળજી કરતાં નહિ. જીજી ! મને હવે જરા ચા પીવી છે.'

'બેટા ! બબ્બે મહીના થયાં તારી સાથે અમે પણ ચા છોડી દીધી છે. તું ચા પીશ તો અમે પણ તારી સાથે પીશું, પણ દીકરા ! તારી નબળાઇને લીધે અત્યારે તને તે ન અપાય ? નાની ચમચીવડે દૂધ આપીએ છીએ, તે પણ પરાણે તારે ગળે ઉતરે છે તો પછી ચા કેમ અપાય ? દીકરા ! એવી ગાંડીગાંડી ભાવના હમણાં કરતો ના.' ડોસીએ ભયને લીધે વાત વિસરાવવા યત્ન કર્યો, પણ ચંદુલાલે ફરીને કહ્યું કે 'જીજી ! હું નિત્યના જેવો નથી. હું મનથી તદન હોશિયાર છું. મંદવાડને લીધે બોલું છું એમ ન ધારતાં. જરાએ ડરતાં નહિ. અલબત, મારાથી વધારે તો કદાપિ નહિ પિવાય અને હું વધારે પીશ પણ નહિ.'

રામચંદ્રે બોહોશ નહિ કરવા દેતાં કહ્યું કે. 'ઠીક. તારી બા જઇને તારાવહુને ઉઠાડી ચા કરાવરાવે છે દરમિયાન તને સારું લાગતું હોય તો તું જરા ધીરેથી જીજી સાથે વાતચીત કર અને હોશિયાર થા ત્યાર સોરી ચા પણ થાય છે.' જેઠોરને 'તમે જીજીને દાતણપાણી કરાવરાવો.'

'તારાભાભી અહિં છે ?' ચંદુલાલે પૂછ્યું,

'તને તેય ખબર નથી દીકરા ? તારાભાભી અને તારાં ઝવેરણ સાળી સાથે તને જોવાને પંદરેક દિવસ ઉપર અહિં આવેલાં છે. એ બે દિવસ રહીને ગયાં પણ તારાવહુને તારી બાએ કામકાજનો વખત હોવાથી અહિં રાખ્યાં છે.'

'ચંદુ ! તને દુઃખમાંથી મુકત થયો હોઉં અને તંદુરસ્ત હાલતમાં આવ્યો હોઉં એવું શું નવાઇ નવાઈ જેવું લાગે છે વારું ?' રામચંદ્રે પૂછ્યું.

'બાપાજી ! મને પ્રથમથી જે કંઈ દુઃખ હતું તે માત્ર એજ

હતું કે, હું જાણે મારો પોતાનો ન હતો. વાત કરું કારવું ખરો પણ પાછો સૌ ભૂલી જાઉં. જીવ અગમનિગમમાં ઉતરી જતો હતો. અત્યારે મને એવું નથી લાગતું, હું જાણે મારી પોતાની અસલ સંજ્ઞા પામી મારો પોતાનો બન્યો છું. મને આનંદ સાથે છુટો થયો હોઉં એવું લાગે છે. ગજરીબહેન ! ક્યાં છે ?' ચંદુલાલે વાત કરતાં કરતાં ચલાવ્યું, 'બાપાજી ! આપણે એને પરણાવી એવું મને લાગે છે તે શું ?'

મંછામા બોલ્યાં કે, 'તને હજી ભ્રમ છે દીકરા ! બહુ બોલીએ નહિ, થાકી જવાય. ગજરીને પરણાવવા માટે આપણે અહિં આવ્યાં અને તું માંદો પડયો એટલે તે બધું અટકી પડેલું છે. તને એનું સ્મરણ રહેલું છે. તું હવે પાછો આંખ મીચી શાંત થા. ચા તૈયાર થઈને આવશે ત્યારે તને બેઠો કરીશું.' મંછાડોસીએ ચંદુલાલને કપાળે વહાલથી હાથ મૂકી તેનો થાક ઉતરે તેમ શાંત પાડયો. રામચંદ્રને તેમણે કહ્યું કે, 'રામચંદ્ર ! હવે તુંએ બહાર જઈ દાતણપાણી કર.'

રામચંદ્ર બહાર ગયા અને ડોસી ચંદુલાલના કપાળ ઉપર હાથ ફેરવતાં ફેરવતાં તેની પાસે બેઠાં. ચંદુલાલના મોં સામું અને તેના માથા સામું જોતાં અને મનમાં વિચાર કરતાં કે 'ઓહો ! આ શું અદ્દભુત ! ખરેખર કંકુ છે ? મન કબુલ કરે તોય કરે અને ન કરે તોય કબુલ કરવુંજ પડે, એવું કૌતૂક છે ! છોકરાના મોંની કાન્તિમાંએ ફેર પડી ગયો છે. અહો ! ઇશ્વર ! હું તારી કેટલી બધી આભારી. હું કયી રીતે તારા ગુણ ગાઉં ! તુંજ નોંધારાંનો આધાર છે. મને— અરે મને તો શું પરંતુ કોઇને પણ આ છોકરાની આશા ન હતી. વહુને સીમંત અને દીકરાની ભયંકર સ્થિતિ ! ઓ પ્રભુ ! મને તો કડકડતા તેલના પેણામાં નાંખી હોય એવું દુઃખ થતું હતું. પ્રભો ! તેંજ ખરેખર મારી સામું જોયું, નહિ તો હું આ સંસાર દાવાનલમાં દઝાઈ સિઝાઇને મરત. અહો ! આથી મને તારી બીજી કયી પ્રત્યક્ષતા મળવાની ? આ દેવતાઇ કંકુ તો હું મારા કુટુંબને પરંપરા વારસામાં અપાતું રહે એવી રીતે સાચવી રખાવીશ અને હે પ્રભો ! એજ અમને નિરંતર તમારી ભક્તિ અને શ્રદ્ધામાં નિશ્ચલ રાખશે.' ફરી ફરીને

ચંદુલાલના મુખ સામું જોતી અને તેની ઉપરનું દુઃખનું વાદળ દૂર થયેલું જોઇ ઈશ્વરનો ઉપકાર માનતી, ડોસી ચમત્કારના વિસ્મયમાં પડી કદી મૌન રહી જતી અને આનંદથી અનેક મનોરથ કરતી હતી, એટલામાં આનંદની અને હાસ્યની મૂર્તિ હોય એવી ગજરી અંદર આવી. રૂપાની ઘંટડી જેવા ઝીણા મધુર આનંદથી વિખરાતા કર્ણમાં અમૃતની ધારાઓ વરસાવતા અને ઉમંગ તથા ઉત્સાહથી ભરપુર બોલોમાં તે બોલી કે, 'દાદીમા ! મારાં ભાભી ચાંદીનો થાળ લઇ નહાઇ ધોઇને ભાઇને પુનરુજ્જીવન આપનારું એ પવિત્ર કંકુ લેવા આવ્યાં છે, કહો તો અંદર બોલાવું ?'

'ભલે ! આવ, બેટા ! સુભાગી વહુવર !' ડોસીએ ટટાર થઇ ગુલાબવહુને અંદર આવવા આજ્ઞા આપી. સૌભાગ્યની મૂર્તિ હોય એવી ગુલાબવહુ પછી આધું ઓઢી રૂમઝુમ રૂમઝુમ કરતી તારાગૌરી સાથે અંદર આવી.

## પ્રકરણ ૩૨ મું.

### ઘર તરફ.

'ભાઈ ! તમારો તે અમે કેટલો ઉપકાર માનીએ? તમે અમને જીવતદાન આપ્યું. અમે આ જગતમાં નહિ તો શું મોં દેખાડવાને જીવત. ખરેખર ડોસો તો આજ કુવે પડત પરંતુ મેં તમારે નામે વાર્યા તેથી તમારા ઉપર વિશ્વાસ રાખી તમારીજ વાટ જોઇ બેસી રહ્યા. જો તમે પાછા ન આવ્યા હોત તો એ જરૂરજ આત્મઘાત કરત. હું અભાગિણી પછી શું કરવાને નિર્લજ્જ જેવી આ દુઃખના દરિયામાં જીવત. હું પણ દીકરીના બળાપામાં આ જીવનની કાળાગ્નિમાં આહુતિજ આપત.' પેલી બ્રાહ્મણીએ કેશવચંદ્રનાં ઓવારણાં લઈ તેનો ઉપકાર માન્યો. ભરવાડ અત્યંત ખુશી થયો, અને 'બાવાજીને વાઘે મારી નાંખ્યા' એમ જ્યારે કેશવચંદ્રે કહ્યું ત્યારે તો તે ખડખડાટ હસી પડ્યો. નિખાલસ-ખુલ્લા મને તે બોલ્યો કે, 'ભાઇ! બધું અહિંનું

અહિંજ છે. 'સરગ ને નરક અહિંજ છે.' જેવું કરમ કરે તેવું ફળ પામે નઠારાનું કદીએ સારૂં થતું નથી. બ્રાહ્મણની અણસમજુ છોકરીને તેનાં માત્રીતરની પાંખમાંથી ઉડાડી જનારને મારો ધણી સજા કર્યા વગર તે કદીએ રહે કે? બાવા ને સાધુડા ઢોંગ કરીને મારા દીચરા! જગતને લૂતી ખાઇ તોફાન અને આવાં કમાડાંજ કર્યા કરે છે. 'મફતનું ખાવું ને મસીદે સૂવું.' ગાંજા ફુંકવા અને પારકા રોટલા ખાઇ પારકાનાં ઘર ઘાલવાં, તે ઇશ્વર ક્યમ સાંખે?'

પેલી છોકરી તો આ બનાવથી એવી શરમિંદી—છોભી પડી ગઇ હતી, અને વાત્રે પેલા બાવાને તેની આંખો આગળ એવી રીતે ફાટી ખાધો હતો કે, તે થરથરીજ ગઇ હતી. તે આ બનાવથી ખરેખર હબક ખાઈ ગઇ હતી. પૂછતાં પણ કંઇ બોલતી ચાલતી ન હતી. 'અણસમજુ છોકરીને ડોસોડોસી શિક્ષા કર્યા વગર નહિ રહે,' એવો કેશવચંદ્રને ભય હતો તેથી ભરવાડ પાણીછાણી લેવાને ગયા પછી તેણે ડોસાડોસીને કહ્યું કે 'જુઓ! હું હવે બીજે રસ્તે મારે ગામ જાઉં છું. તમે આ ભોળા ભરવાડની સંગાથે સીધાંસીધાં તમારે ગામ જજો. તમારી છોકરી અણસમજુ છે. તેને નજર તળે રાખજો અને કંઇક ભણવાગણવા તથા ભક્તિ કરવા તરફ લક્ષ રખાવજો. એનો જન્મારો બગડેલો છે. એની ઉપર તમે કંટાળતાં નહિ. તેમ એના જીવને તુચ્છ ગણી ધિક્કારશો પણ નહિ. એ અણસમજુ બાળકને તમે કંઈ શિક્ષા ન કરતાં, નિભાંગી જીવ ઉપર હમેશ દયા રાખવી. ક્રોધ કરી તેને વધારે સતાવવો કે ધિક્કારવો નહિ. તમે કહો છો કે 'રોટલાનું તમને દુઃખ નથી' તો પછી આ છોકરી તમને ભારે પડવાની નથી. વ્યવહાર દૃષ્ટિએ આબરૂ સાચવીને રહેતાં આવડે, એજ માત્ર તમારે એને શીખવવાનું છે. તમારે બીજું છોકરું નથી અને પિતરાઇઓ વગેરેનો પરિવાર છે, તે જુદો છે. તમારી પાસે જે હોય તે તમે તમારી પોતાની પુત્રીને આપજો. તમારે જે કરવાનું છે તે એજ કે, તેને મિલકતનું રક્ષણ કરવાને યોગ્ય બનાવવી. આપણા લોકમાં દુઃખના પારાવાર છે. હિંદુ સંસારનાં દુઃખ અજ્ઞાનજન્ય છે. જ્ઞાનથી આપણું

અને પરનું તેમ આલોકનું અને પરલોકનું દુઃખ ટાળી શકાય છે. અભણ કુટુંબોમાં જ્યાં જેશો ત્યાં તમને આવુંને આવું દુઃખ જણાશે. આપણા લોકની સ્ત્રીઓ અને ખાસ કરીને વિધવાઓ વગેરે જે મહા દુઃખથી કણકણતી જણાય છે તે કુટુંબની અજ્ઞાનતાને આભારી છે. ભણ્યા-ગણ્યા સારા લોકમાં કયાંહિં દુઃખ નથી. લડાઇ ટંટાને કિંવા મતભેદને તમારે દુઃખ સમજવું નહિ. એ તો આ જગતમાં બધે ચાલ્યાંજ જાય છે. મનને શાંત રાખી આવ્યા ગયા દુઃખને સહન કરવું અને બનેલા બનાવને વિસરી જવાનો યત્ન કરવો, એમ કર્યાથી સુખ ઉત્પન્ન થાય છે. આ વાતને તમો વિસરી જજો. છોકરીને આ બનાવ ઉપરથી સંતાપશો નહિ. જો તેમ કરશો તો તે નઠોર થઇ જશે અને આથી પણ વધારે ખરાબ રસ્તે ઉતરી પડશે. મારઝુડ કે સખતાઈ માણસને સુધારતી નથી પણ સમજાવી પટાવીને એકાંતમાં દીધેલી શિખામણ સુધારે છે. માટે મારી તમને એટલીજ વિનંતિ અને ભલામણ છે કે તમારે પોતાને માટે અને છોકરીને માટે આ વાતને જાણે બનીજ નથી એમ ગણી તદન ભૂલી જવી અને શાંત રહી કર્તવ્ય હોય તે કર્યા કરવું. તમે તમારું નામ ઠામ મને આપો, કે જેથી હું તમને કોઇ વાર મળું અને મારાથી તમારી કે તમારી પુત્રીની સંભાળ લેવાય તો કોઇવાર લઇ શકું.'

ડોસો બોલ્યો કે, 'ભાઇ ! તમે સારાં માબાપના ફરજંદ છો એટલે સારીજ શિખામણ આપો, તે યોગ્ય છે. હું સમજું છું પણ આપણો–ખાસ કરીને બ્રાહ્મણોનો સંસાર બહુજ દુઃખી છે. વિધવા છોકરીઓ અને વહુઓને સાચવવી–સાપના ભારા વિંઢારવા એ મહા મુશ્કેલ કામ છે. અજ્ઞાન બૈરાંથી એ કામ બનતું નથી અને પુરુષોને બિચારાઓને લાખો જંજાળો હોય છે. એક તરફથી ગરીબાઈ, બીજી તરફથી કલેશકંકાસ, અને ઘરોમાં જોઇએ તો અજ્ઞાન અણસમજુ બૈરાંનું રાજ્ય, ત્યાં શું બને ? ઘરનું ભૂષણ અરે ! ઘરનું અજવાળું બૈરું કહેવાય છે. તેના વડે ઘર શોભે છે અને સુખી થાય છે. બૈરાં અજ્ઞાન એટલે ઘર કંકાસનું ઘર, અને તેમાંથી પછી જે વસ્તી થાય

તે પણ કંકાસિયાજ નીવડે. સુખ ને આનંદમાંથી સુખ અને આનંદ ઉત્પન્ન થાય છે, તથા દુઃખ અને કલેશમાંથી દુઃખ તથા કલેશજ ઉત્પન્ન થાય છે. આ બધો વાંક છોકરીની માનો છે. નાનપણથી હું એને કહેતો હતો કે, છોકરી અને કણુકને તો સારાં કેળવવાં જોઇએ. તેણે એમ કર્યું નહિ અને મોઢે ચઢાવી તેનાં આ ફળ મળ્યાં. હું તો હજીએ કહું છું કે, કંઇ પાઠપૂજા અને કંઈ ભજનકીર્તન શીખવ. એથી એનું મન પવિત્ર થશે અને ન કરે નારાયણ ને સંકટ આવી પડશે તો તેમાંથી પોતાનું ગુજરાન પણ કરી શકશે. મારું કહ્યું માનતી નથી અને આવી રખડપટ્ટીની જાતરાઓમાં એ પૈસા છે તે નકામા નાંખી દેવરાવે છે.'

'કાકા ! એ તો હવે જે છે તે છે. એમને માટે શોચ કરવો નિરર્થક છે. ઢળ્યા દૂધ ઉપર રોવું કંઇ કામનું નથો. 'ભૂલ્યા ત્યાંથી ફરીને ગણવું' માટે મેં કહ્યું તે બાબત લક્ષમાં રાખશો તો બસ છે. બહેનને કંઇ દેખતી કરજો. વારસામાં ધન અને મિલકત મેલવા કરતાં ગુણવાન છોકરાં મૂકવાની ઉમેદ વધારે રાખવી, કે જે ધન અને મિલકતને ઉપજાવી શકે. અસ્તુ ! તમે હાલ જે જાતરાએ જતા હો ત્યાં જાઇએ તો જાઓ, પણ એની ઉપર નજર—કડક નજર નહિ પરંતુ સ્નેહની નજર રાખતા રહેજો. ઇશ્વર તમારૂં સારુંજ કરશે. હવે મારે જવું છે તેથી રજા લઉં છું. આ ભરવાડને જરૂર સાથે રાખજો. એ જડસો પણ સારો અને ચોખા દિલનો માણસ છે. આપણી રીતને અનુસરી આપણે કેટલીક વર્ણને હલકી માનીએ છીએ, પરંતુ તે તેવી નથી. ગરીબ અને સાદું જીવન ગાળનારા લોકો ઘણી વાર આપણા કરતાં સ્વાભાવિક રીતેજ બહુ ઉંચી નીતિમત્તાવાળા હોય છે. હું જ્યાં સુધી મનુષ્યની પરીક્ષા કરી શકું ત્યાં સુધી તો મને આ ભરવાડ ચોખ્ખા દિલનો માણસ લાગે છે. ભલે, આપની યાત્રા સુખ રૂપ થાઓ.' આમ કહીને કેશવચંદ્ર ઉઠયો અને નજીકના રેલવે સ્ટેશન તરફ જનારા માણસો સાથે માર્ગે પડયો.

આ સથવારામાં એક અમલદાર અને તેનું કુટુંબ તથા બીજા

બે ત્રણ આમતેમના નજીક નજીકનાં ગામોના રહેવાસી વાણિયા હતા. અમલદારની સાથે બેલગાડી હતી પણ રસ્તો એવો ખડબચડો હતો કે ગાડીમાં બેઠા કરતાં હિંડવું વધારે સારું. ટેકરા અને પથરાઓથી ગાડી હેલા ખાતી ને શરીર આમ તેમ અફળાઈ તેમાં કુટાઈ જતું હતું. એકાદ ગાઉ ગાડીમાં બેસી રહ્યા પછી કેશવચંદ્ર અને પેલા મરદોને મજેથી વાતચીત કરતા અને હસતા રમતા ચાલતા જોઇ અમલદાર પણ ગાડીમાંથી ઉતરી પડ્યો. ગાડીથી જરા દૂર પગમાર્ગે તેઓ ચાલતા હતા. તેમને બૂમ પાડી ઉભા રાખ્યા અને સંગાથ કરો તેણે પણ તેમની સાથે ચાલવા માંડ્યું. મોટો માણસ સથવારામાં આવતાં તેઓ વચ્ચે અત્યાર સુધી જે ઠઠ્ઠામશ્કરીની વાતચીત ચાલતી હતી તે બંધ પડી. કેટલીકવાર મુંગા મુંગા ચાલ્યા પછી કેશવચંદ્રે તેને ‘મિસ્તર’ શબ્દથી સંબોધી તે કોણ છે? અને કયાં જાય છે, વગેરે સવાલો પૂછી વાતચીતની શરૂઆત કરી. આ માણસ પાંત્રીસ ચાળીસ વર્ષનો થોડું ઈંગ્રેજી ભણેલો અને નાના દરબારનો પણ મોટો અભિમાની અને દોરદોર ચલાવનાર કારભારી જણાયો. કેશવચંદ્ર સાથે વાતચીત કરતાં પણ તે પોતાની ફુલ મારતો હતો. ગામડિયા વાણિયા તેના દોરની વાતો સાંભળી છક થઇ જતા હતા. વાતમાં ને વાતમાં અશુદ્ધ ઉચ્ચારે તે કેટલાક ઈંગ્રેજી અને સંસ્કૃત શબ્દ વાપરતો અને કેશવચંદ્રને પોતાની આવડ હોશિયારી દેખાડવાનો યત્ન કરતો. તેના જ્ઞાનનાં અને તેના કારભારનાં વખાણ સાંભળી પોતે જાણે તેથી અંજાઇ જતો હોય તેવો દેખાવ કરી કેશવચંદ્ર તેને વધારે અને વધારે પવને ચઢાવતો હતો. કારણ તેને ગમતમાં રસ્તો કાપવાની મઝા પડતી હતી. આવા ઉજડ પ્રદેશમાં અમલદાર સાહેબને પોતાને વખાણનાર મળ્યો તેથી ગપાટા તો એવા ચાલવા માંડ્યા કે, વાણિયા બડાઇના રસમાં ગુલતાન થઇ ગયા.

આમ ચાલતાં ચાલતાં નીચી ઉંચી પહાડી જમીનનો માર્ગ પુરો થયો અને રેતાળ સીધો રસ્તો આવ્યો. અમલદારનાં ધણિયાણીએ ગાડી પાછળ ચાલતા સવારની પાસે બે ત્રણ વાર ગાડીમાં બેસવાનું કહેવરાવ્યું પણ અમલદાર સાહેબને કેશવચંદ્રને મુકીને જવું ગમ્યું નહિ.

ફરીને ગાડીમાં બેસવાનું આમંત્રણ થતાં તેણે કેશવચંદ્રને કહ્યું કે 'મિસ્તર ! તમેય ચાલો, આપણી ગાડીમાં પુષ્કળ જગા છે. અમારાં બૈરાં છોકરાં એવો કશો મલાજો રાખતાં નથી કે તમારા આવવાથી અમને અગવડ પડે.'

'માફ કરો, સાહેબ' મને ચાલવું ઠીક પડે છે. આજના કરતાં વધારે કઠણ અને લાંબી મુસાફરીઓ કરવાનો મને હમણાં મહાવરો પડી ગયો છે. આપ ખુશીથી ગાડીમાં જઇ બિરાજો. વાતચીત કરવાની આપને ઇચ્છા હશે તો હું ગાડીની બરોબર ચાલીશ.' વાતમાં તે પોતાની નાતનો ને ખંભાતનો હોવાનું જણાઈ જવાથી આમ કહી કેશવચંદ્ર તેની સાથે ગાડી ભણી ગયો. ગાડીને અને પેલા વાણિયાઓને અમલદાર સાહેબે પોતાના રૂવાબદાર હુકમથી થોભાવ્યાં અને પાણી તથા પાન બીડી વગેરે જમ્યા પછી કેશવચંદ્રે નજ માન્યું ત્યારે પોતે જઇને ગાડીમાં બેઠો. અમલદાર સાહેબે ધણિયાણીને સંભળાવવા હવે વધારે ડહાપણની વાતો કરવા માંડી. માણસે પહેલા વહેલાં પોતાને ઓળખતાં શીખવું જોઇએ છીએ. પોતામાં કેટલી આવડ છે, પોતે કોઇ કામકાજ કે જગાને માટે કેટલા યોગ્ય છીએ, અને આપણે જે બોલીએ છીએ તે ન્યાય પડતું આપણો દોષ સામો ઉઘાડો પડે એવું છે કે નહિ? વગેરે બાબતોનો વિચાર તથા બીજાને માટે કંઈ બોલીએ કહીએ કે વિચારીએ તે દોષ આપણામાં–પોતામાં કેટલો છે તેનો વિવેક કરતાં માણસ માત્રે જરૂર શીખવું જોઇએ. જે પોતે પોતાને તોળી જાણે છે તે દુનિયાને તોળી શકે છે. અલબત, લોક કહેતી છે કે 'કોઇને પોતાનો દોષ દેખાતો નથી.' પરંતુ હું તો એમ માનું છું કે, જેને પોતાનો દોષ દેખાતો નથી તે એક રીતે અંધ છે. જ્યારે તે પોતામાં રહેલો દોષ દેખી શકતો નથી ત્યારે બીજાનો દોષ દેખે એ સંભવિત છેજ નહિ. જે પોતાને દેખે તેજ દુનિયાને દેખે. પોતાને ઓળખવામાં મુક્તિ છે તેમ સંસાર વ્યવહારના વ્યવસાયો ને જીવનના માર્ગમાં પણ પોતાને ઓળખવામાંજ મુક્તિ–જય છે. જે પોતાને ઓળખે છે, પોતાની યોગ્યતા આવક, ગુણદોષ અને કાર્યાકાર્ય વગેરે

સમજી શકે છે, તેજ ભણેલો, તેજ જ્ઞાની અને તેજ ડહાયો માણસ કહેવાય છે કેળવણીમાં પણ માણસને આ કેળવણી–સદસદ્‌વિવેક બુદ્ધિની ખીલવણીની કેળવણી અવશ્ય મળવી જોઇએ. પશુઓએ સારું ખોટું, કડવું મીઠું ને ગુણ દોષ તો જાણી–પરખી શકે છે અને આપણે માણસ જેના માણુસ જ્યારે આપણી પોતાની બીજા સાથે સરખામણી કરી સારામાં સારો વિવેક કરી શકીએ નહિ તો પછી ભર્તૃહરિએ કહ્યું છે તેજ યોગ્ય કહેવાય કે, પશુનાં ધન્યભાગ્ય કે તેમનું ઘાસ આપણે ખાઇ જતા નથી. પોતે કેવા છીએ તે જોવું. દોષ તજી દેવા સારામાં સારા વિવેકી ન્યાયી પ્રમાણિક સત્યવાદી થવું ને પછી બીજાને તેનો બોધ કરવો. ‘ હું વિદ્વાન, હું ડહાયો, હું રૂપાળો, હું સૌથી શ્રેષ્ઠ, મારા જેવું બીજું કાંઈ નહિ.’ એવી અહમહમિકા પોતે પોતાને તોળી જાણનારજ મૂકી શકે છે. એ ન મુકાય ત્યાં લગી જ્ઞાન–કેળવણી વ્યર્થ છે. કેશવચંદ્ર પોતે તેનું ગૌરવ બરોબર સમજતો હતો.

આ પ્રમાણે કેટલુંક ચાલ્યા પછી પેલા ત્રણ જણમાંના બે માણસોને રસ્તો બદલવાનો વખત થયો. એક મોટા વડના ઝાડ તળે તેઓ સર્વે પાણી પીવાને થોભ્યા ત્યારે તેમણે કહ્યું કે, ‘ સાહેબ ! અમે હવે અહિંયાંથી રજા લઈશું. અમારાથી કંઈ બોલાયું ચલાયું હોય તો માફ કરજો. આપ સાહેબને લીધે અમને આજ બહુ ગમત પડી. હવે અમે આ રસ્તે જઇશું અને આપને પેલે રસ્તે હજી કેટલાક ગાઉ દૂર જવાનું છે. બળદો સારા છે એટલે દાબીને હકાવશો તો રાતના આઠ વાગ્યાની ગાડી જરૂર હાથ આવશે.’ બહુ વિનય અને આભાર દર્શાવી તેઓ જુદા પડ્યા. અમલદાર સાહેબે પણ પોતાના ગાડીવાનને કહ્યું કે ‘ જો સાંભળ્યું. સ્ટેશન હજી દૂર છે અને તું ચાંપીને બળદો હાંકીશ તોજ અમને ગાડી મળશે નહિ તો ‘ વહેલા ઉઠ્યા અને ભૂલા પડ્યા ’ જેવું થશે, સમજ્યો. બચ્ચાં છોકરાંને લઇ અમે નાના સ્ટેશન ઉપર ક્યાં પડી રહીશું ? ’ કેશવચંદ્ર સામું જોઇ વળી તે બોલ્યો કે, ‘ મિસ્તર ! ગાડાંની મુસાફરીનું આ દુઃખ બહુ મોટું છે. નાનાં સ્ટેશને જવાનું હોય, ત્યાં કેટલીક ગાડીઓ થોભતી ન હોય અને જે ગાડીને માટે

જતા હોઇએ તે જો ચૂકી ગયા તો પછી સ્ટેશન ઉપર ખાલીજ ખોટી થવું પડે ' કેશવચંદ્ર બોલ્યો કે ' ગાડીવાન બિચારો શું કરે ? બળદોના બળાબળ ઉપર આધાર રહે. સારા બળદ હોય તો ધારેલે વખતે પહોંચાડે અને નબળા હોય તો રહી જવાય. આપણ મુસાફરી કરનારાઓએ ખોટી થવાનો અને મુશ્કેલીઓ વેઠી લેવાનો મદાર રાખીનેજ નીકળવું જોઇએ. માર્ગ છે, કંઇ અડચણ આવી અને કેટલીક વાર ખોટી પણ થવું પડ્યું તો ધારેલે વખતે ન પહોંચાય અને થોભી જવું પણ પડે. આપણને તો તેમ છતાં પુષ્કળ વખત છે આપના દરબારી બેલ બહુ સારા છે એટલે ટ્રેન મળશે, એટલુંજ નહિ પરંતુ ત્યાં પહોંચ્યા પછી આપણે પાણીબાણી પી કરીને જરા વિશ્રાંતિ પણ લઇ શકીશું. '

ગાડીવાને ગાડી તૈયાર કરી. બે વણિક મુસાફરો તેમને રસ્તે અને સ્ટેશન તરફ જનારા તેમને રસ્તે, એક બીજાને ' આવજો, આવજો ' એમ કહેતા માર્ગે પડયા. પેલાઓમાંનો એક જણ હવે સાથે હોવાથી કેશવચંદ્ર ગાડી સાથે રહ્યો નહિ પણ તેની સાથે ચાલવા લાગ્યો. ગાડી ગરીડાને અને કવચિત તેમના પગરસ્તાથી જરા દૂર ફંટાતા નાળિયામાં થઇને ચાલતી. કેટલીક વાર સાથે ચાલવાનું અને વાતો કરવાનું મળતું, અને કેટલીક વાર નાળિયામાં જતાં કલાક અડધો કલાક કેશવચંદ્ર અને પેલો વાણિયો બે જણ પગરસ્તે એકલાજ વાતો કરતા ચાલતા. ગાડી ઉતાવળી ચાલે તો તેઓ ઉતાવળા ચાલે અને ગાડી ચક્કર લેવા ગઈ હોય તો તેઓ આગળ જઈ થોડી વાર તેની રાહ જોઈ ઉભા પણ રહે આ પ્રમાણે મળતા અને વિખુટા પડતા, તેઓ કેટલાક માઇલ નીકળી ગયા પછી ફળ્રુપ સપાટ પ્રદેશ આવ્યો પણ હવે સાંજ પડી ગઈ હતી. પેલા માર્ગના જાણીતા વાણિયાના કહેવા ઉપરથી કેશવચંદ્ર ટ્રેન મળવાની આશા રાખતો ન હતો. બળદ પણ હવે થાકી ગયા હતા. અમલદાર સાહેબ ગાડીવાન ઉપર અમલ ચલાવતા પણ બળદ ઉપર અમલ ચાલે એમ ન હતું. કેશવચંદ્ર અને પેલો વણિયો જો ધારે અને તેમનો સંગાથ છોડી દઈ ઉતાવળા જાય,

તો પગરસ્તે કલાક વહેલા પહોંચી જાય એમ હતું. વાણિયાએ તેમ કરવાનો કેશવચંદ્રને આગ્રહ કર્યો પરંતુ તેણે સથવારો મૂકી આગળ જવાનું પસંદ કર્યું નહિ.

અમલદાર અને તેના કુટુંબવાળી ગાડી એક નદી આવવાથી તે ઉતરવાને નીચાણને રસ્તે ગઈ. કેશવચંદ્ર અને પેલો વાણિયો ઉંચાણને ટુંકે પગરસ્તે ચાલ્યા. તેઓને છુટા પડયાને પાએક કલાક થયા પછી વાણિયાએ કહ્યું કે, 'ભાઈ! સુરજ આથમી ગયો. આપણે આપણાં સોબતીને મૂકીને નહિ જવું હોય તો નહિ જઈએ, પરંતુ જરા ઉતાવળા ચાલીએ તો સ્ટેશન ઉપર પહોંચી જવાય. ત્યાં આગળ આપણે હવે એમની રાહ જોતા ખોટી રહીશું. વચમાં એક ઠેકાણે આપણો અને એમનો રસ્તો મળે છે, પણ ત્યાં ખોટી થઈએ તો રાત પડી જાય અને આપણે ઠેસો ખાતા અને કાંટાળાં ઝરડાંથી ઉઝરડાતા અંધારામાં અથડાવું પડે, મારો વિચાર તમારી સાથે મળતો છે. આપણે ગાડી મળે એમ હશે તોપણ એમના વગર જઈશું નહિ, પરંતુ અંધારામાં અથડાયા કરતાં સ્ટેશન નજીક જતા રહેવું ઠીક છે. ત્યાં જઈને બેસીશું.' કેશવચંદ્રને આ ગોઠવણ ગમી. તેઓ પગ દાબીને ચાલવા લાગ્યા. વાતોના તડાકા મારતા અને 'ગાડી મળે તો મળે પણ ખરી' એવી વારંવાર ઉમેદ બાંધતા તેઓ સપાટાબંધ માર્ગ કાપવા લાગ્યા. જેટલી ઉતાવળથી તેઓ માર્ગ કાપવા લાગ્યા તેટલીજ ઉતાવળથી અંધારું પણ અજવાળાનો પરાભવ કરવા લાગ્યું. નદી ઉતરીને થોડે દૂર જતાં જતાંમાં તો વાણિયાએ ભવિષ્ય ભાખ્યું હતું તેમ એમને ઠેસો વાગવા માંડી. એકવાર ઠેસ વાગે એકવાર ઝરડામાં કપડું ભરાઈ ફાટી જાય અને એકવાર નીચો ઉંચો પગ પડવાથી પડતાં પડતાં રહી જવાય. આમ થવા માંડયું એટલે તેમણે વળી વધારે ઉતાવળા ચાલવાનો યત્ન કર્યો અને અડધોક કલાક થયો ન થયો એટલામાં તો સ્ટેશનના દીવા દેખાવા લાગ્યા.

હવે પેલા વાણિયાના જીવમાં જીવ આવ્યો. તે બોલ્યો કે, 'ભાઈ! અહિં આગળ આપની મરજી હોય તો હવે આપણે ગાડીની રાહ

જોતા બેસીએ ?' કેશવચંદ્ર થાકી ગયો હતો પણ બેસવાથી વધારે થાક લાગે અને સ્ટેશન ઉપર જતાં પાછું મોડું થાય, તેના કરતાં સ્ટેશન ઉપર જઇનેજ કમ્મર છોડવી એ વધારે સારૂં, એમ લાગ્યાથી તેણે જવાબ આપ્યો કે, 'હવે અહિં આગળ ખોટી થવાનું કારણ નથી. સ્ટેશન સામુંજ દેખાય છે તો ત્યાં જઇને બેસવું એજ ઠીક છે માટે હવે તો ચાલો આવ્યા તે આવ્યા.' વાણિયાને તેજ જોઇતું હતું. તરત તે આગળ થયો અને બોલ્યો કે, 'જુઓને ભાઇ! એમની સાથે ગાડી, બૈરાં છોકરાં અને સવાર છે. એ પોતે અમલદાર હોઇ ગમે ત્યાં રહે અને ગમે તેમ અમલ ચલાવે તોપણ ચાલે. નદી અને તેની પેલી તરફનો જે ભાગ આપણે સંધ્યાકાળે કાપ્યો તે ભયવાળો છે. ભલભલા ચમરબંધ પણ ત્યાં આગળ લુંટાઇ જાય છે મારી પાસે જોખમ હોવાથી મારો જીવ જરા ઉંચો રહેતો હતો. અમલદારને કોઇ લુંટે તોપણ તેનો માલ બેડાં બેડાં ઘેર પાછો આવે. આપણે ગરીબ માણસ માર્યા જઇએ અને લુંટાઇએ તો આંખો ચોળીને બેસી રહેવું પડે.' કેશવચંદ્રને વાણિયાનું સ્વરૂપ સમજાયું, તેમ 'લુંટનો ભય' હોવાનું સાંભળતાં અમલદાર અને તેના કુટુંબને એવી તો કશી આફત નહિ આવી પડી હોય, એવી સહજ ફાળ પડી. તેણે પુછ્યું કે, 'મહાજન! આપણે આવ્યા તે ઠીક કર્યું, પણ કહો તો ખરા કે, હવે ગાડી આવતી જોઇએ કે નહિ? પગરસ્તાને અને ગાડીરસ્તાને એવો કેટલાક તફાવત પડે એમ છે વારૂ?'

જરા થોભી તથા વિચાર કરી તેણે ઉત્તર આપ્યો કે, 'ચકરાવો તો લાંબો છે. પગરસ્તે આવનાર કરતાં ગાડાને રસ્તે આવનારને ઓછામાં ઓછું એક કલાક મોડું થાય. તમે વહેમાતા નહિ. સાથે સવાર છે એટલે તે લુંટાશે નહિ. અમલદારની ગાડીને તો સવારને લીધે લુંટારા ઓળખે અને ચાલતા સુધી તેની ઉપર જાય નહિ.' વાણિયાએ કેશવચંદ્રની છાતીએ હાથ મુકાવ્યો, દરમિયાન ટ્રેન આવી. હવે તે ફેરવીને બોલ્યો કે, 'ટ્રેન આવી પણ બેલગાડી આવી નહિ, અને આવે તોય હવે એમનાથી પહોંચાય નહિ. આપને એમની સાથે

જવું હશે અને એમના ભેગી આપની સગવડ પણ થઇ રહેશે. મારી પાસે મેં આપને કહ્યું તેમ 'જોખમ છે.' એટલે જો આપને ખોટું ન લાગે તો હું જાઉં. આવવું જવું, રસ્તામાં એક બીજાના સંગાથ થવા અને માયાપ્રીત બંધાવી, એ તો બધું પંખીઓના મેળા જેવું છે. મારું ગામ આવે એટલે હું ઉતરી પડું અને તમારૂં ગામ આવે એટલે તમે ઉતરી પડો.' આમ કહી તેણે જવાની તૈયારી કરી. કેશવચંદ્રને ખાતરી થઇ કે, વાણિયો હાથતાળી આપવાને તૈયાર થયો છે તે અટકાવ્યો અટકશે નહિ. તે બોલ્યો કે, 'શેઠ! વટેમાર્ગુઓમાં માયાપ્રીત શાની હોય? એમાં તો જેનો જેવો રસ્તો તેમ જવાય. આપ ખુશીથી ટિકિટ લઈ ગાડીમાં ચઢી બેસો. હું તો એ લોકોની રાહ જોઇશ.' જોખમ જેવું ન હોત તો મન પણ હરકત ન હતી. ભલા અહિંજ રહી જાત. તમારા જેવા અને સાહેબ જેવા ભલા માણસો સાથે રાતે બે ઘડી આડાંઅવળાં ગપ્પાં મારત અને તેમાંથી કંઇ શિખામણ લેત, પણ શું કરૂં જોખમ છે. માયાને ભય છે કંઇ કાયાને ભય છે? લો આપ બિરાજો. આપણે આવ્યા તે તરફ બળદની ઘંટડીઓ વાગતી હોય એવું સંભળાય છે. હવે તો હમણાં આવ્યા જાણોને? પણ શા કામનું, હવે કયારે ઉતરે અને કયારે સરસામાન લઇ ગાડીમાં બેસે. રાત રહેવુંજ પડશે.' એમ કહી વાણિયો તેનો ગાથળો લઇ ચાલતો થયો.

તેની બોલવાની ચતુરાઈ અને સ્નેહસંબંધ વગેરે બધું ભૂલી જઇ સ્વાર્થ સાધી લેવાની યુક્તિ અને અડગતાથી કેશવચંદ્ર બહુ આશ્ચર્ય પામ્યો. તે મનમાં બોલ્યો કે 'નંદના ફંદ ગોવિંદ જાણે' ઓહો! કેવી ચતુરાઇ અને કેવા મીઠાબોલાપણાથી વાણિયો મને અહિં લઇ આવ્યો, અને અહિં આવ્યા પછી કેવી પેરવીથી અને પ્રિય વચનોથી મને આશ્વાસન આપી સંગાથ છોડી ચાલી ગયો. ખરેખર સ્વાર્થબુદ્ધિ તો વાણિયાના બાપનીજ! આવાં શિક્ષણો કંઈ શાળા પાઠશાળાઓમાં નથી મળતાં! આ તો જન્મસ્વભાવ છે. નવા વિચારવાળા એમ કહે છે કે 'જાતિ કૃત્રિમ છે અને જન્મની સાથે એને કંઇ લાગતું વળગતું નથી, પરંતુ જાતિગત ગુણદોષ ખરા છે. જન્મ અને સંસ્કાર બેઉ

માનવા જેવાં છે. બ્રાહ્મણનો છોકરો વેપારમાં ને વાણિયાનો છોકરો વિદ્વત્તામાં કદીએ સંપૂર્ણ ફતેહમંદ નીવડે નહિ. સંસ્કારથી લોખંડને પોલાદ બનાવી શકાય પણ હલકુંએ સોનું બનાવી શકાય નહિ. અનુભવોમાંથી કંઈક શિખાય ખરૂં પણ ઘણાક ગુણ લોહીની મારફતે પ્રાણીઓમાં ઉતરી આવે છે. શિક્ષણ તો એ ગુણોનું નિયમન કરવાના કામમાં આવે. માંસાહારી વાઘને શિક્ષણથી હેળવી તેની ક્રૂરતાના ગુણનું નિયમન કરી શકાય, પરંતુ તે ગુણ તેનામાંથી સમુળગો કાઢી શકાય નહિ. તેમ અમુક જાતના ધંધા રોજગાર કરનારી જાતોમાં જે જાતિગત ગુણો હોય છે તે આનુવંશિક હોય છે. એટલુંજ કે તેનું પણ સદ્‌શિક્ષણદ્વારા સંસ્કરણ થાય. વ્યવહારમાં કેમ ચાલવું, વખત વખતને અનુસરતી કેવી કેવી વૃત્તિઓ રાખવી અને અતિ પ્રિય કે અતિ અપ્રિય ન થવાય, તેમ કેવી રીતે પોતાનું કામ સાધી લેવું, એ ગુણ તો વાણિયામાંજ હોય છે. એની પાસે શું હતું, એનું નામ શું હતું, એ પોતે કયાં જતો હતો, શા કામે જતો હતો, ઇત્યાદિ કંઇ તેણે મને વાતમાં જણાવ્યું નહિ. જ્યાં સુધી સથવારાની જરૂર હતી ત્યાં સુધી તે મુલાયમ–રેશમ જેવો રહ્યો અને જ્યાં ગાડી આવી કે તરત પોતાના નિશ્ચયમાં અડગ થઇ જઇ બધી ઓળખ ને માયાપ્રીત ભૂલી ગયો. પેલા અમલદારની કે મારી કોઈની કંઇ દરકાર કર્યા વગર પોતાને રસ્તે પડયો. ખરેખર! સંસારમાં ચાલવાને માટે આવા ગુણોની પણ જરૂર છે. એકલા સીધા અને સરલ ગુણો સંસારના માર્ગમાં ચાલતાં ઠોકર ખવડાવે છે.' કેરેકટર–ચારિત્ર ઉપર કેશવચંદ્રે આમ કેટલીકવાર લગી પોતાના મનમાં ને મનમાં આવી ચર્ચા ચલાવી. સ્ટેશન પરના દીવા પોર્ટરે ઝાંખા કરવા માંડયા ત્યારે ફિલોસોફીમાંથી જાગ્રત થઈ તે વળી બોલ્યો: 'ભલે શેઠજી ગયા, પણ મારે હવે શું કરવું? ટ્રેન ઉપડી ગયાને પણ અડધો કલાક થયો અને શેઠજી મને 'ઓ ઘંટડીઓ સંભળાય' એમ કહીને ગયા એ ઘટડીઓ તો સંભળાઇજ નહિ. રાત અંધારી છે. હું રસ્તાનો અજાણ છું અને શેઠે કહ્યું તેમ લુંટારાઓનો ભય છે, તો હવે મારે શું કરવું? શેઠની માફક આપણે તરી

પાર ઉતર્યા એટલે ગંગા નહાયા, એમ કરવું તો મને ઠીક લાગતું નથી. મારે એ લોકની તપાસ કરવી ? હજી આવ્યા નહિ તેથી મને શક પડે છે, કે જરૂર નદીનાં વાંઘાંમાં લુંટાયા હશે અથવા નદીના ભાઠામાંથી ગાડું ખેંચીને બળદોથી બહાર નીકળાતું નહિ હોય લુંટાયા હોય તો સવાર દોડતો આવે ખરો ?'

હજી તો કેશવચંદ્રના મુખમાં 'સવાર' એવો શબ્દ હતો એટલામાં તે પગપાળોજ તેની પાસે આવી દીનવચને બોલ્યો કે, 'ભાઇ ! અમે તો લુંટાયાં. ઘોડા ગાડીના બળદ અને માલમતા સૌ હને લુંટારા ભાગી ગયા. હું બોલવા ગયો તો મને ઘોડા ઉપરથી ખેંચી પાડીને માર્યો. સાહેબ અમલદારપણું ચલાવવા ગયા તેમને પણ ઠાકરડાએ કુંભ્યા. બાઈસાહેબ બુદ્ધિશાળી સમય વિચારી ગયાં તેથી થોડે સર્યું. કોઇને ઝાઝું વાગ્યું નહિ. અંધારું થઈ ગયું છે, છોકરાં રડે છે અને હવે શું કરવું ? તે મને કંઈ સૂઝતું નથી.'

'એ લોકથી ચલાય એવું છે કે નહિ ?' કેશવચંદ્રે અશરણના શરણ થવાના વોલંટિયર વૃત્તના ઉત્સાહથી પૂછ્યું.

'ચલાય, પણ ભૂખ્યાં છીએ.' એમ તેણે જવાબ આપ્યો કે તરત કેશવચંદ્ર સ્ટેશન માસ્તરની પાસે ગયો તે પારસી બહુ દયાળુ માણસ હતો. તરતજ તેણે બે પોર્ટર અને ત્રણ ફાનસ આપ્યાં, અને કહ્યું કે 'બા ! લુંટારુઓના ડોરટોર આનાગમ ભારે છે. શુકરાના, કે માર પડ્યો નહિ. જાઓ તેવણ સૌને જલદી લઇ આવો અને વેઇટિંગ રૂમમાં રાખો. આપને તેઓની કેમાલીના સારીકાની સારવાર ને અરદાસ કરાશું. જાઓ, જલદી જાઓ. બચ્ચાંઓ બિચારાં અંધારામાં ધભડાઇ મરશે' ગરીબ દુઃખી માણસને સહાય થવાનો બહુજ ઉમદા ગુણ પારસીઓમાં રહેલો છે. તેઓ કોઈ પણ બાબતમાં ગરીબોને સહાય કરવાને ઝટ તૈયાર થઈ જાય છે. આ જાતિગત ગુણને લીધે સ્ટેશન માસ્તરે કેશવચંદ્રને ઉત્તેજન આપ્યું અને 'થેંક યુ' કહી બે પોર્ટર અને સવારની–હવે પગપાળાની સાથે પેલો અમલદાર અને તેનું કુટુંબ જ્યાં હતું ત્યાં તે ગયો.

લુંટારૂઓએ સૌ લુંટી લીધું હતું, પણ બાઈ ચતુર તેથી ઘરેણાંનો દાબલો હાંકનારની બેઠક નીચેના ભંડારિયામાં ઘાલી દેવાથી બચ્યો હતો. શરીર ઉપરનાં કપડાં સિવાય બધું તેઓ લુંટી ગયા હતા. અમલદારને બે ત્રણ લાકડીઓ પડી હતી પણ લોહી નીકળ્યું ન હતું. ગાડીવાનના માથામાં જબરો ફટકો વાગ્યો હતો. તેણે ફાળિયાનો આંટો જોરથી વિંટાળી લીધેલો હોવાથી લોહી બંધ થયું હતું. દુઃખ પોકારવાનો અને ખોટી થવાનો વખત ન હતો. છોકરાંને પોર્ટરોએ ઉપાડી લીધાં. જેને આપણે દોરદાર અમલદાર કહેતા આવ્યા છીએ તે વેણીશંકર, ગાડીવાન અને સવાર ત્રણે ખોખરા થયેલા વચમાં રહ્યા અને કેશવચંદ્રે એક બત્તી અને ઘરેણાંનો દાબડો લઇ લીધો. લુંટયા પછી ભય નહિ, તેમ હવે કંઇ ભય ન હતો, છતાં લુંટારૂઓએ બતાવેલી બીકથી અને તેમણે ચલાવેલી ત્રાસજનક વર્તણુંકથી સૌનાં મન ફફડી ગયાં હતાં. તેમના પગ ધ્રુજ્યા કરતા હતા. મુંગાં મુંગાં સૌ દુઃખથી ચાલતાં હતાં. અડધા કલાકના રસ્તાને દોઢ કલાક થયો. જ્યારે તેઓ સૌ સ્ટેશન પર આવી વેઈટિંગ રૂમમાં દાખલ થયાં ત્યારે તો અગિયાર વાગવા આવ્યા હતા. માસ્તરે ચા કરાવી આપવાનું કહ્યું પણ વેણીશંકરે ના પાડી. પોતાને અને કુટુંબને હવે આરામ લેવા દેવાની અરજ કરી. સ્ટેશન માસ્તરને અને કેશવચંદ્રને તે ઠીક લાગ્યું તેથી તેમને સુવાની વ્યવસ્થા કરી આપાવી.

માસ્તર થોડે દૂર તેને રહેવાની ઓરડી ઉપર ગયો અને કેશવચંદ્ર સીગનલરની ઓરડીમાં એક આરામચેરમાં પડયો. ઘણા દિવસથી પોતાનો પત્તો નહિ આપેલો હોવાથી સિદ્ધલાલને તાર કરવાનું તેને મન થયું. સીગનલરે એક અરજંટ તાર જલદી પહોંચે તેમ મુંબાઈ ખાતે કરી આપ્યો. સીગનલર 'નાઇટડયુટી' ઉપર હોવાથી જાગતો હતો. કેશવચંદ્ર ઉંઘતો અને વારંવાર જાગતો હતો. એકાદ બે વાર તેણે વેઈટિંગરૂમ આગળ જઇ પેલાંની સરત કાઢી તો તેઓ તેને નચિંતે ઉંઘતાં જણાયાં. પાંચ સાડા પાંચે ઉઠીને સવાર તથા ગાડીવાનને લઇ પોર્ટર સાથે નક્કી કર્યા પ્રમાણે પાસેના ગામમાં ગયો. ત્યાંથી બળદ

ભાડે લઇ તેઓ ગાડું સ્ટેશનના કંપાઉંડમાં લઇ આવ્યા. વેણીશંકર અને તેમનું કુટુંબ ઉઠયું. સ્ટેશન માસ્તરે સગવડ કરી આપવાથી વેણીશંકરનાં વહુએ ચા તૈયાર કરી, એટલામાં કેશવચંદ્રે ત્યાં જઈ કહ્યું કે, 'તમારી ગાડી અમે સ્ટેશનના કંપાઉન્ડમાં લઈ આવ્યા છીએ.' 'ભાઇ! લો ચા તૈયાર છે તે પી લો. તમે અમારે માટે બહુ શ્રમ લીધો. અમે તમારા ઉપકારનો બદલો કયાં વાળીશું?' વેણીશંકરનાં વહુએ આવું કહી તેને ચા પાઇ.

સીગનલરે કેશવચંદ્રને તેના તારનો જવાબ પહોંચડાવ્યો, તે વાંચી તેણે કહ્યું કે, 'દસ વાગ્યાની ગાડીએ આપ મને રજા આપો તો હું જાઉં, મારે વચમાં ઉતરવાની આ ગાડીમાં સગવડ છે અને તમોને બે કલાક પછી સળંગ ગાડી મળશે. બની ગયેલી વાતનો શોક કરશો નહિ અને હવે ઝટ ઘેર પહોંચી જવાય તેમ કરજો.'

'તમે ખુશીથી જાઓ.' વેણીશંકરે રજા આપી. કેશવચંદ્રે પોતાની ટિકિટ લીધી તે વખતે તેને વિચાર થયો કે 'આ લોકની પાસે રોકડ એક કોડી પણ રહેલી નથી, તો શી રીતે જશે.' તેણે એ કુટુંબની મેલની ટિકિટોના પૈસા સ્ટેશન માસ્તરને આપ્યા અને પોતે ફરી તેમને મળી ટ્રેનનો વખત થવાથી ઉતારૂઓ ભેગો પ્લાટફોર્મ પર દાખલ થઇ ગયો.

## પ્રકરણ ૩૩ મું.

### વિવાહ.

'કેસુભાઇ! તમે તો અમને બધાંને ખૂબ ભમાવ્યાં. તમારો પત્ર ન હતો ત્યાં લગી તો હુંએ જરા વહેમાઇ હતી કે 'આ શું થયું? આવતી વહુ પાછળ ભાઈ ઘેલા થઇ ગયા કે શું?' ચંદાગૌરીએ કેશવચંદ્રને મળતાં મશ્કરી કરી. મુસાફરીનાં ચિહ્ન તમારી ઉપર જણાય છે. તાપતડકાને લીધે મોઢું કાળુંચંઠ થઈ ગયું છે અને શરીરે સુકયું છે.'

ધસીને પીઠી ચોળજો એટલે મોં ઉઘડશે.' રસિકલાલે મશ્કરી

કરી. કેશવચંદ્ર સામું જોઈ વળી તે બોલ્યો કે 'તારા પિતાજીને ગમ્યું. એ લોકોનો વિચાર લાંબી ધામધુમ કરવાનો નથી. ચંદુલાલ હમણાં મંદવાડમાંથી ઉઠેલો છે અને મહીના દોઢ મહીના પછી એની વહુનું અધરણી કરવાનું છે. તારા પિતાજી સાથે બાની સમક્ષ વાત થઇ તેમાં એ બાબત મેં તેમને સમજાવી. જે બે ચાર સગાઓને જાનનું કહેવું હોય તેમને કહેજો. બીજી કંઈ મોટી તૈયારી આપણે પણ કરવાની નથી. તારા પિતાજીને મારી ગોઠવણ ગમે છે. મારી ઉપર રામચંદ્રે લખાવેલો ચંદુલાલના હસ્તાક્ષરનો પત્ર આવ્યો છે. તેમાં એમણે શું કરવું તે જણાવ્યું છે. ચંદુલાલના મંદવાડે તેમને બહુ હેરાન કર્યા છે.' રસિકલાલે નીચે ઘરનાં મોટેરાંની આગળ થયેલી વાતનો સાર કેશવચંદ્રને જણાવ્યો.

'અમને ખંભાત લઇ જશો કે તમો એકલા એકલાજ લગન કરી આવશો ? લગનના ઉત્સાહને મંદો પાડી દેતા નહિ. હું તો આવીશજ.' ચંદાગૌરીએ કેશવચંદ્રને કહ્યું.

કેશવચંદ્ર બોલ્યો કે, 'તમે અને વીજીબહેન બે જણ આવજો. બીજાં બૈરાંને લેવાં નથી. જાનમાં બૈરાંને લઈ જવાં તે સારું નહિ. ફટાણાં ગાઇ તેઓ લડાઇ કરે છે. વિવાહના મંગળ કાર્યમાં કોઈ કોઇ વાર તો જાનરડીઓને લીધે મોટા ઝગડા થાય છે. લગન જેવા પ્રસંગમાં તેમને મોંએ લગામ રહેતી નથી. ફટાણામાં સામસામે ગાળાગાળી કરે છે.'

'એ વાતમાં હવે તમારે ડહાપણ કરવું નહિ. મોટાનું કામ મોટાં કરશે અને અમો જે તમને પરણાવવા આવનાર છીએ તે અમે અમારૂં કામ કરીશું. વરરાજાએ ચાર દહાડા ડહાયા ડમરા થઈ ચૂપ રહેવું જોઇએ. અમારું કામ હશે તે અમે કરીશું, લગન જેવા મંગળ અવસરો કંઇ વારંવાર આવે છે ? હું કરતા કારવતા થઇ મોખરે રહેવાની છું, પછી ફટાણાં ગાનાર કોણ છે ? અહિંથી નીકળીને પાછા અહિં આવો ત્યાં સુધી તમારે મારા હુકમમાં રહેવાનું છે. સાસુજી આગળ હમણાંજ મેં એ બધી બાબતો નકી કરી લીધી છે.' બેસ

કહેતાં બેસી જવું ' એ તમારું કામ, સમજ્યા. ' ચંદાગૌરી પોતાની આગેવાનીના દોરનું મંગળાચરણ કરી જરા હસી.

' જાનરડીઓ પણ બે ચાર તો જોઈએ. ' રસિકલાલે ચઢાવો કર્યો.

' અલબત, બે ચાર કેમ ? પાંચ સાત જણીઓ આવશે. એ લોકોને હું કાબુમાં રાખીશ. પણ જાન તો શોભવી જોઇએ કે નહિ ?' ચંદાગૌરીએ બૈરાં લેવાનું મન દેખાડયું.

' રસિક ! મોટાને ત્યાં જાન લઇ જઇએ ત્યાં બધું શોભતું ને સારૂં થવું જોઇએ. ઝાઝાં અજ્ઞાન ગામડી માણસો એકઠાં કરવાનું શું કારણ છે ? '

' મારાં સાસુજીએ તમારા પિતાને તે બધું કહી દીધું છે. એ પોતાનો દીકરો પરણાવતાં હોય એમ સઘળી ગોઠવણ કરે છે. તમારા પિતા તો તમારે ગામથી જાન લઇને અહિં આવશે. પછી તમારો અને તમારી જાનનો ચાર્જ અમારા હાથમાં રહેશે. તમારે એની કશી કાળજી કરવી નહિ. ફરી ફરીને તમે કયારે કબજે આવવાના છો ? અમદાવાદ જાન આવી કે અમે ચાર્જ લઈ લઈશું. તમારાં સાસરિયાં ખુશ થઇ જાય તો અમારા ચાર્જને શાબાશી આપજો. જુઓ તો ખરા. ' ચંદાગૌરીએ હોંશથી પોતાનો વૈવાહિક ઉત્સાહ બતાવ્યો.

' તું હવે મૌન થઇ જા કેસુ ! ' રસિકલાલે ઉમેર્યું.

' હું મૌનજ છું. તમારી આગળ એકાંતમાં કંઇ કહેવાનો મારો અધિકાર ચંદાભાભીએ સ્વીકારવો પડશે. ' કેશવચંદ્રે ગમત ચલાવી. ચંદાગૌરી ઉત્તર આપે તે પહેલાં વિજયાએ આવી કહ્યું કે ' ચાલો ભાભી ! કાકીને કેટલું બધું કામ છે. ' રાત થોડી ને વેષ ઘણા.' ચાલો, હમણાં વાત કરવાનો વખત નથી. '

ચંદાગૌરીએ કહ્યું કે ' ચાલો બહેન ! તમારા ભાઇને વર બનાવવા માટે કેટલીક શિખામણ દેવી જોઇએ તે દઉં છું. વરરાજાને પછી કંઇ કહેવાય છે ? ' આમ મશ્કરી કરતી વૈવાહિક ઉત્સાહમાં ગાંડીઘેલી થઇ ગયેલી ચંદાગૌરી વિજયાને લઈ નીચે ગઈ. રસિકલાલ બોલ્યો કે ' કેસુ ! હું બધી બાબત નક્કી કરીને આવ્યો છું. તારા

પિતાએ કબુલ કર્યું છે કે, તે વચમાં પડશે નહિ, માટે તારે પણ 'અમે શું કરીએ છીએ' તેની બિલકુલ કાળજી કરવી નહિ.'

'તમે સ્વતંત્ર છો, માત્ર એટલુંજ કે, સામાં માણુસો મુંબાઇગરાં છે ને આ લોક પુરેપુરા ગામડી છે. ધ્યાનમાં રાખવાનું એજ છે કે, આપણો ફેસ્તો ન થાય.' કેશવચંદ્રે મનમાં હતું તે ખરેખરું કહી દીધું.

રસિકલાલ—એ શું ફેસ્તો કરવાનાં હતાં? આ મુંબાઇગરાંને ટપી પડે તેવી છે. મશ્કરીઠઠ્ઠા ને બીજી જે કંઈ પરિહાસ રૂપ ચેષ્ટા થવાની તે સ્ત્રીઓમાં થવાની, પુરુષોમાં એવુંતેવું કંઇ થવાનું નહિ. સ્ત્રીઓને મોખર આ છે, પછી શી ફિકર છે. વળી હમણાં તો એ બિચારાં કાયર થઈ ગયેલાં છે. સાંભળ્યું છે કે, તેઓ જે રીતભાત હશે તે પ્રમાણેજ લગ્ન કરી નાંખવાનાં છે. ઘરેણાં લુગડાં વગેરે માટે મેં તેમને જણાવલું છે. તારા પિતાજીની મરજી હશે તેમ કરવાને તેઓ કબુલ છે. આપણે કે તેમણે સામસામે કંઇ 'કંડીશનો' કરી નથી. ચોખ્ખો 'કંકુ ને કન્યાવાળો' વિવાહ છે. એમને ઠીક લાગશે તે એ આપશે અને તારા પિતાને ઠીક લાગશે તે, તે આપશે. બધી ગોઠવણ મારી અને તેમની વચ્ચે થઇ ગયેલી છે. વળી એ બધી બાબત મેં તારા પિતાજીને પણ સાવ ચોખ્ખે ચોખ્ખા શબ્દોમાં આજ જણાવી દીધી છે. આમાં કશું 'કુલડીમાં ગોળ ભાગવા' જેવું રાખ્યું નથી. તમે આજ તમારે ગામ જાઓ અને પરમ દિવસે ગાડી મળે તેમ ત્યાંથી જાન લઇને સ્ટેશન ઉપર વખતસર હાજર થઈ જાઓ એટલુંજ. અહિંથી આપણા મિત્રો અને ઓળખીતાં વગેરેને લઇ અમે સ્ટેશન ઉપર આવીશું. તમારે શહેરમાં પેસવાની જરૂર નથી. જાન લઇને પાછા આવતાં મારે ઘેર તમારો અમે જે સત્કાર કરવો હશે તે કરીશું. બાએ ત્યાં જે કંઈ જોઇએ તેની ગોઠવણ કરાવવા માંડી છે માટે હવે તમે ખુશીથી જાઓ.

મુસાફરી પુરી કરી થોડો અનુભવ લઇ કેશવચંદ્ર તેને ગામ પાછો આવ્યો ત્યાર પહેલાં તો રસિકલાલ અને રામચંદ્રના પત્રો તેના પિતા ઉપર આવી ગયા હતા. તેની બાને કરવાની ઈચ્છા ન હતી.

પરંતુ ડોસાએ તેને 'હવે બન્યું તે બન્યું અને સારુંજ બન્યું' એમ સમજાવી છોકરા આગળ તે વાત કાઢી મંગળમાં અમંગળ ઉચ્ચાર નહિજ ઉચ્ચારવાની સમજ આપી હતી. બીજાં સગાંએ પણ ડોસીને સમજાવી હતી. જો કે તે કંઇ અભાવ તો બતાવતી ન હતી, પરંતુ 'મુંબાઇની શેઠાણી' ના દોરતોર ને છાકની જે વાતો ગંગાએ કરી હતી તે એને અંદરથી યાદ આવ્યા કરતી અને મનમાં એમ થતું કે 'વહુ તો આવી પણ તે કંઇ આપણું કામ કરે તેવી, કે આપણે તેની ઉપર રાજ્ય કરીએ એવી આવી નહિ.' ધીજી તેની બાનું મન વાંચી વચતે વખત તેને કહેતી કે 'બા! સુભાગી માણસ હમેશ સારાંજ હોય છે. ઉજળી સ્થિતિમાં જન્મેલા માણસનું મન પણ ઉજળું અને ઉદાર હોય છે. આકૃતિ ગુણ કેવા છે તે દેખાડી આપે છે, એમ વિદ્વાનોએ કહેલું છે, અને લોકકથાઓ તથા ઇતિહાસ તેમજ ચરિતના ગ્રંથો ઉપરથી પણ જણાય છે કે, સુશીલ માણસો હમેશ સારાજ દેખાવના હોય છે. સુંદર ગોરો રૂપાળો અને જોતાંજ કોઇની પણ આંખ ઠરે એવા દેખાવનો માણસ કદાપિ પણ ક્રૂર સ્વભાવનો હોતો નથી. લાખો–અરે! કરોડોમાં કહિંકજ એવો અપવાદ જણાય છે કે, ઉંચા કુળમાં અને સારી આકૃતિનો માણસ ક્રૂર રાક્ષસ વૃત્તિનો નીવડ્યો હોય! કેટલાક તત્ત્વજ્ઞોએ તો એમ પુરવાર કરવાના યત્ન પણ કર્યા છે કે, ગોરી ને સૌમ્ય દેખાવની પ્રજા છે તે રાજ્ય કરવા જન્મેલી છે અને કાળી અસૌમ્ય દેખાવની પ્રજા તેમનાથી શાસિત થવાને સરજાવેલી છે. આપણા દેશમાં પણ વર્ણભેદમાં આ સૌમ્યવૃત્તિ અને અસૌમ્યવૃત્તિના વિચારેજ આગળ વર્ણ વ્યવસ્થા કરવામાં આવી હતી, માટે તારે લગારે ભય રાખવો નહિ. સારા ગૃહસ્થને ઘેર જન્મેલી અને સારાં માબાપના હાથ તળે ઉછરેલી ગોરી રૂપાળી ને મોઢું જોતાં ભૂખ ભાગી જાય એવી મારી ભોજાઇ કદીએ એવી હોયજ નહિ કે, તમને નારાજ કરે. ભાઇ તેમજ ચંદાભાભીના કહેવા મુજબ તો તે એવી છે કે, આપણે તેના રૂપ ઉપર અને સોજ ઉપર વારી જઇએ. તારે એટલી ખાતરી રાખવી કે, ઇશ્વર સારાને સારું ને નઠારાને નઠારું

આપે છે. આપણે ઘેર ખંભાત મુંબાઇની કન્યા ક્યાંથી આવે ? આપણો ને એમનો વળ જુદો. કેમ આણી તરફના બીજા કોઈ વરને તેમણે પસંદ કર્યો નહિ ? ભાઇનાં અને કન્યાનાં વિધાતાએ બેલાં બાંધેલાં તે આ ગોઠવણ થઇ. તારે હવે ઉત્સાહથી લગન કરવાં. આપણો ભાઇ સમજુ છે એટલે ભાભીએ સમજુજ આવશે. આમ ચંદાભાભી પણ કહેતાં હતાં. સૌને મન ઉત્સાહ છે માટે તારે પણ ઉત્સાહ રાખવો.' ડોસી દીકરીનાં અને બીજાં સગાંનાં આવાં મન વળમણાંથી ખુશી થઇ હતી. 'ઇશ્વરે જે કન્યા આપી તે સારીજ આપી.' એવું તે મોઢે બોલતી, પણ પોતાને તે કંઇ કામ આવશે નહિ, એમ અંદરથી તેને નિરાશા જેવું લાગ્યા કરતું હતું. આપણા સંસારમાં સાસુઓ જે ઇચ્છે છે, તે એજ કે 'ક્યારેને તેના હાથમાંનું કામ ઉપાડી લેનારી વહુ મળે અને ક્યારે તે તેની ઉપર અમલ બજવણી કરવા માંડે.' ડોસીને પણ જુની ઢબ પ્રમાણે આવી ભાવના હતી. ગંગાએ મુંબાઈની શેઠાણીની વાત કહી ત્યારથી તે એ બાબતમાં નાસીપાસ થઇ હતી. આટલીજ તેના મનમાં ખણખુંચ હતી. 'વહુ આવી તો ખરી પણ તે કંઇ મારો દહાડો વાળશે નહિ.' એટલોજ ખરખરો તેને રહ્યા કરતો હતો. છતાં જેમ જેમ દિવસ પાસે આવતા ગયા અને લગનની તૈયારી થતી ગઈ તેમ તેમ ડોસીને પણ વૈવાહિક ઉત્સાહ આવતો ગયો. કેશવચંદ્ર વિજયા અને ડોસો અમદાવાદથી બધી ગોઠવણ કરીને આવ્યાં ત્યારે ડોસીએ પણ ઘર આગળ તૈયારી કરી દીધી હતી. પાસેનાં સગાં અને ધનાં-બહેન ભાણેજાં વગેરે ભરાયાં હતાં. ઘર વિવાહની મંગળ ધામધુમોથી રળિયામણું અને આનંદી થઇ રહ્યું હતું.

કેશવચંદ્રનું કુટુંબ એવું છેક ગરીબ ભિક્ષાવૃત્તિ ઉપર જીવનારું કુટુંબ ન હતું. તેના પિતા સંસ્કૃત ભણેલા પુરાણી હતા, પેશવાઈ-વારાથી તેમના કુટુંબને કેટલીક જમીન બક્ષીસ મળેલી હતી અને તેમાંથી કુટુંબનું પોષણ થાય એટલું અનાજ વર્ષોવર્ષ આવતું હતું. ગામડામાં આથી તે સુખી અને કુળવાન ગણાતા. કુળવાન બ્રાહ્મણ કુટુંબોના દુર્ગુણો સદ્ભાગ્યે તેમના કુટુંબમાં ઉતર્યા ન હતા, બાકુ

વસ્તાર ન હતો અને બે ત્રણ પેઢીથી જુની રીત પ્રમાણે ભણવાનો અને સારા માણસોમાં બેસવા ઉઠવાનો રિવાજ ચાલુ રહેલો હતો. બાળક જેવાં માબાપને પેટ જન્મે છે અને જેવી કુળપરંપરામાં ઉછરે છે તેવું થાય છે. ભણેલા કુટુંબનાં છોકરાં ભણે છે. ભણેલાં માબાપ હોય તે કેળવણીની કિમ્મત જાણે છે અને પોતાનાં બાળકોને ભણાવે છે. જેમને કેળવણીની કિમ્મત નથી-તેમનાં છોકરાં ઝાઝાં ભણતાં નથી. ગુજરાતમાં આનાં ઉદાહરણો પારસી, નાગરો અને ક્ષત્રિયો વગેરે નાતોમાંથી જોઇએ તેટલાં મળી આવે છે. પારસી નાગરો ને ક્ષત્રિયોની નાની સંખ્યામાં હાલ જેટલા ગ્રેજ્યુએટો હશે તેનો દસમો અરે ! કદાપિ સોમો ભાગ પણ, કેળવણી એજ જેની વૃત્તિ ગણાયેલી છે એવા કરોડોની સંખ્યાએ ગણાતા બ્રાહ્મણોમાં નથી, કારણ કે બ્રાહ્મણ કુટુંબો મધ્યકાલીન રાજ્યવિપ્લવોમાં તેમના સ્થાન ઉપરથી પડી ગયેલાં—છેક શૂદ્રત્વને પામી ગએલાં છે. તેમને બ્રાહ્મણવૃત્તિ એટલે વિદ્યાભ્યાસવૃત્તિ નહિ પણ ભિક્ષાવૃત્તિ ગળે લાગેલી છે. અજ્ઞાન માબાપો એમજ વિચારે છે કે 'બ્રાહ્મણનો છોકરો છે તે જ્યાં જશે ત્યાં ભીખ મળશે ને પોષાશે—જીવન ગુજારો કરશે.' પશુઓ પણ જીવન ગુજારો તો કરે છે પરંતુ પ્રતિષ્ઠા માન અને વિદ્વત્તાથી બ્રાહ્મણત્વને શોભાવવાની વૃત્તિ તેમનામાં રહી નથી. આસપાસની જેવી સ્થિતિ ને વૃત્તિ દેખે તેવું બાળક થાય, તેમ જેવું કુટુંબ ને જેવાં માબાપ કે સગાંસાગવાં હોય તેવાં બાળકનાં ચારિત્ર બંધાય છે. આ કેશવચંદ્રના કુટુંબની પરંપરા વિદ્યોપજીવી હતી અને માબાપ પણ વિદ્યાને વખાણનારાં હતાં એટલે જો કે બહુ સાધન ન હતાં તેમ છતાં પણ કેશવચંદ્ર આટલું ભણ્યો હતો. કેશવચંદ્ર ભણ્યો અને માબાપે ભણાવ્યો તે પણ કુટુંબમાં ભણવાનો રિવાજ પડેલો હોવાને લીધેજ હતું. ગામમાં તેમના ઘરની સારી પ્રતિષ્ઠા હતી. સૌએ લગનમાં ભાગ લેવા આવતાં જતાં. કેટલાક લોક 'પરદેશથી કન્યા લાવ્યા' એટલું કહી પછવાડે મુખ મરડતા તે સિવાય બધી રીતે વિવાહનો મંગળ સમારંભ તેમને ત્યાં મંગળમયજ થઇ રહ્યો હતો.

અમદાવાદથી આવ્યા પછી કેશવચંદ્રે મૌન ધારણ કર્યું. ડોસો-ડોસી જે કરે, તે તે જોયા કરતો હતો. આવી બાબત આપણા લોકમાં વરકન્યાની ઇચ્છા પ્રમાણે નહિ પણ મોટાંની ઇચ્છા પ્રમાણેજ થાય છે. વિવાહનાં મુખ્ય પાત્રોનો અવાજ આવા સમારંભોમાં હોવો જોઇએ, એવું કેળવાયેલા જુવાનો કહે છે, પણ કેશવચંદ્રને તો ચાલતા કારભારનું મૌન રહી નિરીક્ષણ કરતાં એમ લાગ્યું કે, લગ્ન કરનારાંના કરતાં તેમનાં મુરબ્બીઓ વધારે ઉત્સાહથી તેમને ગમતી બાબતો કરે છે અને તેજ વધારે યોગ્ય થાય છે. તોછડા કે આછુકલા સ્વભાવનાં વૈવાહિક આનંદમાં તાનાઈ ગયેલાં વરકન્યાના કરતાં તેમનાં મુરબ્બી કંઇ ઓછું કરતાં નથી. વર કે કન્યા પોતાને માટે 'આમ કરો ને તેમ કરો' એવું કહે અને ચિબાવલા જેવાં તે પોતાના વિવાહ સંબંધી ધામધુમમાં આગળ પડી પડીને આમ તેમ બોલે, એ તો મને માણસની ઠાવકાઇ-વિવેકની બહાર પડતુંજ લાગે છે. વરકન્યાની એક બીજાની પસંદગી 'ઇચ્છાવર' વરવાથી પસંદ કરવાની વાત જાણે ઠીક છે, પણ ઘરેણાં, કપડાં ભેટો, ને તેને લગતી ધામધુમોમાં તેઓ માથું મારે એ તો ગામડિયાં અજ્ઞાન વરકન્યાનાં નિર્લજ્જ અવિવેકી વર્તન જેવું કહેવાય. એવી બાબતમાં વરકન્યા ગંભીર થઇ મુરબ્બીઓ કરે તેમાં સંતોષ લે એ બહુ સારૂં વર્તન ગણાય. 'મારે ફલાણું ખાવું છે, ફલાણું પહેરવું છે કે આમ આમ કરવું છે' એવું અવસરનાં માણસોએ પોતાને મોઢે કહેવું એ જેટલું અસભ્ય ને નહિ શોભતું છે તેના કરતાં મૌન રહી મુરબ્બીઓ જે કરે તે માન્ય રાખી સંતોષ પકડવો એ વધારે-ખચીતજ વધારે સભ્ય અને વધારે શોભતું તેમજ આનંદ આપનારું છે. પોતે પોતાના મનને લડાવવું, તેના કરતાં બીજાં પોતાને માટે પૂર્ણ પ્રીતિવાળાં માબાપ ને સગાં લાડ લડાવે તેમાં બહુ મઝા છે. કેશવચંદ્રના મનમાં જે કંઇ કરવાનો વિચાર હતો તેના કરતાં ડોસાડોસીએ વધારે સારૂં કર્યું, અને તે પોતે પ્રસન્ન થયો.

પોતાના ગામમાં પોતાની મરજી પ્રમાણે ધામધુમ કરી વર અને જાન લઇ અમદાવાદ આવ્યા પછી ડોસાએ બધો ભાર રસિકલાલ

ઉપર મૂકી દીધો. તેણે તથા તેની વહુ ચંદાગૌરીએ તે ઉત્સાહથી ઉપાડી લીધો. ભલી રીતે જાન લઇ તેઓ ખંભાત આવ્યાં અને વહેવાઇને પોતાના આવ્યાની ખબર કરાવરાવી.

આણી તરફ ખંભાતમાં ચંદુલાલને સારું થવા માંડયું ત્યારથી રામચંદ્રે લગ્નની ગોઠવણ કરવા માંડી હતી. જેકોરશેઠાણીને જુસ્સાભેર વિવાહ મોટી ધામધુમથી કરવો હતો પરંતુ છોકરો અચિરજ મંદવાડમાંથી ઉઠેલો હતો અને લોકમાં 'ચવાઇ જવાય' તેથી મંછાડોસીએ અસલી જુની બ્રાહ્મણિયા રીતને પકડી રખાવી હતી. જરા પણ મુંબાઇની ઇતરાઇ કે મુંબાઈગરી દોડધામ વા ભભકોસપકો તેણે કરવા દીધો ન હતો. રામચંદ્રને અને તેમનાં સગાંને આ સાદી ગોઠવણ પસંદ પડી હતી. ગુલાબવહુને ફરવા હરવાની અને પહેરવા ઓઢવાની મુંબાઇની ફેશન ચાલુ રાખવાની છૂટ હતી, કારણ કે, લગનમાં તેને અધરણી હોવાથી ફરવા હરવા ઉપરાંત બીજું કંઈ કરવાનું ન હતું. ઘેણુ–માનિતી સુભાગી વહુવારુને સાધારણ રીતેજ જ્યારે પહેલી ગર્ભાવસ્થામાં ઘરેણાં લુગડાંથી નવાજી આનંદમાં રાખવામાં આવે છે ત્યારે આ તો જુગતે જુગતો સંજોગ આવેલો હતો એટલે ગુલાબવહુ જેમ મહાલવા માગે તેમ મહાલવાની તેને સૌની સદર પરવાનગી હતી. લગ્નને લગતી બધી ક્રિયા રામચંદ્ર અને જેકોરશેઠાણીને કરવાની હતી. તે આધેડ ઉમ્મરનાં પતિપત્નીને શોભે તેવોજ ઠાવકો સમારંભ આરંભાયો હતો.

જાન આવ્યાના સમાચાર મળતાંજ ગુલાબવહુ જાનીવાસા ઉપર ગઇ, ચંદાગૌરીને મળી તેને આવકાર દીધો અને બધી મુંબાઇનાં માણસને જોઇએ તેવી ગોઠવણ કરાવી અપાવી. ખંભાતના રામચંદ્રના સગાઓ અમદાવાદ તરફના જાનૈયાને મળ્યા અને સૌ બેઉ બાજુની ગોઠવણથી પ્રસન્ન થયા. સાંજના રસિકલાલે પોતાને યોગ્ય લાગે તેવી રીતે રામચંદ્ર વગેરેની સંમતિથી વરઘોડો કઢાવ્યો. બંને તરફનાં માણસોને પસંદ પડતી, નહિ ઇતરાઇની, નહિ ગરીબાઇની કે નહિ જુની, તેમ નહિ તદન નવી, એવી રીતભાતે બધું કામ લેવાયું. જેકોરશેઠાણી

જેમને કેળવાયેલી અને સુખમાં ઉછરેલી છોકરીને બે ત્રણ વર્ષથી ધારેલો યોગ્ય વર મળ્યો તેને પોંખી તથા કન્યાદાન દઇ બહુજ આનંદ થયો. ડોસી, જે ચંદુલાલના મંદવાડથી 'શું થશે ને શું નહિ' એવી ફિકરમાં પડી ગઈ હતી તે બધું વાદળ ઉતરી ગયા પછી પૌત્રીને યોગ્ય વરને પરણાવી ખુશી થઇ. મંડપમાંની વૈવાહિક ક્રિયા રાતના દસ વાગે પુરી થઇ. રામચંદ્રે અને વૃદ્ધોએ નાતને જમવાની જુવાનિયાઓને આજ્ઞા કરી. પછી અરુંધતીનાં દર્શન કરાવવા માટે ગુલાબવહુ 'વરવધૂ' ને લઇ ઘરમાં ગોત્રજ ગણપતિ પૂજન અને વૃદ્ધોના આશીર્વાદ લેવાને ગયાં.

રામચંદ્ર અને તેમનાં માણસોએ જાનને માટે એવી સારી ગોઠવણ કરી હતી કે જેથી રસિકલાલ અને ચંદાગૌરીજ નહિ પરંતુ કેશવચંદ્રના પિતા પણ ખુશખુશ થઈ ગયા હતા. જેમને જેવી ઘટે અને જેવી જોઇએ તેવીજ જમવાખાવાની અને ઉતારા વગેરેની ગોઠવણ કરી આપવામાં આવી હતી. દરેક ઠેકાણે એવાં માણસો રાખ્યાં હતાં કે, જે જાનૈયાઓના મુખમાંથી નીકળે તે સૌ તરત તેમની આગળ હાજર કરે. નાત અને જાનૈયા વગેરે જમી રહ્યાં અને તેમની સૌની સુવા બેસવાની બરોબર ગોઠવણ થઈ ગઇ ત્યાર પછી બધે ઠેકાણે ફરી આવી રસિકલાલ, વરના પિતા, વરની બહેન અને ચંદાગૌરી બાર વાગે વહેવાઇને ઘેર પાછાં આવ્યાં. વરરાજા, તેમના પિતા ને મિત્રો વગેરેને જમવા બેસાડવાની ગોઠવણ ઘર પાછળના વંડામાં ખાસ બંધાવેલા એક મંડપમાં કરવામાં આવી હતી.

રસિકલાલે કેશવચંદ્રના ડોસાને રામચંદ્ર અને ચંદુલાલ સાથે તેમના દિવાનખાનામાં મુલાકાત કરાવરાવી. રામચંદ્રે બહુ સ્નેહપૂર્વક તેમને ભેટીને કહ્યું કે 'મેં ગુણવાન વર અને કુળવાન કુટુંબ જોયું છે. ઇશ્વર વરકન્યાને આરોગ્ય ધનવાન અને પુત્રવાન જોવાને આપણને ભાગ્યશાળી કરો, એ મારી ઇચ્છા છે. મોહનલાલ! જા, જીજીને અહિં લઈ આવ.' રામચંદ્રના વિવેકથી ડોસાને બહુજ સારું લાગ્યું. તેમણે કહ્યું કે 'તમે જેમ તમારી પુત્રીને અમારે ખોળે બેસાડી તેમ

હું વૃદ્ધ થયો છું એટલે આ પુત્રને હું પણ તમોનેજ સોંપું છું. આપણો સંબંધ વરકન્યાનેજ નહિ પરંતુ આપણને સર્વેને સુખકારી નીવડો.' મંછાડોસી આવ્યાં. રામચંદ્રશેઠે તેમને ડોસા સાથે ઓળખાવતાં તેમની ખાનદાનીનાં વખાણ કર્યાં. ડોસી જુના જમાનાની દેશપરદેશની તમામ નાતને ઓળખનારી જીવતી વંશાવળી જેવી હોવાથી ડોસાના વડવાઓની બે ચાર એવી સરસ મોટાઈની વાતો કહી કે જે સાંભળીને ડોસો અને કેશવચંદ્ર દિંગ થઇ ગયા. જેકોરશેઠાણી દિવાનખાનામાં આધું ઓઢી આ બધી વાતો સાંભળતાં ઉભાં હતાં, તેમણે જરા આગળ વધી આવીને વહાલથી કહ્યું કે 'જીજી ! વરરાજા સવારના ભૂખ્યા છે. જમણની ગોઠવણ થઇ ગયેલી છે. તમારો પેલો સંકલ્પ–' તે આટલું અરધું બોલી ડોસીને અને રામચંદ્રને સંકલ્પ યાદ આપી મૌન રહ્યાં. રામચંદ્રે પછી કેશવચંદ્રને સંબોધીને કહ્યું કે 'કન્યાદાનમાં મેં મારા મનથી કરેલા સંકલ્પ પ્રમાણે મુંબાઈમાંની મારા નામની એક ચાલી ભૂમિદાન તરીકે તમને અર્પણ કરી છે તે સ્વીકારો. લો તેનાં ખતપત્તર, ચંદુલાલ ! મારા દફતરમાંથી પેલા દસ્તાવેજ કાઢીને કેશવચંદ્રને આપ.' ડોસો અને રસિકલાલ રામચંદ્રની આ ઉદારતાથી બહુજ પ્રસન્ન થયા. ફરીને પાછું જમણનું તેડું આવ્યું તેથી બહુ વિવેક કરી તેઓ સર્વે ઉઠયા.

વરરાજા, રસિકલાલ અને બીજા જાનૈયા વગેરેને લઇને ચંદુલાલ વગેરે વંડામાંના મંડળમાં ગયા. કેશવચંદ્રના પિતા રામશંકરે મંડપમાં જમવા બેસવાની ના પાડયાથી ગામના ચાર વૃદ્ધો અને પોતે ઘરના ચોકમાં જમવા બેસવાને રામચંદ્રશેઠે પાટલા નંખાવરાવ્યા. રામશંકર નહાઇને પાટલા ઉપર આવી બેઠા અને બીજા ત્રણ વૃદ્ધો સાથે ઓળખાણ કાઢીને વાતચીત કરવા લાગ્યા. રામચંદ્રને એક બીજો તેમનો સ્નેહી વૃદ્ધ નહાવા ગયા. જેકોરશેઠાણી બ્રાહ્મણ પાસે પીરસાવવાની ગોઠવણ કરાવતાં લલાટ ઢંકાય એટલું આધું ઓઢી પરસાળના બારણામાં ઉભાં. આગલા આંગણાથી તે છેક પાછલા વંડાના મંડપ લગી ઝગઝગાટ દીવા બળતા હતા અને કોઇ ઘર વચ્ચે થઇને અને

કોઈ છિંડીએ થઇને અંદર જમવા જતું આવતું હતું. ચાકર નફરો બહાર ઓટલે બેઠેલા હતા અને મંડપના આગલા દરવાજા આગળ બેઠેલા ટકોરખાનાવાળા મજેના વૈવાહિક આનંદના રાગવાળાં વાજાં વગાડી રહ્યા હતા. તેવામાં સૂર્યનાં કિરણોમાંથી કે અગ્નિમાંથી ઘડી કાઢયો હોય એવો એક સંન્યાસી એકદમ પગથિયાં ચડી સડસડાટ ચોકમાં આવીને ઉભો રહ્યો. ઓટલા ઉપર બેઠેલા માણસો તે કયાંથી આવ્યો તે જાણીએ શકયા નહિ અને તેને અંદર જતો અટકાવી પણ શકયા નહિ. વળી તે ચોકમાં આવ્યો એટલે તેના પ્રતાપે પાટલે બેઠેલા વૃદ્ધોથી ઉભાજ થઇ જવાયું. જેકોરશેઠાણી પણ તેને જોઇ સ્તબ્ધ થઇ ગયાં.

વાત્સલ્ય વરસાવતા હોય તેમ તે તરતજ રામશંકરને સંબોધી બોલ્યા કે ' રામશંકર ! વરવહૂને લાવ. હું તેમને જોઇ મારા અંતરમાં પ્રગટેલી સ્વાભાવિક પુત્ર ભાવનાને તૃપ્ત કરી તથા એમને આશિષ આપીને જાઉં, લાવ સત્વર અહિં લાવ મને મોડું થાય છે.' રામશંકરે આગળ વધી તેમના ચરણમાં મસ્તક નમાવી જેકોરશેઠાણીને કહ્યું કે ' વરવહુને ઝટ બોલાવી લાવો.' સંન્યાસી મહાત્માને પગે લાગી ખંભાતના વૃદ્ધોએ આસન પર બેસવા વિનંતિ કરી પરંતુ અમૃત વરસાવતા હોય તેવું મીઠું હાસ્ય કરી બીજું કંઇ નહિ બોલતાં તે ઉભાજ રહ્યા. રામશંકર ને પેલા વૃદ્ધો સૌ મહાત્માની બાજુએ પાર્ષદોની માફક ઉભાજ રહ્યા, એટલામાં ચંદાગૌરી અને ગુલાબ વરકન્યાને લઇ આવ્યાં. ચંદાએ કેશવચંદ અને ગુલાબવહૂએ ગજરાને મહાત્માને પગે લગાડયાં. મજેનું હાસ્ય કરી ગજરાને માથે હાથ મૂકી મહાત્મા બોલ્યા કે ' અખંડ સૌભાગ્યવતી રહે અને મારા કુટુંબમાં પુત્રોની વૃદ્ધિ કર.' ચંદાગૌરી વરરાજાને લઇ જરા ખસી એટલે ગુલાબવહૂ પણ નણંદને લઇ પાછી ફરવા જતી હતી પરંતુ બહાર સાખમાં ઉભેલાં જેકોરે વૃદ્ધોની હાજરી ભૂલી જઇ કહ્યું કે ' વહુ તમે પણ મહાત્માનાં ચરણનું વંદન કરો.' ગુલાબવહુ ગર્ભને લીધે ઝટ નમાય નહિ તેમ હોવા છતાં ધીરેથી સંકોરાતા અંગે નીચી નમી પગે લાગવા ગઇ

એટલે મહાત્માએ તેમ કરતાં અટકાવી 'અલંઅલં, વત્સા! તુંએ સુભાગી પુત્રની માતા થા' એવો આશીર્વાદ દઈ ફરીને રામશંકર સામું જોઈ કહ્યું કે 'વત્સ! સુખી થાઓ' આમ કહી રામશંકર હજી તો આશીર્વાદને મસ્તક નમાવી અનુગ્રહીત કરવા જાય છે અને સામેથી રામચંદ્ર વગેરે નહાઇને ચોકમાં આવે છે એટલામાં તો 'ઓમ્ શિવ! શિવાય નમઃ' એમ મોટે મેઘ ગર્જન જેવે ગંભીર ઉચ્ચારે ઘર અને ચોકને ધ્વનિત કરી મહાત્મા પાછા ફરી ગયા અને એટલાં બધાંમાંનાં કોઈથી કંઈ કહેવાય તે પહેલાં તો નયનપથની પેલી તરફ નીકળી જઈ ક્યાંના ક્યાંએ અંતર્ધાન થઇ ગયા. ત્રણ ચાર વૃદ્ધો, જેકોર ને તેમના બોલાવ્યાથી પરસાળમાં આવી ઉભેલાં મંછાડોસી જોતાં ને જોતાંજ રહ્યાં પણ કંઈ બોલાયું ચલાયું નહિ અને મહાત્મા ચાલ્યા ગયા. સૌ ચકિત જેવાં થઈ જઇ તેમની પાછળજ અનિમેષ આંખે જોઇ રહ્યાં.

રામચંદ્રશેઠ સૌથી પહેલાં બોલ્યા કે 'એ કોણ મહાત્મા હતા, કેમ પધાર્યા હતા ને કેમ જવા દીધા?'

મંડપ તરફ જતા કેશવચંદ્રે બે પગલાં પાછા ફરી જવાબ દીધો કે 'પેલા મહાત્મા જેમની મેં આપને વાત કરી હતી તે.'

'હેં! એ પરમકૃપાળુ મહાત્મા?' રામચંદ્રે અત્યંત વિસ્મયથી પૂછ્યું. તરત મંછાડોસી બોલ્યાં કે 'મહાત્મા કહે કે આપણા પુણ્યશાળી વહેવાઈ કહે, તે એ પોતેજ. અરેરે! એમના તેજમાં ને ઉતાવળમાં આવડી મોટી હું પણ કંઇ વિવેક કરી શકી નહિ. રામશંકર! તમે સમજ્યા?'

રામશંકર—હા, તમે વહેવાઇ કહ્યા એટલે તરત મને સ્મરણ થયું કે, એ બીજું કોઈજ નહિ પરંતુ મારા પિતાના કાકા પેલા પરમ યોગી મહાત્મા. મને વત્સ અને કન્યાને વહુ કહીને તેમણે સંબોધ્યાં પણ હુંએ મૂઢ તેમને ઓળખી શક્યો નહિ અને કેસુ બાળક ને બાળકજ. મને જરા ચેતાવ્યો હોત તો હું એમના ચરણ ધરી રહેત. અરેરે! આપણાં એવાં ભાગ્ય ક્યાંથી હોય?' તે ગળગળા થઇ

ગયા. રામચંદ્ર બોલ્યા કે 'બહુજ ખોટું થયું. જમવાને સમયે પધારેલા મારા મોટા વહેવાઇ અને પરમ પૂજ્ય યોગીરાજ મારા વચનના પણ સત્કાર વગર ચાલ્યા ગયા એ મારૂં દુર્ભાગ્ય બીજું શું? ચંદુને એમણે મારી સાથે સંબંધ થતાંવાંત જીવતદાન આપ્યું અને મને અભાગીને એમનાં સહેજસાજ દર્શન થયાં પણ અમૃત વચન સાંભળવાનો પણ લાભ આપ્યો નહિ?' બહુજ દિલગીર ને ખિન્ન સ્વરે તે ડોસી સામું જોઇને બોલ્યા કે 'જીજી! તું આટલી બધી જાણીતી કેમ અજાણ જેવી થઇ ગઇ? વરકન્યાને આશીર્વાદ દેવા એ મહાત્મા વહેવાઇએ આપણું ઘર પાવન કરી એમનાં પુનિત પગલાં આપણા ચોકમાં પાડયાં અને તું આવી કાબેલ થઇ બધું જોઈજ રહી? કંઈ બોલીજ શકી નહિ, એ શું? વહેવાઇ તરીકે નહિ તો ખેર! પણ એક મહાન્ યોગી તરીકે હું એમનું પૂજન કરી ચરણામૃત લેત તો પણ પાવન થઈ જાત! કેશવચંદ્ર બાળક તે ખરેખર બાળકજ! તેમણે આપણને કહેવું હતું.'

મંછાડોસી બોલ્યાં કે, 'રામચંદ્ર! હું શું કહું? મને જેકોરવહુએ બોલાવી અને ઉગુમગુ આવીને હું આ બારણા આગળ બેઠી. મેં તેમની પવિત્ર તેજથી ભરપુર મુખમુદ્રા તરફ જોયું કે હું તો જાણે ચિત્રમાં ચીતરી હોઉં તેમ 'આ શું અલૌકિક?' એવા આનંદમાં મારું બધું ભાનજ ભૂલી ગઇ. એ મહાત્માએ વરકન્યાને અને ગુલાબવહુને આશીર્વાદ દીધા તે અને રામશંકરને કંઇ કહ્યું તે પણ જાણે તેમનાં દર્શનની તલ્લીનતામાં મેં સાંભળ્યું નથી.'

નાતના વૃદ્ધો, વહેવાઈ રામશંકર અને ઘરડાં સાસુજી બેઠેલાં હોવાથી કપાળ ઢંકાય એટલું આધું ઓઢી રાખી મજેના પ્રૌઢત્વને શોભાવતાં જેકોરશેઠાણી આનંદથી જેમ પુષ્પ ખેરવતાં હોય તેમ ધીરા પણ ગંભીર વચને બોલ્યાં કે 'જીજી! મને બધુંએ યાદ આવ્યું હતું અને હું તો તમે તે દિવસે કહેલું તેથી તરત સમજી પણ ગઇ હતી કે, આ ગજરીના મુરબ્બીઓના મુરબ્બી મહાત્મા યોગીરાજજ હશે, પણ આપણે પામરજન એમનો શો સત્કાર કરી શકીએ, એમના

ઉપકારનો શો બદલો વાળી શકીએ અને એમના તેજમાં આપણે બોલી પણ શું શકીએ? એમ એમના પ્રતાપમાં તેમનાં પુનિત પગલાંને માટે આપણને ધન્યભાગ્ય મનતી અને આનંદમાં ઝુલતી મૌનજ રહી. તમો કે કોઇએ મહાત્માને શું કહી શકત? રામશંકર વહેવાઇથી પણ એમના છોરુ હોવા છતાં કંઇ બોલાયું' નહિને? કેશવચંદ્ર બોલી શકે પણ એ તો છોકરૂં તે છોકરૂંજને?'

એ ત્રણ વૃદ્ધોએ મહાત્માનાં દર્શન માટે પોતાને ધન્યભાગ્ય માની તેમના પવિત્ર વંશજ એવા રામશંકરને વળી વળીને ધન્યવાદ આપી આપીને નમસ્કાર કર્યા અને રામચંદ્રને એવું કહીને મન વળાવ્યું કે 'તમારા ઘરમાંથી કહે છે તે તદન ખરૂંજ છે જે, આપણે પામર જન એમનો શું સત્કાર કરી શકવાના હતા? ઓહો! શું તેજસ્વી કાંતિ અને કેવો અનહદ પ્રૌઢ પ્રભાવ? કોણ બોલી શકે? તમારી સાથે અમારાં પણ ધન્યભાગ્ય કે આવા મહાત્માનાં દર્શન થયાં?'

રામચંદ્રને તો તેમનો સત્કાર નહિ થયો તે માટે તેમ છતાં બહુજ ખોટું લાગ્યું અને મન અંદરથી પશ્ચાત્તાપ કરતું હોય તેમ ચણચણવા માંડયું, પરંતુ પછી સમય વ્યતીત થઇ જવાને લીધે રામચંદ્ર ને વૃદ્ધો વગેરે સૌ મહાત્માની કૃપાની વાતો કરતા કરતા જમવા બેઠા.



## પ્રકરણ ૩૪ મું.



### વૈવાહિક આનંદ

'ચંદાભાભી! મારાં ભાભી તો ખાસાં મોટાં ગોરાં ને મજેનાં રૂપાળાં છે. શરીરે પોષાતાં છે. અને બોલવે ચાલવે પણ બહુ વિવેકી લાગે છે. મરી બા તો આ લગન કરવાને ખુશી ન હતી, પરંતુ ભાઇની અને મારી મરજીથી લગન થયાં. મારા ભાઇને યોગ્યજ ભાભી મળ્યાં' વિજયાએ સંતોષ બતાવ્યો એટલામાં કેશવચંદ્ર આવ્યો તેને જોઇને ચંદાગૌરી બોલ્યાં કે, 'બ્હેનને—નાનાં નણંદને તો બોજાઇ બહુ ગમી ગઇ દેખું. કહે છે કે, મારા ભાઇને યોગ્યજ ભાભી મળી, ગજરાબહુએ

તો વરને જેવી મોહિની લગાડી હતી તેવીજ એક દિવસમાં નણંદને મોહિની લગાડી.' કેશવચંદ્ર હસ્યો અને વિજયા સામું જોઇ બોલ્યો કે 'બહેન! તું એને મળી? એની સાથે તારે વાતચીત થઇ? કોણે તારું એને ઓળખાણ પડાવ્યું?'

વિજયા બોલી કે 'કાલે રાતે જમવાને વખતે ચંદાભાભી અને બીજાં સગાં પાછળ હતાં અને હું એકલી આગળ ગઇ હતી. વંડાના માંડવામાં ઘણાં બૈરાં છોકરાં અને માણસો ભરાયેલાં હતાં પણ આપણું ત્યાં કોઇ ન હતું. મેં કોઇને દીઠું નહિ તેથી એક ઠેકાણે મૌન થઇને ઉભી રહી. દૂરથીજ મને જોઇને મારાં ભાભી આમતેમ જોઇ મારી પાસે આવ્યાં અને બોલ્યાં કે 'નાની બહેન! ચંદાભાભી વગેરે હજી નથી આવ્યાં? તમે મારી સાથે આમ આવો.' આમ કહી મને તેડી જઇ તેમની પાસે બેસાડી. એમને હું ઓળખું એમાં તો કંઇ આશ્ચર્ય જેવું નહિ, પરંતુ એમણે મને ઓળખી, એ તો મને બહુજ નવાઇ જેવું લાગ્યું. અલબત, શરમાતાં શરમાતાં તેઓ ધીરે ધીરે મજેની મીઠી વાણીએ વાત કરતાં હતાં, પણ ચોકસ બાબતો જાણી લેવાનો તેમનો યત્ન હતો. 'આપણાં પાસેનાં સગાંમાં કોણ કોણ છે? જે હોય તે તમે મને ઓળખાવજો.' એમ તેમણે મને કહ્યું. એમનાં વચનોમાં મને બહુ વહાલ જણાયું.'

'પછી તેં આપણાં સગાં એને ઓળખાવ્યાં કે નહિ?' કેશવચંદ્રે સવાલ કર્યો.

'કેમ ન ઓળખાવું? કોઇ જાણે નહિ તેમ સૌને મેં નામઠામ સાથે તેમને ઓળખાવ્યાં.'

'તમને એમણે નણંદ તરીકે ઓળખ્યાં હતાં એવું તમે કેમ જાણ્યું? 'જાનમાં આવેલું કોઇ નજીકનું સગું હશે,' એવું તે સમજ્યાં હશે તો? તમારા ભાઇની જાનમાં આવેલી કોઇ પણ છોકરીને તે બહેન કે નાનીબહેન કહીને બોલાવે એમાં શી નવાઇ? નાની બહેન નહિ, પણ સગાં નણંદ છો, એમ તેમણે તમને ઓળખ્યાં હશેજ નહિ.' ચંદાગૌરીએ વિજયાને ગુંચવી નાંખી. તે જરા વિચાર કરીને બોલી

કે, 'તમારું કહેવું ખરૂં છે. જાનમાં આવેલી કોઇ પણ છોકરીને તે એમ કહીને બોલાવે, પરંતુ મને તો એમણે નણંદ તરીકેજ ઓળખી હતી. એજ મારી ભણેલી ને સુધરેલી મુંબાઇગરી ભાભીની ચતુરાઇ તો ? એમના સગામાંની કોઈ એમનાથી સહેજ મોટી સ્ત્રીએ તેમને મારી સાથે વાત કરતાં જોઇને પૂછયું કે 'ગજરાબહેન ! એ કોણ છે ?' આના ઉત્તરમાં એમણે તેના કાન પાસે મુખ લઈ જઇ બહુ ધીરેથી કહ્યું, તેમ છતાં મેં સાંભળ્યું કે 'મારાં નણંદ.' કહો ચંદા-ભાભી ! એમણે મને ઓળખેલી કે નહિ ?'

ચંદા અને કેશવચંદ્ર બેઉ ખડખડાટ હસી પડયાં.

સવારમાં બાપાજી પણ વહેવાઇને માટે અને મારાં ભાભીને માટે ભવાનીશંકર કાકા આગળ પોતાનો સંતોષ બતાવતા હતા. તેમણે બેઉ જણે મને બોલાવી પૂછયું હતું કે 'તારી ભોજાઇ કેવી છે ? તેં એને જોઇ કે નહિ ?' મેં બધું તેમને કહ્યું અને તેઓ પણ ખુશી થયા. વિજયાએ કેશવચંદ્ર અને ચંદાગૌરીને પોતાનો અને સગાઓનો આનંદ-સંતોષ જણાવ્યો.

હમણાં તમારાં ભોજાઇ અહિં આવશે 'હાથ કંકણ ને આરી-સાની શી જરૂર છે ?' તમારા ભાઇએ જોઇને પસંદ કર્યાં છે. તમે એમના મીઠડાપણાથી ખુશી થયાં છો અને તમારાં સગાં ને જાનર-ડીઓ હમણાં તે આવશે, માથું ગુંથાવશે તથા શણગાર સજશે, તે જોઇને જાણશે. ચંદાગૌરી આમ કહેતાં હતાં એટલામાં તો વૈરાં ગાતાં ગાતાં આવ્યાં. ગુલાબ અને તારાનો આ વખતનો ભભકો જોઇ વિજયા ચકિત થઇ ગઇ. ખંભાતનાં સગાંસાગવાં તો બધાં તેમના જેવાંજ હતાં. વિજયાને તેમાં નવાઇ લાગે એવું કંઇ ન હતું, પરંતુ આ બે મુંબાઇગરીઓને જોઇને તો તેને 'મુંબાઈની શેઠાણી' શબ્દ બહુ યોગ્ય લાગ્યો તેમના આવવાથી જાનીવાસો ઝાકઝમાળ થઈ રહ્યો અને ઉંચી જાતનાં સેંટની મીઠી વાસથી વાતાવરણ મઘમઘી રહ્યું. ચંદા-ગૌરીએ આવકાર દઇ વૈરાંને બેસાડયાં. જેઓ એક બીજાને સહેજ-સાજ ઓળખતા પામ્યાં હતાં, તેમણે પરસ્પર ઉભય બાજુનાં સગાંને

એક બીજાનું ઓળખાણ કરાવરાવ્યું. કેશવચંદ્રની એક પિતરાઇ ભોજાઈ જે ગામડાની હોવા છતાં જાજરમાન સ્ત્રી હતી, તેણે નવોઢાનું માથું ગુંથીને સાસરાના શણગાર સજાવરાવ્યા, દરમિયાન ચંદાગૌરી, ગુલાબ ને તારા વગેરે જે એક બીજાને સારી રીતે ઓળખતાં હતાં, તેમણે લગનનાં ગીત ગાયાં. ચંદાગૌરીએ વિજયાનું તેમને ઓળખાણ પડાવ્યું. 'આ પણ એમના ભાઇની માફક ભણવામાં અને ખાનગી વાંચનમાં હોંશિયાર છે.' એવું જણાવ્યું. 'જેવા ભાઇ તેવાં એમનાં બહેન હોયને?' તારાગૌરીએ વિવેકથી ઉત્તર આપ્યો. ગુલાબ તેના ઠસ્સામાં ગૌરવ સાચવતી માન રહી.

'વિજયાબહેન! હવે કાકાજીને અને વરરાજાને અહિં બોલાવો' કેશવચંદ્રની ભોજાઇએ શણગાર સજાવી રહીને કહ્યું. સ્ત્રી મંડળ મર્યાદાભેર એક બાજુ થઈ ગાતું ગાતું ઉભું રહ્યું. શુકલની સાથે તેઓ આવ્યા અને નાતની રીત પ્રમાણે વધાવાનો વિધિ કરાવવામાં આવ્યો. ડોસો ઉઠીને ચાલ્યો અને કેશવચંદ્ર તેની પાછળ જાય છે, એટલામાં ગુલાબે કહ્યું કે, 'કેશવચંદ્ર! મુંગા મુંગા ચાલ્યા જવાનું નથી? જાનીવાસો તમારૂં ઘર કહેવાય, અને અમે તમારે ઘેર આવ્યાં છીએ, ત્યારે તમારે અમને સૌને આદરમાન આપવું જોઇએ.' 'બહેન અને ભાઇ બેઉ પક્કાં છો. વિજયાબહેન પણ ગઈ કાલે એમને એમ એમનાં ભોજાઈનું મોં જોઇ ગયાં છે.' તારાગૌરી વિજયા સામું જોઇને હસી.

'ચંદાભાભી તમને જવાબ આપશે.' કેશવચંદ્રે જરા પાછા ફરી ગુલાબ સામું જોઇ ઉત્તર આપ્યો. સ્ત્રીઓના ટોળામાંથી આગળ આવી એક સ્ત્રીએ કેશવચંદ્રને હવે પૂછ્યું કે 'મને ઓળખો છો?' ચારેક વર્ષના છોકરાને ઉંચો કરી કેશવચંદ્ર તરફ આંગળી કરી વળી તે બોલી કે 'કીકા! પેલા મુસાફર–તારા માસા થયા.'

ચંદાગૌરી, ગુલાબ અને બૈરાં, તેનું બોલવું સાંભળી અચંબાથી જોઈ રહ્યાં. કેશવચંદ્ર ગુંચવાડામાં પડી ગયો, કારણ કે, બરાબર જોયેલી નહિ એટલે 'તે કોણ' એ તેનાથી સમજાયું નહિ. બોલ પરિચિત

લાગ્યો. તેણે કહ્યું કે, 'માફ કરજો. મને કંઇ ઓળખાણ પડયું નહિ!'

'તમે નહિ ઓળખો તોપણ અમારે તો હવે બે રીતે તમને ઓળખવા પડશે. અમારા ઉપર ઉપકાર કરનાર તરીકે, અને બનેવી તરીકે. પીડી ચઢવા છતાં મુસાફરીની છાયા મુખ ઉપરથી ઉતરી નથી. એટલામાં મુસાફરી અને પેલી લુંટ વગેરે બધુંજ ભૂલી ગયા. વાહ! ઠીક અમને છેતરીને ચાલ્યા ગયા! ત્યાંથી છટકી ગયા પરંતુ હવે અહિંથી કયાં છટકી જવાના છો?' સાળીએ બરોબર સાળીપણું બતાવ્યું. 'મુસાફરી ને લુંટ' વગેરે શબ્દો સાંભળતાંજ કેશવચંદ્ર સમજી ગયો કે, તે બીજું કોઇજ નહિ પણ પેલા અમલદાર વેણીશંકરની ધણિયાણી અને નવા સંબંધે સાળી. મશ્કરીનો મશ્કરીમાંજ જવાબ આપતાં તે બોલ્યો કે 'મુસાફરી દરમિયાન જેવો દોરતોર ચલાવ્યો તેવો દોરતોર અહિં ન ચલાવતાં.'

"હવે ઓળખી. ત્યારે હવે અવશ્ય અમારે ઘેર પધારજો.'

'મુસાફરીને ઓળખાણે આવત પરંતુ સાળીને ઘેર તો હવે મોટા માન આદરકાર અને આમંત્રણ વગર અવાશે નહિ.' કેશવચંદ્ર હસીને ઉત્તર આપી બહાર ગયો.

વાર થવાથી બૈરાં આકળાં થઈ ગયાં હતાં, તેથી ગુલાબ નણંદને લઇ બહાર નીકળી અને ચંદાગૌરી વગેરેને સાંજના જરા વધારે સવેળાં પોતાને ત્યાં આવવાની વિનંતિ કરતી ગઇ.

લગ્નને લગતી ધાર્મિક ક્રિયાઓ અને રીતરિવાજ બધું બીજે દિવસે પુરું થયું. પછી રાતના રામચંદ્ર અને જેકોરશેઠાણી મંછામા આગળ કન્યા વળાવવા સંબંધી વિચાર કરવાને ગયાં. રામચંદ્રે વાત ઉપાડતાં જણાવ્યું કે 'ઇશ્વર પ્રતાપે અને આપના પુણ્યે સૌ નિર્વિઘ્ને પાર ઉતર્યું, પરંતુ છેવટ જતાં જતાં એક નાનું જેવું વિઘ્ન, જો કે હું તો એને વિઘ્ન પણ કહેતો નથી, પરંતુ આ જાનને દશેક દહાડા રાખવાની ઉમેદ ધરાવતી હતી, તે વિઘ્ન કહે છે, તે નડયું. વિવાહ જેવા અવસરોની સમાપ્તિ તો જેમ વહેલી થાય તેમ સારું જીજી! એ લોકોની ઇચ્છા છે તો આવતી કાલે વિદાય કરવા સામે અને

હરકત જણાતી નથી. આપણી બધી રીતભાત થઇ રહી છે તો પછી વળાવવામાં આપણને શું વાંધો છે?'

'પણ એવું શું વિઘ્ન આવ્યું છે તે પહેલાં મને કહે ભાઈ! વિઘ્ન શબ્દ સાંભળતાં મારો જીવ ઉંચો થઇ ગયો છે?' ડોસીએ તે જાણવાની આતુરતા બતાવી.

'રસિકલાલની બાનો પત્ર આવ્યો છે, તેમાં લખ્યું છે કે ગજરીની સાસુ દાદર ઉપરથી પડી ગયાં છે. તેમને ઘેર રહેલાં સગાં સાગવાંને પીરસવાને ઉની ઉની દાળ લઇને દાદર ઉતરતાં સહેજ દાઝી પણ ગયાં છે. ડોસીને દાઝયા ઉપર ડામ, વાગ્યા ઉપર વાગ્યા જેવું થયું છે. કમ્મર પછડાયાથી ઉઠાતું નથી, અને પગ ઉપર ઉની ઉની દાળ ચડવાથી ફોલા થઈ આવ્યા છે. રસિકલાલની માએ આમ લખ્યું છે. ખાતરી આપીને લખ્યું છે કે, 'ડોસીના જીવને જોખમ લાગે એવું કંઇજ નથી, હાડકું ભાગ્યું કે ઉતરી ગયું નથી, માત્ર પછડાયાં અને દાઝયાં છે.' શવચંદ્ર અને એના બાપનો જીવ ઉંચો થવાથી તેઓ એક દહાડો પણ નકામો ભાગવા માગતા નથી. બે દિવસ આપણે તેમને વધારે રાખત અને દશેયાં જમાડત, પરંતુ જ્યારે તેમનો જીવ ઉંચો છે ત્યારે ખાલી ઓહોંશ કરીને રાખવાની શી જરૂર છે?'

જેકોરશેઠાણી વચમાંજ બોલ્યાં કે, કેશવચંદ્રને અને જાનને મૂકી જવાનું વહેવાઈ કહે છે. એકલા વહેવાઈ જવા માગે છે જીજી! હું કહું છું કે તેમને જવા દો, જાન બે અહિં બે દહાડા વધારે રહે. કેશવચંદ્રના મિત્રો વગેરે પરાયા ગૃહસ્થો આવ્યા છે તેમની આપણાથી હજી કંઇ મેમાનગીરી થઈ નથી. ડોસા ત્યાં જઇને ખબર લખશે, એટલે નહિ હોય તો આપણે અહિંથી વિદાય કરીશું. મને આટલી ઉમેદ છે એમ નહિ પરંતુ આ ઠીક દેખાતું નથી. વળી ગુલાબવહુ કહે છે કે, વિવાહની ગડબડમાં આપણાથી જાનૈયા વગેરેની કશી સરભરા થઇ નથી, એટલામાં વિદાય કરી દઇએ તે કોઇને ગમતું નથી. અમારા વચ્ચે આટલોજ મતભેદ છે સમજ્યાં જીજી!'

આ બધી હકીકત સાંભળી ડોસી વિચારમાં પડી. ચકમકતાં

ચશ્માંમાંથી એકવાર રામચંદ્ર સામું અને એકવાર જેકોર સામું જોઇ જરા ખિન્ન થવા છતાં મક્કમ વિચાર ઉપર આવી તે બોલી કે, 'આવા અવસરોમાં બહુ વિઘ્ન આવે છે. આપણું કાર્ય બધી રીતે નિર્વિઘ્ને પાર પડ્યું છે, તો પછી રામચંદ્ર કહે છે તેમ કરવું એજ સારું છે. વરનો મિત્ર તો મુંબાઇમાં રહે છે. ત્યાં આગળ આપણે વાર તહેવાર એને તેવડીશું, પણ હાલ તો જાનને ભલી રીતે આનંદમંગળમાં વિદાયગીરી આપો. ગજરીને મોકલો તે એની સાસુની બરદાસ કરે. જેકોરવહુ! તું હમણાં એવી તેવી મોજીલી ને મોટી ઉમેદો ન કરતી. જેશીને બોલાવી નક્કી કરો. કાલનો દિવસ સારો હોય તો પરમ દહાડું કરતાં કારવતાં નહિ. ગજરીની સાસુને કંઇ થવાનું નથી, પણ જતાં-વાંત તેની કસોટી થવાનો તેના ભાગ્યે આ જોગ આણી આપ્યો છે. હશે, એને ક્યારે ગામડે રહેવું છે. આ તો માત્ર હાલ તેને જવું પડશે અને સાસુની સેવા કરવી પડશે. દીકરા! ગજરીને એવી શિખામણ દેજે અને એવી તાકીદ આપજે કે, એક જરાએ આપણને સાંભળ-વાનું થાય નહિ. મેં તેને ઘરકામની કેળવણી આપાવી છે તેથી મને તો ખાતરી છે, તેમ છતાં જેકોરવહુ! ફરીને હું તને કહું છું કે, છોક-રીને બધું કામકાજ ઉપાડી લઇ શાબાશી મળે એવી રીતે સાસુની ચાકરી કરવાની શિખામણ આપજે. એની નણંદ જોઇને? કેવી મજેની ચાબરાક છોકરી છે.'

જેકોરશેઠાણી બોલ્યાં કે 'છોકરી તો એના ભાઇની માફક કેળ-વાયેલી છે, એની મા કંઈ કેળવાયેલી છે? એ તો જુની ઢબની સાસુ હશે. મારી ગજરી તો દુશ્મનમાંએ માગ કરે એવી છે, પરંતુ એનાથી આ કસોટીમાંથી પારે ઉતરાશે કે નહિ? એની મને જરા ચિંતા રહે છે. ગામડામાં કંઇ ઘરમાં ચાકરનફર હોય છે? વળી એ અજાણી. હમણાં ન મોકલીએ તો કેમ?'

'ના, એમ તો કરવુંજ નથી. મંગળાચરણમાંજ લોકોમાં એને માટે ખરાબ વિચાર બંધાઇ જાય. કહેશે કે, 'સાસુની ચાકરી કરવી પડે તેથી ન મોકલી' માટે ખસુસ મોકલો. મારી દીકરી કામકાજથી

કરે એવી નથી.. જીજી કહે છે તેમ 'એને શું નથી આવડતું ?' એ તો સામી શાબાશી લઇને આવશે. મહીના દોઢ મહીના પછી વહુનો ખોળો ભરવાનો છે ત્યારે કેશવચંદ્ર ને એ સૌ અહિં પાછાં આવશે.' રામચંદ્રશેઠે જેકોરશેઠાણીના વિચારને પસંદ કર્યો નહિ.

મંછાડોસીએ રામચંદ્રના અભિપ્રાયને અનુમોદન આપ્યું અને 'વળી કંઇ વિઘ્ન આવી પડે તો ખાલીજ જીવ ખાટો થાય.' એમ વિચારી જેકોરશેઠાણીએ પણ એ વિચારને બહાલ રાખી જાનને રંગેચંગે વિદાય કરી દેવાની તૈયારી કરવા સંમતિ આપી. બાર પંદર વર્ષ લગી આંખો તળે અને આંખો તળે રાખેલી પુત્રીને સાસરે વળાવતાં હોંશમાં પણ માને જે લાગણી થાય છે, તે ખરેખર નહિ વર્ણવી શકાય તેવીજ છે. કણ્વમુનિ જેવા આશ્રમવાસી અને સંસારની જાળથી દૂર રહેલા ઋષિને, માત્ર પોતે ઉછેરીને મોટી કરેલી શકુન્તલાને સાસરે મોકલતાં આંખમાંથી આંસુ પડયાં હતાં તો પછી પુંત્રીને વળાવતાં સંસારની માયામાં લપટાયેલી માતાને લાગણી થાય એમાં શું આશ્ચર્ય ? માતાએ પુત્રીને એકાંતમાં બોલાવી શિખામણ દીધી અને પુત્રીએ ઘણીએ ખાતરી આપી તેમ છતાં પણ તેનું મન માન્યું નહિ. ગુલાબવહુને બોલાવી કેશવચંદ્રને જેટલી શિખામણ દેવાય તેટલી દેવાનું કહ્યું.

રામચંદ્ર અને મંછાડોસીએ વહેવાઇને પોતાની પાસે બોલાવરાવી ગજરીને વિજયા જેવી ગણી નિભાવી લેવાની વિનંતિ કરી. ડોસો ઘરડો જુના વિચારનો પણ પુરાણોના વાંચનથી હિંદુસંસારના રચનારહસ્યને જાણનારો હતો. તેણે તે વૃદ્ધાને જણાવ્યું કે 'પુત્રવધૂમાં અને પુત્રીમાં અમે કશું સમવિષમ સમજતાજ નથી, સામું પુત્રવધૂને તો અમે અમારી પરંપરાના તંતુને ચાલુ રાખનારી કુટુંબદેવતા જેવી માનીએ છીએ. એના સુખે અમે અને અમારૂં કુટુંબ સુખી, અને એની પ્રસન્નતા એજ અમારા કુટુંબની આબાદી ! એનાથી અમારું ઘર પુત્ર પરિવારવાળું થશે, અને એના સૌભાગ્યે અમે અને અમારું કુટુંબ શોભીશું. તમે સુખી અને સધન કુટુંબી છો અને તેમાં એ ઉછરી મોટી થઇ છે છતાં અમારે ત્યાં અમે એને જરાએ ઓછું આવવા દઇશું નહિ. અમારું ગામડાનું કામ કંઈક જાડું હશે ખરું પણ એને

એ અઘરું કે અપ્રિય તો લાગશે નહિજ. સ્ત્રીઓમાં સ્વાભાવિક રીતેજ એવો ગુણુ ઈશ્વરે મૂકેલો હોય છે કે તે જેવું મંડળ હોય તેવી બની જાય. તમારી પુત્રી મોટી, સમજુ, ભણેલી અને ડહાઇ છે. તે અમને એનાં કરી લેશે અને અમો એનેજ બધું ઘરબાર સોંપી દઈશું, અમારે એને સુખી કરી સુખ માણતી જોઇને સુખી થવાનું છે, માટે તમારે એની લગારે ચિંતા કરવી નહિ.'

મંછાડોસી બોલ્યાં કે, 'તમારા જેવું કુળવાન અને સારું ઘર શોધ્યા પછી અમને ચિંતા તો છેજ નહિ. અમે વરને જોયો ત્યારથી તેના સાલસ સ્વભાવ ને રીતભાત ઉપરથી તમારા કુટુંબની મોટાઇ અમારા સમજવામાં આવી છે. કેશવચંદ્રને હજી એક બે વર્ષ ભણવાનું છે. અભ્યાસમાં એમનું મન છે માટે ભણાવજો. આપ્યું છે માટે નહિ, તમને તો અમે જેટલું આપીએ તેટલું થોડું છે, પરંતુ સંતોષ માટે કહું છું કે, મારા રામચંદ્રે કન્યાદાનમાં જે ચાલી આપી છે તેનું સો સવાસો રૂપિયા માસિક ભાડું આવે છે. તમો સર્વે તેમાં રહી તમારું ગુજરાન કરી શકશો, માટે કેશવચંદ્રને રળવાની જરાએ ઉતાવળ કરાવતા નહિ, ભણવા દેજો. વકીલ થઇને મુંબાઈમાં રહેશે તો તમારા કુટુંબને શોભાવશે. તમે એમની બા વગેરે સૌ ત્યાં આવજો. છોકરાં સાથે રહેવું, હરિનું ભજન કરવું અને તેમને સુખ ભોગવતાં જોઇ આપણે સુખી અને આનંદી રહેવું, એ હું તો ઘરડાંનો પરમ ધર્મ સમજું છું અને તે પ્રમાણે ચાલું છું, તેથી સુખી અને આનંદી છું. ઈશ્વર તમને પણ તમારાં છોકરાંનો વૈભવ દેખાડી સુખી અને આનંદી બનાવો.' ડોસી આનંદથી ગળગળી થઇ ગઇ. 'વરકન્યા કુશળ રહો તથા તેમને જોઇ તમને નિત્ય આનંદ આનંદ ઉપજો.' એમ કહી પોતાનો સંતોષ બતાવી ડોસો ઉઠ્યો.

જાન વળાવી ગજરીને સાસરે મોકલી અને સૌ ખુશી થયાં. પુત્રીના જવાથી જેકોરશેઠાણીને બહુ લાગણી થઇ. તેમને–માતાને મન 'પુત્રીને કેમ ગમશે, પરાયાં માણસોમાં તેને કેમ ફાવશે અને તેનું કેમ નીભશે?' એવી કાળજી રહેવા માંડી.

## પ્રકરણ ૩૫ મું.

### ઉપસંહાર.

કેશવચંદ્ર અને ગજરા–ગુર્જરી ઘણાં ઘણાં વિઘ્ન આવ્યા છતાં અને ઘણા કાળ લગી અંદેશામાં રહ્યા પછી આખરે પરણ્યાં. કન્યાનાં માતપિતાની ઉમેદ પાર પડી અને વરને પણ પોતાના કેળવાયેલા અને સુધરેલા વિચારોને યોગ્ય વધૂ મળી. વરની માતા, જે ગામડે રહેલી અને જુના વિચારની સ્ત્રી હતી, અને મુંબાઇનો અનુભવ પામી આવેલી ગંગા નામની સ્ત્રીથી જેને મુંબાઇના કુલફટાકિયા આછકલા રીતરિવાજ સાંભળી 'પોતાને સારી કન્યા મળતી નથી' એમ થયા કરતું હતું, તે પણ વહુને જોઇને ખુશ થઇ, એટલુંજ નહિ, પરંતુ તેણે સાંભળ્યા અને પોતાની સમજણ પ્રમાણે અનુમાનથી કલ્પ્યા કરતાં જુદીજ જાતની રીતભાતવાળી સમજુ ને કામગરી વહુ જોવામાં આવ્યાથી તે પણ ત્રણ ચાર અઠવાડિયામાં બધો અનુભવ મેળવી ખુશ ખુશ થઇ ગઇ. અંતઃકરણથી તે તેને આશીર્વાદ આપવા લાગી. ડોસીને વહુનો અનુભવ મળ્યા પછી પોતાના હૃદયનો સંતોષ અને આનંદ ખાલી કરવાનું મન થયું હતું. પડોસણો અને નજીકનાં સગાં આગળ તો તેણે જ્યારે જ્યારે તેનો અંતરાત્મા પ્રસન્ન થતો ત્યારે ત્યારે સંતોષ અને આનંદના ઉદ્‌ગાર કાઢેલા પરંતુ જેણે તેના મનમાં જુદાજ વિચારો દાખલ કર્યા હતા, તે ગંગાબાને મળીને મુંબાઈમાં ઉછરેલી વહુનો પોતાને જે અનુભવ મળ્યો, તે જણાવવાનું તેને બહુ મન હતું. મંદવાડને લીધે હજી તેને ઘર બહાર જવાની રજા મળી ન હતી, જો કે દાઝ ઉપર ચામડી આવી ગઈ હતી અને કમ્મરે પણ ઠીક થઈ ગયું હતું. ઘરમાં તે આમતેમ હરીફરી શકતી હતી.

ઘરમાં કેશવચંદ્રની મસિયાઇ બહેન ધનાંબાઈ કરીને એક જુવાન વિધવા, વિજ્યા ને વહુ–ગજરા એટલાંજ હતાં. તેઓ ઘરનું તમામ

કામકાજ હળીમળીને કરતાં. ડોસીની સારવારમાં જરા પણ કમીના પડવા દેતાંનહિ. ગજરાએ એવી સારી રીતે ઘર ઉપાડી લીધું હતું કે, જે જોઇને તેમનાં પિતરાઇઓ અને પડોસીઓને અદેખાઇ આવતી. સાસુ વગર જોયે અને વગર અનુભવે આગળથીજ વહુને માટે જુદો અભિપ્રાય ધરાવનારી હતી તેમ છતાં વહુને અને બે નણંદોને હળીમળીને ઉત્સાહભેર કામકાજ કરતી અને એક બીજામાં એકતાર થઈ રહેતી જોઈ આશ્ચર્ય પામ્યાં. 'કામ કર્યા તેણે કામણ કર્યા' તેવું થયું હતું. નણંદો ભોજાઇની આંખે જોતી હતી એટલુંજ નહિ. પણ સામી તેને આરામ આપવાને પોતે આગળ પડી પડીને વહેલાં વહેલાં સૌ કામ આટોપી લેતી હતી સ્ત્રીઓની મુખ્ય ફરજ દરદીની સારવાર કરવાની છે. આ ફરજ આપણા લોકોમાંથી જાણે હાલ તદન ભુલાઈ ગઈ છે, તેમ છતાં ગજરાને તો તેનું શિક્ષણ મળેલું હતું. સાસરે આવતાં માએ અને બાપની માએ, તે બાબત તેનું ખાસ ધ્યાન ખેંચ્યું હતું. તેથી એ બાબત બહુ ખંતથી, સફાઇથી, સ્વચ્છતાથી અને વખતસર કરવાનું તે કદી પણ ભૂલતી નહિ. પોતાને હાથે તે સાસુને દવા આપતી, મલમપટાનુ કામ જાતે કરતી, ધોવું, નવડાવવું, કપડાં સ્વચ્છ રાખવાં, પથારી પોચી અને દરદીનાં અંગ જેમ રાહિયતથી રહે તેવી કરવી અને ઓરડો હવા ઉજાશવાળો સ્વચ્છ રહે તેમ રાખવો, એ બધું તે ધ્યાન રાખીને કર્યા કરતી હતી. જે વખતે હવા અજવાળું જેમ લેવું હોય તેમ ઓરડામાં લેતી. જે વખતે તેની જરૂર ન હોય તે વખતે પોતે જાતે ગમે તેવા કામમાં હોય ત્યાંથી ખાસ દોડી જઈ બારી બારણાં બંધ કરતી. બપોર અને રાતને વખતે એકાંતમાં ડોસી પાસે બેસતી અને ધીરા, મધુરા, પ્રિય, તેને ગમતા બોલ બોલતી. તેના શરીર ઉપર હાથ ફેરવતી અને પેટની જણી પુત્રી પણ ન ઉઠાવે એવી ચાકરી ઉઠાવતી, ડોસી તો ત્રણ અઠવાડિયાંમાં તેનાથી જિતાઈ ગઇ. રાતના ઘણી વાર ડોસી તેને કહેતી કે, 'દીકરા! હવે તું સૂઇ જા. ...ગ! મેં સ્વપ્ને પણ નહિ ધારેલી એવી તેં મારી ચાકરી કરી છે. એ... માની જણી બહેન હોય તે પણ ન કરે એવી તેં

મારી સેવા બજાવી છે. મારો આશીર્વાદ છે કે ‘ તારૂં સૌભાગ્ય અમર તપો અને તું મોટા ઉજળા કુટુંબની માતા થાઓ.’ ગજરા તેને કહેતી કે ‘ આ મારી ફરજ છે અને હું તે બજાવું છું, તેમાં તમે અમસ્તાંજ શા માટે મને શરમાવો છો ? અમે તમારાં છોરુ તમારી ચાકરી ન કરીએ તો પછી બીજું કોણ કરે ? અમે નાનાં બાળક હતાં ત્યારે તમો—માબાપ અમારી ચાકરી કરો છો, સંભાળ રાખો છો, અમારા તરફની અનેક પીડાઓ સહન કરો છો અને અમારા શ્રેયને માટે જે કંઇ દુઃખ વેઠો છો તેનો બદલો અમારાથી—છોરુઓથી કદી પણ વળી શકે નહિ. તમે જે કંઇ કર્યું છે અને કરો છો, તેના પ્રમાણમાં તો અમારી સેવાઓ મોટા સમુદ્રમાં એક ટિંપાં બરાબર પણ નથી ? આ પ્રમાણે સાસુવહુને અનેક વાર એકાંતમાં વીતો થતી. સાસુએ વહુને કુટુંબને તથા ગામગોત્રને લગતી બધી વાત એકાંતમાં મોટા ઉમળકાભેર સમજાવી ગૃહાચાર, કુટુંબાચાર ને ગ્રામાચાર વગેરે બધી રૂઢિરીતિઓ બતાવી હતી.

ડોસીની તબિયત સુધરવાથી કેશવચંદ્ર બે દિવસ થયાં અમદાવાદ ગયો હતો. ગજરાને અલબત પહેલે દિવસે તો લાગ્યું નહિ. પરંતુ બીજે દિવસે બપોરના ઘરકામથી પરવારી જ્યારે તે પોતાના ખંડમાં ગઈ ત્યારે તેને જરા સુનું લાગ્યું. જેની ઉપર પતિપત્ની રોજ બેસતાં અને વાતચીત કરતાં તે હિંચકા ઉપર બેસતાંજ તેને સુનું લાગ્યું અને ઓછું આવ્યું. તેની આંખોમાં પાણી ભરાઈ ગયાં. આટલી વયમાં કદી નહિ જોયેલા અને નહિ અનુભવેલા એવા અજાણ્યા ગામમાં અજાણ્યા વાસમાં અને અજાણ્યા—અપરિચિત જનમંડળીમાં હાજી હા કરીકરીને તથા પ્રિય લાગે એવું બોલીબોલીને તેણે સૌને પોતાની તરફ ખેંચી લીધાં હતાં. તેમને પોતાની માયા ચઢાવી હતી પણ પોતે હજી તેમની સાથે એટલી બધી હળી ગઇ ન હતી કે, જેથી થોડા દિવસ એકલાં રહેવું હોય તો રહેવાય. આજેજ તેને એ લાગી આવ્યું. હિંચકાના તકિયા ઉપર માથું મૂકીને તે જરા આડી થઇ અને ‘ મારે એકલાં રહેવાનું પણ શીખવું જોઇએ. કાલે ક્યાંહિં નોકરી ઉપર જવું

પડશે અને એ ત્યાંથી મને એકલી મૂકીને બહાર ગામ જશે તો શું હું આમ અણગમો કરીકરીને આંસુ ગાળ્યા કરીશ ? નહિ, મારે પણ એકલાં રહેવું જોઈશેજ. નાનાં હતાં ત્યારે માતપિતાએ લાડ લડાવ્યાં અને હુલાવીફુલાવી સુખમાં રાખ્યાં, હવે કંઈ એમ રહેવાનું છે ? હવે તો આપણે આપણી મેળે સંસારનાં સુખ દુઃખ સહન કરતાં અને ટાઢાઉની અનુભવ લેતાં સંસાર નિભાવવાનો છે.' આમ વિચાર કરતાં કરતાં તે જરા બપોરની નિદ્રામાં પડી.

નીચે ડોસી આગળ વિજયા અને ધનાંબહેને બેઠેલાં હતાં. ડોસી તેમને વહુના ગુણો યાદ કરી કરીને સારી શિખામણ આપતાં હતાં, એટલામાં બે પડોસણો પણ આવીને ત્યાં બેઠી. વાતમાં ડોસીને ટેકો આપતાં તેઓ કહેવા લાગી કે, 'નહિ કાકી ! ખરે, કેશુભાઈની વહુ તો એક અણમોયો હીરો છે. મુંબાઈમાં રહીને ઉછરેલી અને લક્ષાધિપતિ બાપની બેટી આવી સાદી, સીધી અને કામગરી હોય એવું કોઈ માનેજ નહિ. એવું જગતમાં બનતું પણ નથી. તમારી વહુમાંજ અમે તો આ નવું નવું જોયું. શું એનો વિવેક અને મીઠાબોલાપણું. મારા નાના દલાનેએ તુંકારે બોલાવતી નથી. નાના બચ્ચાને 'દિયેરજી, દિયેરજી' કહીને માન અને વહાલથી બોલાવે છે. મોઢાની મિઠાશ, રડી એક બહુ જુદીજ વાત છે. દલો તો ભાભીને જોઇ મારી કેડમાંથી તૂટી પડે છે. એ પણ હાથમાંનું કામ હેઠું મૂકી એને વહાલથી લે છે.' આ પ્રમાણે વાત ચાલતી હતી એટલામાં પેલાં ગંગાબા આટલા દહાડા 'વહુને દેખાડવા–પગે લગાડવા લાવે છે કે નહિ ?' એવી પરીક્ષા જોવાને ડોસીને જોવા આવ્યાં ન હતાં તે આખરે, જ્યારે ડોસી માંદી હોવાથી કોઈ તેમને ત્યાં ગયું નહિ ત્યારે આજ મળવા તથા જોવા અને 'વહુ કેવીક છે ?' તેની ચિકિત્સા કાઢવાને આવી પહોંચ્યાં. વાચકને ગંગાબાનું ઓળખાણ પડાવવાની અગત્ય નથી. તે આવ્યાં કે તરત વીજી ઉઠીને સામી ગઈ અને ડોસી બેઠાં થયાં. સૌએ 'આવો, આવો.' કહીને આદર માન આપ્યું. તે ઘરની ગોઠવણી તરફ તથા ડોસીના બિછાનાની સફાઇ, અને વ્યવસ્થા તરફ જોતાં જોતાં તેમની સામે

બેઠાં. જરા શ્વાસ ખાઈ તથા ફરીને આમ તેમ જોઈ તેમણે પ્રથમ ડોસીને કુશળ ખબર પૂછી અને તેમ કરતાં પોતાના અનાગમનના બચાવમાં જણાવ્યું કે, 'તમે પડી ગયાં છો, દાઝયાં છો અને ખાટલાવશ છો, એ તો મેં માત્ર કાલેજ જાણ્યું. આટલી વીજીનેએ ન મોકલીએ, ત્યારે ઓળખાણ શા કામનાં ? મારો કિશોર અને તેની વહુ પરમ દહાડે મુંબાઈથી આવ્યાં, તેમણે મને તો કહ્યું કે 'બા ! કેશવચંદ્ર મુંબાઇવાળા પેલા રામચંદ્રશેઠને ત્યાં પરણ્યો અને એની બા તો બિચારાં દાદરેથી પડી જવાને લીધે ખાટલાવશ છે.' હું શરીરની લગાર ભારે અને પગની લુલી એટલે ઝાઝું બહાર નીકળતી નથી. તેમ મારે કોઇને ત્યાં જઇને ઝાઝું બેસવા ઉઠવાનુંએ નહિ, એટલે કોણ મને આવી તેવી વાત કહે ? વીજી ! શું તો કંઇ ઘરડી નથી, બેટા ! મને ખબર કરીએ કે નહિ ?'

વીજી—મારા ભાઇને પરણાવવા ખંભાત ગયાં, ત્યાંથી મારી બાના સમાચાર સાંભળી વસમસ્યાં અહિં પાછાં આવ્યાં અને પછી અહિં તો એની આ ઉઠવેઠમાં હું બધું ભૂલીજ ગઇ. મારી બા સાજી હોત તો મારાં ભાભીને તમને પગે લગાડવા ન લઈ આવત કાકી !

ગંગાબા હસતાં હસતાં બોલ્યાં કે, 'તારી શેઠાણીભાભી' આવી લાગે છે. ઘરની ઉજળામણ અને તારી બાનું બિછાનું મને તે આવેલી હોય તેવું બતાવે છે. વારું, ભલા ! 'કેસુ પરણ્યો, એને મનગમતી વહુ મળી, તેથી અમે સૌ બહુ ખુશી થયાં. વહુ કેવી છે ? તારી બાની ચાકરીઆકરી કરે છે કે 'ટાપટીપ ને ધોળકું !' કયાં છે ? અહિં નથી કે શું ? કેસુ તો અમદાવાદ છે, એમ કિશોર મને કહેતો હતો.'

ડોસી બોલી કે 'ગંગાબા ! વહુ તો મારે જોઇએ તેવી—અરે તેથીએ સરસ મળી. રૂપમાં ગુણમાં કામકાજમાં અને વિવેકવિચારમાં કશુંએ કહેવું પડે તેવું નથી. પૂછોને આ અમારાં પડોસણ જમનાં બહેનને ? વહુ તો ખરેખર મારી આંતરડી ઠરે એવી મળી. ગંગાબા ! શું એનું સોજ ! પરણીને પહેલેજ આણે આવેલી છે ને અમારે એને

રીઝવવી અને મેમાનગીરીથી રાખવી જોઇએ, તેમાં સામી તેને અમારી સેવા ઉઠાવવી પડે છે. મારાથી બેસાય ઉઠાય નહિ એટલે મળાદિ પણ ઉપાડવાં પડે છે. પેટની છોકરીએ સુગાય પણ એ વહુ સુગાતી નથી. મને ઉનેઉને પાણીએ રોજ ચોળીને નવડાવે, પગ ચાંપે, દવા પાય, અને દાઝ ઉપર મલમ ચોપડે છે. દહાડામાં બે ત્રણ વાર મારી ઉપર હાથ ફેરવી જાય છે, અને મારા બિછાના ઉપર એક ડાઘો સરખોએ પડવા દેતી નથી. બે ત્રણવાર તો મારો આ ઓરડો વાળી ઝુડીને હમેશ સાફ કરે છે. અમદાવાદથી કેસુનો દોસ્તદાર એક દાકતર મને જોવા આવ્યો હતો તે તો આ બધી ગોઠવણ જોઇને ખુશ ખુશ થઇ ગયો. ગંગાબા ! એ કેવી સંભાળ રાખે છે અને કેવી ચીવટથી કામ કરે છે તેનો એકજ દાખલો આપું તે સાંભળો. પરમ દિવસે રાતના ત્રણ વાગે જ્યારે વાદળાં થઇ આવી છાંટા થયા ત્યારે તે ચીવટથી ઉઠી ઉપરથી નીચે આવી અને આ બારી તથા જાળિયું બંધ કરી ગઇ. કેસુના બાપ અહિં સુતા હતા તે બારી વસાઇ તેને ધબકારે જાગ્યા અને જ્યારે મેં તેમને કહ્યું કે 'એ તો વહુએ વહેલાં વહેલાં ઉપરથી ઉતરી આવી પવન અને ફોરાં પડે ત્યાર પહેલાં બંધ કર્યા.' હું ને વીજીના બાપા વારંવાર ના કહીએ છીએ તેમ છતાંએ આ ધનાં સાથે બેડું લઇને કુવે પાણી ભરવા જાય છે, અને સપાટાબંધ એ અને ધનાં થઇને આખા ઘરનું પાણી ભરી નાંખે છે. કેસુ દસ વાગ્યાનો જમનાર, તે દસ વાગ્યામાં હમેશ નિયમસર રસોઇ તૈયાર કરે છે. દાક્તરે કહ્યું છે તેજ પ્રમાણે મને કાંજી દૂધ અને ખાવાપીવાનું બરોબર વખતસર તૈયાર કરી આપે છે. મારા કેસુથી દવાનું મોડું વહેલું થાય પણ એને હાથે થતું નથી. ગંગાબા ! તમે મુંબાઇની શેઠાણીઓની જે વાત કરતાં હતાં તેમાંનું તો રુંવુંએ મારી વહુમાં જણાતું નથી ! મારી વહુ તો મુંબાઇની શેઠાણી નહિ પણ અમારાં હૃદયની શેઠાણી થઇ રહી છે. હું મારા અંતઃકરણથી એણે મારી આંતરડી ઠારી, મને જે સંતોષ અને આનંદ ઉત્પન્ન કર્યા છે તે માટે એને આશિષ આપ્યા કરું છું. ઇશ્વર એનું સૌભાગ્ય અમર તપાવો અને એને પનોતીને પરાક્રમી,

પુત્રો અને સુખ વૈભવો પ્રાપ્ત થાઓ. વહુ, ગંગાબા ! વહુ તો મારા જેવી કોઇને મળીએ નહિ હોય અને મળશે પણ નહિ.'

ગંગાબાએ પવન બીજીજ બાજુએ વહાતો જોઈ જરા વિચારીને કહ્યું કે, 'મુંબાઇને શું છે ? સારાં માબાપનાં છોકરાં હોય ને ગમે ત્યાંનાં હોય ગમે ત્યાં રહેતાં હોય પણ પોતાની સલુકાઇ દેખાડયા વગર રહેતાં નથી. જેવી જેવી જેના કુટુંબની રીતભાત અને જે જેવું તેવાં તેનાં છોરું થાય, એમાં શી નવાઇ ? સારા માબાપની છોકરી હશે તે તો સારી જ હશેને ? સાંભળ્યું છે કે, કન્યાદાનમાં વહેવાઇએ સો સવાસો રુપિયાના ભાડાની ચાલી આપી છે ? જેની પાસે પૈસો હોય તેને પોતાની છોકરીથી શું વધારે છે ? તમારો કેસુ ખરેખર ભાગ્યશાળી ! સોનામહોર જેવી કન્યા મળી, પૈસો મળ્યો, જાતે ડહાયો નીકળ્યો ને ભણ્યોગણ્યો —અરે ! એક હીરો નીકળ્યો. 'બાળા તેને શા ડકાળા.' સારામાં સૌનો ભાગ છેને ? તમે સારાં હશો તો કોઇએ તમારે આંગણે આવી પોષાશે. વહુ કયાં છે ? વીજી બોલાવને ત્યારે એને મળીએ ?'

ડોસી—જા, વીજી ! તારી ભાભીને ઉપરથી બોલાવી લાવ. કહેજે કે આવીને ગંગાકાકીને પગે લાગે. એ કંઇ એળખે છે ? છોકરું છે.

'મને શાં પગે લાગવાંતાં ? તમારી બરદાસ કરી અને તમે કહો છો તેમ, પેટની છોકરી માફક તમારી ચાકરી કરી, એ સાંભળી નેજ હું તો ખુશી થઈ. ઈશ્વર તમને દીકરાવહુનાં સુખ અને સંતાન જોવાને પાંચ વર્ષનો વધારે આવરદા આપો.'

જમનાં બોલી કે, 'ગંગાબા ! મહીનો થયાં કેસુભાઇ પરણીને ઘેર આવ્યા છે ત્યારનું અમારું ફળિયું જાણે આનંદી બની રહ્યું છે. વિજયાબહેન અને ધનાંબહેન તો એમની ભાભીની પુંઠે પુંઠેજ ફર્યા કરે છે. વિવાહનાં ગીતોની તો હરઘડી ધુંસો પડયા કરે છે. ઘર તો જાણે કલ્લોલ કરી રહ્યું છે. વહુ તો એવી ચિંઝણા પેઠે કામકાજમાં ફરી વળે છે કે, અમે તો સૌ તેની સામુંજ જોયા કરીએ ! સૌ કહે છે જે, આ કયારે ઉઠી, કયારે કામકાજ કર્યા અને કયારે આમ નવરી પડી ? જાણે આખો દહાડો નવરી ને નવરી અને જ્યારે જોઇએ ત્યારે આનં-

દમાં હસતી ને હસતીજ ! સવારના પહોરમાં એનું મોઢું જોયું હોય તો આખો દહાડો આનંદમાં જાય. રૂપાળી કેવી જાણે નરી અપ્સરા ! અને એના મોં ઉપર સૌભાગ્ય કેવું જાણે નર્યો લક્ષ્મીનો અવતાર ! વળી શહેરની કન્યાએ જેવી કંઈ દુબળી કે રાંક પણ નથી. ખાસી જાજરમાન, માટલી જેવું કેવું ગોરું ગોળ મટોળ મજેનું એનું મોં છે. ચોટલો કેવો ઢિંચણ સુધી લાંબો અને ભરાઉ વહુ તો આ ! કાકી કહે છે તેમ, વહુ જેવીજ ખરેખર ઇચ્છવા જોગ વહુ છે.'

વિજયા દાદર ચઢતાંચઢતાં તેના પગને ગણસારે ગજરા બેઠી થઇ અને બોલી કે, 'કોણ નાનીબહેન ! આવો.'

'ભાભી ! પેલાં તે દિવસે હું કહેતી હતી તે ગંગાકાકી આવ્યાં છે. બાએ કહ્યું છે કે, તમે આવીને એમને પગે લાગજો. તે તમને જેવા આવ્યાં છે. બા નીચે બોલાવે છે.'

'રહો, બહેન ! હું જરા મોઢું ધોઇ લઉં પછી આપણે જઇએ.' ગજરા મોઢું ધોવા બારી આગળ ગઈ. તેના સામું જોઈ વિજયા મનમાં બોલી કે, 'આજ ભાભી કંઇક રડેલાં લાગે છે.' તે હિંચકા ઉપર બેઠી અને હિંચકો ખાતાંખાતાં મોજમજાકમાં હસતે ઉમળકાને સૂરે તેણે ગાયું કે:–

" ક્યિા ભાઈ ગયા છે દરબાર (૨)
કેમ વહુ મો'લોમાં એકલીરે;
રોઈ રોઈ ભર્યા છે તળાવ (૨)
આંસુડે ભિંજી છે કાચળીરે. "

'નાનીબહેન નાનીબહેન ! આ શું ગાઓ છો ?'

'ભાભી ! તમને નથી ગાતી હો.' તે હસી પડી. એ તો હિંચકે બેસતાં અમસ્તુંજ મને યાદ આવ્યું અને ગાયું. ! તે ફરીને હસી. નીચેથી ધનાબહેન ઉપર આવી અને બોલી કે, 'વિજયા ! તું અને ભાભી ત્યારનાં શું કરો છો ? અમે તો વાટ જોઈ જોઇને થાક્યાં !'

ગજરા–મોટીબહેન ! મારાથી જરા ઉંઘી જવાયું હતું તેથી મેં હું મોઢું ધોઇ લઉ' એટલી વાર નાનીબહેનને ખોટી કર્યા.

'હવે ક્યાં જાઓ. બેસો. હું ઉપર આવીને ?'

'કેમ ?' ગજરાએ સવાલ કર્યો.

'ભાભી ! તમે કેમ આજ આમ છેક હૈયાસુનાં લાગો છો ? તમે તો ચકલું ઉડે તોય જાણો એવાં છો. અમદાવાદથી મારા ભાઈ આવ્યા તે તમે કે વિજયાએ સાંભળ્યું કે જાણ્યું નહિ ? હમણાં એ માસીબા પાસે બેઠા છે અને ગંગાકાકી સાથે વાત કરે છે. એમણે માસીબા સાથે વાત કરવા માંડી એટલે હું ઉપર આવી.' ધનાંએ વિજયાની સાથે હિંચકે બેસતાં બેસતાં કહ્યું.

'ભાઇ સાથે બીજું કોણ છે ?' વિજયાએ બીજા માણસનો અવાજ આવતો હોય એવું સાંભળીને પૂછ્યું.

'રસિકભાઇ આવ્યા છે ? વિજયા ! તુંએ કેમ આમ કરે છે ? રસિકભાઇનો સ્વરે તું ઓળખતી નથી ?'

'ચાલ, ત્યારે આપણે નીચે જઇએ. ભાભી ધીરે રહીને પછી આવશે.' આમ કહી વિજયા ધનાંને લઇને નીચે ગઈ. અરીસામાં મોં જોઈ ગજરા મનમાં બોલી કે 'નાનીબ્હેન બડી ચતુર છે. હું જરા રોયેલી તે એ સમજી ગઈ દેખું. હું રડી રાઇ એટલામાં ઈશ્વરે કેવી મહેર કરી અને એમને મોકલી આપ્યા ! સાસુજીને ઠીક છે તેથી હવે તો એક બે દિવસ રહી બધાંએ અમદાવાદ જઇશું. બે ચાર દિવસ ત્યાં રહીશું. ચંદાભાભીજીનો સંસારે જોઇએ તો ખરાં ? ચાલ, હુંએ હવે નીચે જાઉં કે જેથી ગંગાબાનું પતાવી ઝટ ઉપર અવાય.' મોઢું ઠીકઠીક કરી તથા આધું ઓઢીને તે નીચે ઉતરી. તે ગઝારના બારણા આગળ જઈ બેઠી. તેને જોઇ રસિકલાલ બોલ્યો કે 'કાકી ! તમારા વહેવાઇનો મારી ઉપર કાગળ આવ્યો છે. તે લખે છે કે, 'જો તમને ઠીક થયું હોય તો ગજરાને મોકલજો. તમે કહો તો અમદાવાદ સુધી કોઇ તેડવા આવે. એમની ભોજાઇને સીમંત છે. કેશવચંદ્ર અજવાળિયા પછી મુહૂર્ત ઉપર જશે અને એમને આઠ દિવસ વહેલાં મોકલો.'

'રસિક ! કેસુની વહુએ તો આ મંદવાડમાં મારી બહુ ચાકરી કરી. ઓહો ! મોટા ઘરની છોકરી સુખ વૈભવમાં ઉછરેલી છે છતાં

આ ગામડા ગામમાં એણે એવી સ્ફુર્તી અને ચંચળાઈ દેખાડ્યાં છે કે, આખું ગામ એકકે અવાજે મારી આગળ એનાં વખાણ કરે છે. એણે મારી જે સેવા બજાવી છે તેનાં તો હું કંઇ વખાણ કરી શકું તેમ છેજ નહિ. હું એને શું આપું?'

'દીકરા.' રસિક હસ્યો.

ડોસી સ્નેહના ઉભરાથી અને ઉપકારના ભારથી ગળગળી થઈ ગઇ.

હું એને પળે પળ આશીર્વાદ આપું છું કે, ઇશ્વર એને સુભાગી આયુષ્યમાન પુત્રોની માતા કરો. ખરેખર રસિક! તારી વહુએજ મને આ હીરા જેવી વહુ શોધી આપી. ચંદાવહુ નથી આવી કે શું? એને તમારી સાથે લેતા આવ્યાએને કેસુ?' આને બે દિવસ ગમત થાત.'

'એ તને જોવા આવવાને બહુ આતુર હતાં, પણ છેલ્લી ઘડીએ અવાયું નહિ. કાકી આવવાનાં હતાં તેમને મેં ના કહી. એ બિચારાં ત્રણવાર આવી ગયાં અને ક્યાં પાછાં તાપ તડકામાં ફેરો ખાય?' કેવચંદ્રે જવાબ આપ્યો 'ચાલ! રસિક! આપણે ઉપર જરા આરામ લઇએ.' એમ કહી રસિક સાથે તે મેડીએ ગયો. તેઓ ઉપર ગયા કે તરત ગજરાએ બહાર નીકળી ગંગાબાને પ્રણામ કર્યા. ગંગાબાએ તેના માથા ઉપર હાથ મૂકી કહ્યું કે 'અખંડ સૌભાગ્યવતી રહે! અને સાત સાત છોકરાની મા થા.' ડોસીએ અને વિજયાએ તેને ગંગાબાની હકીકત કહી ઓળખાણ પડાવ્યું. એમના વહુ દીકરો મુંબાઇથી આવેલાં છે એમ કહ્યું ત્યારે ગજરા રૂપાની ઘંટડી જેવા મધુર સ્પષ્ટ ઉચ્ચારે બોલી કે 'ગંગાકાકી! આવતી કાલે હું જરૂર આપને ઘેર આવીશ.' કેટલીક વાતચીત થઈ અને ગંગાબાએ ચાળવી ચાળવીને ચિકિત્સા કરી. તેમને ખાતરી થઇ કે, વહુ તેઓ જેવી મુંબાઈની શેઠાણીઓ ધારતાં હતાં તેવી-આછકલી કે છાકટી નહિ પણ ગંભીર અને ખાનદાન કુટુંબનું સોજીલું બાળક છે. ઉઠતાં ઉઠતાં તેમણે કહ્યું કે 'મુંબાઇમાં જો કોઇ પણ સ્ત્રી શેઠાણી કહેવાતી હોય તો તે ગુજરાતણજ છે. મુંબાઈ ગુજરાતી લોકનું બંદર—નગર છે અને ગુર્જરીઓજ તેની શેઠાણીઓ છે.' 'અને મારી ભાભીનું નામે ગંગાકાકી! ગુર્જરી ઉર્ફે

ગજરા છે, એટલે અમારે તો એજ મુંબાઇનાં શેઠાણી ગુર્જરીને?' વિજયાએ અભિમાન દેખાડયું.

'હા, બહેન! હા, આજ તારી ભાભી મુંબાઇની શેઠાણી અને ગુર્જરી અને એના જેવી લજ્જાળુ ગંભીર ડહાઇ સમજુ કામગરી અને કુટુંબવત્સલ હોય તેજ ગુર્જરી. આપણા ગુજરાતના જેવો દેશ કયાં છે? અને સત્કુળની ગુજરાતણના જેવી બીજી સ્ત્રી પણ કોણ છે તે દેખાડને? ગુજરાતણ જેવી ઘાટીલી અને ગુણવંતી ગોરી કોઈ નથી. વળી ગુજરાતણનું શીલ, મજેનો પોષાક તેની દુશ્મનનેય હસાવે એવી સુઘડ સ્વચ્છ વૈભવી રીતભાતો વગેરે કશુંએ બીજા લોકમાં નથી. મુંબાઇ ઉપર ગુજરાતનો 'અમારું શહેર' કહેવાનો અધિકાર છે, અને ત્યાં શેઠાણી કહી એટલે કોઇ પણ માણસ સમજે કે 'ગુર્જરી.' ગંગાબાએ વિજયાને પોતાનું જાણપણું બતાવ્યું. પછી તે ઉઠયાં. હાથણીના જેવી ગંભીર ચાલે ચાલતી ગજરા ફળિયાના નાકા સુધી આધું ઓઢી ધીરેથી 'આવજો કાકીજી!' કહેતી કહેતી વળાવવા ગઇ. ગંગાબા જેના મનમાં ખીચડિયા વસ્તીવાળા માળાઓની છોકરીઓ અને આછકલીઓને લીધે ખરાબ વિચાર પેસી ગયો હતો, તે ગજરાને જોઇ પોતાના વિચાર બદલી, તેના ખાનદાનને ધન્ય આપતાં ઘર તરફ ગયાં.

ગંગાબાને વળાવી પાછા ફરતાં ગજરાએ કહ્યું કે 'ચાલો નાની બહેન! ઉપર. તમારા રસિકભાઇને પૂછો તો ખરાં કે ચંદાલાલીને ચાર દહાડા પછી અહિં બોલાવશે કે નહિ? વળી તમારા ભાઇની ખબર પૂછો આવો.' ગજરા તેને લઇ બહારથી જીનાને દાદરેથી ઉપર ચઢી. મેડીમાં કેશવચંદ્ર અને રસિકલાલ હિંચકા ઉપર બેઠેલા હતા. નણંદ ભોજાઇ ઉપર આવ્યાં એટલે રસિકલાલ બોલ્યો કે 'બહેન! તારી ભાભી તો તને ગમે એવી ફર્સ્ટ કલાસ આવીને?'

'મારા ભાઇઓ ફર્સ્ટ કલાસ એટલે ભાભીઓએ ફર્સ્ટ કલાસજ હોયને! પેલાં ફર્સ્ટ કલાસ મોટાં ભાભીને કેમ લઈ આવ્યા નહિ?'

'એ તો ગાડાની મુસાફરીમાં ને તાપમાં કરમાઈ જાય.' ગજરા મોઢામાં પાલવ લઇ નીચું જોઈ હસી.

'જો કેસુ! મોળું દહિં દાંત પાડે એવું છે કે નહિ?' વિજ્યાને 'તારી ભાભીને ગમે છે કે નહિ? વિજ્યા!'

'ગમે છે. ભાઇ ન હતા તેથી આજ જરા રડયાં હોય તો રડયાં હોય.' વિજ્યાએ કહી દીધું.

કેશવચંદ્રે ગજરા સામું જોઇ કહ્યું કે 'બસ, એક દહાડામાંજ.'

'એ તો અમસ્તાં. નાનીબહેન તો બડાં ઠઠ્ઠાબાજ છે.' ગજરી હસી, પણ તેની આંખમાં ઝળઝળિયાં આવી ગયાં.

'રડેલાં તો ખરાંજ. જોને મુખ ઉતરી ગયું છે કે નહિ?' રસિકલાલે ઉમેર્યું.

'ના ગમે, હશે. હવે એક બે દહાડામાં જવાનું છે.' કેશવચંદ્રે કહેવું ચાલુ રાખ્યું કે 'હવે ઘણા દિવસ રહેવાનું નથી. જોઇએ તો રસિકભાઇ સાથે કાલેજ અમદાવાદ જાઓ. બાને મટયું છે. ચંદુલાલનો કાગળ આવ્યો છે. તે લખે છે કે, મુંબાઇમાંના ગુમાસ્તાએ ચાલી ધોળાવી રંગાવીને તૈયાર કરાવરાવી છે. એક બે દિવસમાં ચોથે માળ આપણે માટે ખાલી કરાવેલી ચાર ઓરડીઓ અને દિવાનખાનામાં બધો સામાન પણ ગોઠવાઇ જશે. આપણે બારોબાર ત્યાં જઇ રહેવાનું છે.'

'શું ખંભાત જવાનું નથી?'

'કેમ નહિ! તમારી ભોજાઇનો ખોળો ભરવાનો છેને? એમના લખાણ ઉપરથી સમજાય છે કે, વખતે પ્રસૂતિ સુધી તમારું આખું ઘર ત્યાં રહેશે. સીમંત ગયા પછી તરત આપણે મુંબાઇ જઇશું.'

'રસિકભાઇને એ લોકો કયારે મુંબાઈ આવશે?'

'અમે તો તમારા પહેલાં જનાર છીએ. આ તો તમને પરણાવવાને માટેજ આવ્યાં હતાં. આ વખત તો માજીએ આવવાનાં છે.'

'રસિકભાઇનાં બા આવવાનાં હોય તો બાપા અને બા વગેરેને તેડવા તમે સીમંત પછી અહિં આવજો. એ વૃદ્ધો આપણી સાથે રહે તો સારું.' ગજરાએ સાસુસસરા પ્રત્યેની લાગણી દેખાડી પતિને પ્રિય વચન સંભળાવ્યાં.

'ઠીક છે. તમે બાને કહેજો.' કેશવચંદ્રે ઉત્તર આપ્યો. નીચેથી ધનાંએ વિજયાને બોલાવી તેની સાથે ગજરા પણ પછી નીચે ગઇ.

કેશવચંદ્રનું મન હવે મુંબાઇ તરફ ગયું હતું, કારણ કે આગળનો અભ્યાસ શરૂ કરવાની તક નજીક આવી હતી. વકીલ થવું એવો એનો નિશ્ચય હતો, અને તેમાં હવે બધી સગવડ મળી આવી હતી. રસિકલાલ સાથે તે બે દિવસ રહ્યો તે દરમિયાન તેણે એ બધા વિચાર અને ગોઠવણો કરી ડોસાડોસી સાથે બે મિત્રોએ એકાંતમાં બેસી તેમને પણ કેટલીક બાબતો સમજાવી ને જ્યારે જ્યારે ઠીક લાગે ત્યારે ત્યારે મુંબાઇ આવીને રહેવાનું કબુલ કરાવરાવ્યું. 'દીકરો એક અને દેશાવર ઘણા' એવું થાય, કેશવચંદ્રને તેમની પ્રકૃતિને માટે ચિંતા રહે અને દોડાદોડ કરવી પડે, આવી તેવી બધી બાબતો તેમને સમજાવવામાં આવી. માથે મુરબ્બી હોય તે તે. સારું. ગજરાને એ ગમતું હતું.

બે દિવસ રસિકલાલ રહ્યો. ત્રીજે દિવસે એ જનાર હતો, તેથી વખતસર રસોઈ કરવામાં આવતી હતી એટલામાં આ નાના ગામમાં કદી નહિ આવેલી એવી એક મોટરગાડી આવી પહોંચી. લોકોએ ઘર બતાવવાથી તે કેશવચંદ્રના ઘર આગળ આવીને ઉભી રહી. ફળિયાનાં છોકરાં અને લોક એકઠા થઈ ગયા. કેશવચંદ્ર તથા રસિકલાલ પણ 'કોણ આવ્યું?' તે જોવાને બહાર નીકળ્યા. મોટાર ફરીને ઉભી રહેતાંવાંત ચંદુલાલ તેમાંથી બહાર નીકળ્યો. રસિકે સામા દોડી જઈ 'સેકહેંડ' કરી અને તેણે કેશવચંદ્રનો હાથ હલાવ્યો. વિજયાએ ઘરમાં દોડી જઇ તેના પિતાને બહાર મોકલ્યા અને ગજરાને તેનો ભાઇ આવ્યાની વધામણી ખાધી. ડોસાએ બહુ વિવેકથી ચંદુલાલને ઘરમાં લઇ જઇ બેસાડ્યો.

ગામના લોકો નાતના સંબંધીઓ અને કેશવચંદ્રનાં માબાપ વગેરે સૌ વહેવાઇની પ્રભુતાથી ખુશ થયાં. ડોસીના મુખમાંથી તો એવા ઉદ્‌ગાર નીકળ્યા કે 'હું તો સોસો મોઢે જાણે હરખું, મારે આ તે શું સોના સરખું?' રૂપ ગુણ પૈસો વૈભવ અને માન સૌ એક

ઠેકાણે મળવાથી બહુ શોભા આવી. સગાઓ ગામના સારા સારા માણસો વગેરે સૌ મળવા આવ્યા. બહુ આગ્રહ કરવા છતાં ચંદુલાલે જમવાની ના કહી એટલે 'શકુનનો ગોળ આપી પતાવ્યું ને સૌના આશીર્વાદ સાથે રસિકલાલ ચંદુલાલ અને ગજરા અમદાવાદ જવા મોટારમાં બેઠાં. 'તમો સૌ આવતે અડવાડિયે જરૂર જરૂર પધારજો.' એમ બહુ આગ્રહથી ચંદુલાલે કહ્યું ને મોટર ચાલી.



# સંસાર શેત્રંજ

યાને

# કરણી તેવી પાર ઉતરણી.

## ભાગ. ૧-૨-૩

સાત્વિક, શુદ્ધ અને નિર્દોષ ભાવનાઓથી ભરેલા હૃદયવાળો પવિત્ર પુરૂષ જ્યારે મોહરાજના માયાજાળમાં સપડાય છે, ત્યારે ઉત્તરોત્તર તે કેટલો બધો ક્રૂર, સ્વાર્થી, થઇ જાય છે, કાર્ય કરતી વખતે તેને સારાસારનું ભાન-જ્ઞાન છતાં લાચારીથી તેને કેવાં ક્રૂર કર્મો કરવાં પડે છે, તે દુનિયાની નજરે મહા સુખી ગણાતો હોવા છતાં પણ અંતરથી કેટલો બધો દુઃખી હોય છે, વિગેરે બાબતો દર્શાવનાર ચૈતન્યદેવ, અને માયાવી આ બે પાત્રો આ નવલકથાના સંસાર-શેત્રંજના પટ ઉપર કેવા કેવા દાવ-પેચ રમે છે, માયાવી કાર્યનું ફળ દર્શાવી ચૈતન્યને તે ન કરવા કહે છે, છતાં તે માયાજાળમાં સપડાઇ તેની પાસે ક્રૂર કર્મો કરાવે છે, પોતે ઉત્તરોત્તર નરક પ્રત્યે ચાલ્યો જાય છે અને આખરે પોતાની કરણી પ્રમાણે ફળ પામે છે, તેનો સાક્ષાત્ ચિતાર આ નવલકથામાં છે. પાકા સોનેરી પુંઠા સાથે **ભાગ૧-૨ દરેકની કીંમત માત્ર રૂ. ૧-૮-૦ ભાગ ૩ જો કીંમત રૂ. ૨-૦-૦** પોષ્ટેજ જુદું.

